રસિક નવલકથામાળા. પુસ્તક ૧૭ મું.

# ભૂલનો ભોગ.

[ રસપૂર્ણ ડીટેક્ટિવ નવલકથા. ]

લેખક,
ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.
વઢવાણ સીટી.

પ્રકાશક,
પુંજાલાલ ભગવાન પારેખ.
વઢવાણ સીટી.

મુંબઇના એજન્ટ,
મોહનલાલ પિતાંબર-બૂકસેલર
કાલબાદેવી રોડ-મુંબઇ નં. ૨

આવૃત્તિ ૧ લી. પ્રત ૭૫૦
સંવત ૧૯૮૦. સને ૧૯૨૪.

મૂલ્ય રૂ. ૪-૦-૦

## નવીન રસિક નવલકથાઓ.

| | રૂ.આ.પા. |
|---|---|
| સફેદ ઠગ. ભા. ૧-૨-૩ | ૪-૮-૦ |
| સ્નેહલગ્નની સુંદરી. ભા. ૧-૨ | ૩-૮-૦ |
| પંચાસરનો જયશિખરી. ભા. ૧-૨ નવી આવૃત્તિ ( સચિત્ર ) | ૬-૦-૦ |
| દુર્ભાગી દારા. ખંડ ૧-૨-૩ | ૩-૮-૦ |
| ચાલીશ ચ્હેરાનો માણસ. | ૩-૮-૦ |
| ભયંકર ભેદ. ભા. ૧-૨ | ૨-૮-૦ |
| કુટુમ્બીનું કારસ્થાન. ભા. ૧-૨ | ૫-૦-૦ |
| શેરલોક હોમ્સનાં સાહસકર્મો. | ૨-૦-૦ |
| આગ્રાનો ખજાનો. | ૨-૦-૦ |
| પ્રેમની ખુમારી. ભા. ૧-૨ ( સચિત્ર ) | ૬-૦-૦ |
| વેર વસૂલ. ભા. ૧-૨-૩ ,, | ૯-૦-૦ |
| વિચિત્ર જગત. ભા. ૧-૨ | ૬-૦-૦ |
| સૌંદર્ય-જવાળા. ભા. ૧-૨ | ૩-૮-૦ |
| અદ્ભુત લુટારો. ભા. ૧-૨ નવી આવૃત્તિ (સચિત્ર) | ૩-૮-૦ |
| સોનેરી ટોળી. ભા. ૧-૨ | ૪-૮-૦ |
| પાટલીપુત્રની પડતી. ખંડ ૧-૨-૩ | ૪-૮-૦ |

આ તમામ પુસ્તકો પાકાં સુશોભિત સોનેરી અને મજબૂત પુંઠાંનાં તથા દળદાર કદ અને ઉંચા ગ્લેઝડ કાગળ પર સુંદર રીતે છાપેલાં છે.

**પુંજાલાલ ભગવાન પારેખ.**

**વઢવાણ સીટી.**

# ભૂલનો ભોગ.

## પ્રકરણ ૧ લું.

### ભયંકર ચોરી.

ચંદ્રનગરમાં આજે સ્હાંજે જબરો કોલાહલ મચી રહ્યો છે. ઘનસ્યામ રોડપર આવેલ લક્ષ્મીકાન્ત નામના એક શ્રીમંત વ્યાપારીની શરાફની પેઢીમાંથી અઢીલાખ રૂપીઆની ચોરી થઇ છે. તે ચોરીની હકીકત સ્હાંજે પ્રકટ થતાં ચંદ્રનગરમાં તમામ વર્તમાન પત્રોમાં પ્રસિદ્ધ થઇ ગઇ છે; અને વર્તમાનપત્રો દ્વારા આખા નગરમાં ફેલાઇ ગઇ છે.

વર્તમાનપત્રોમાં નીચે પ્રમાણે નો ફકરો જોવામાં આવે છે.

"ભયંકર ચોરી!

"ઘનસ્યામ રોડ ઉપર શ્રીમાન્ લક્ષ્મીકાન્તની શરાફી પેઢી આવેલી છે. તે પેઢીમાં આજ સ્હવારે આશ્ચર્યકારક રીતે એક મોટી ભયંકર ચોરી થવા પામી છે; ચોર અથવા ચોરો અદ્ભુત કૌશલ્ય અને સહાસિકતા પૂર્વક શ્રી. લક્ષ્મીકાન્તની પેઢીમાં દાખલ થયા હતા. તેઓ શ્રી લક્ષ્મીકાતની મજબૂત તિજોરી ખોલીને તેમાંથી અઢી લાખ રૂપિયાની નોટો ઉપાડી ગયા છે.

"પોલિસને આ ચોરીની તુરત જાણ કરવામાં આવી હતી. એટલે તેઓ વિનાવિલંબે તે સ્થળે પહોંચી ગયા હતા. તેમણે કરેલી તપાસના પરિણામમાં તેમને સફળતા પ્રાપ્ત થઇ હોય એમ લાગે છે. પેઢીના એક સૂર્યકાન્ત નામના નોકરને પરહેજ કરવામાં

આવ્યો છે. આશા છે કે તેના બીજા મળતીઆઓ પણ થોડા સમયમાં પોલિસના સપાટામાં આવ્યા સિવાય રહેશે નહિ. "

આ બનાવ જે દિવસે બન્યો ત્યારપછી બીજા ચાર દિવસ સુધી તો ચંદ્રનગરમાં આ ચોરીનીજ વાતો સર્વત્ર ચાલ્યા કરી હતી. પરંતુ ત્યારપછી તેને માટે વિશેષ ચકચાર થઇ નહિ. વર્તમાન પત્રોમાં પ્રકટ થતા બીજા બનાવોએ આ ચોરીની ઘટનાનું વિસ્મરણ કરાવી દીધું. જનસ્વભાવજ એવો છે કે દરેક વસ્તુ જ્યાંસુધી નવીન હોય છે ત્યાંસુધીજ તેને તેમાં રસ પડે છે.

વર્તમાનપત્રોમાં પણ ઉપરનો ફકરો પ્રકટ થયા પછી કશી વિશેષ હકીકત તત્કાળ પ્રગટ થઈ નહતી. ચોર કેવી રીતે લક્ષ્મીકાન્તની પેઢીમાં દાખલ થયા, તેમણે આ પેઢીની કોઇથી પણ ન ખૂલી શકે તેવી તીજોરીને કેવી રીતે ખોલી અથવા તોડી, આ કાર્યમાં સૂર્યકાન્તનો કેટલા પુરતો હાથ હતો, તેજ ચોરી કરનારાઓનો આગેવાન હતો કે બીજાનું હથિયાર બન્યો હતો, અથવા તો કોઇ બીજાએ કરેલી ચોરીનો આરોપ તેના ઉપર આવ્યો હતો, એ વિષયમાં કશું પણ જણાવવાને વર્તમાનપત્રો શક્તિમાન્ થયાં નહિ.

પરંતુ આ ઘટના અત્યંત ચમત્કારિક અને આશ્ચર્યોત્પાદક હોવાથી હું તે વાચકોની જાણ માટે અત્ર આપવાનું આવશ્યક ધારૂં છું. તેની જે વિગતો હવે પછીનાં પ્રકરણોમાં આપવામાં આવશે તે ઉપરથી એટલું સમજી શકાશે કે અનેક પ્રકારનાં આશ્ચર્યોના ભંડારરૂપ આ જગતમાં કશું પણ અશકય નથી.

## પ્રકરણ ૨ જું.

### લક્ષ્મીકાન્તની પેઢી.

લક્ષ્મીકાન્તની ચંદ્રનગરના શ્રીમંત વ્યાપારીઓમાં ગણના થાય છે. તેણે પોતે જ કાંઇ આ બધો પૈસો એકઠો કર્યો નથી. પરંતુ તેના પિતાના સમયથી લક્ષ્મીદેવીએ તેના કુળ ઉપર કૃપા

કરેલી છે. ઘનસ્યામ રોડ ઉપર તેનું આલીશાન મકાન આવેલું છે. એમ કહેવામાં હરકત નથી કે આ રાજમાર્ગ ઉપર આવું મકાન આ એકજ છે. તે નાણાંની ધીરધારનો તથા હુંડીપત્રી લખવાનો ધંધો કરે છે. તેણે પોતાની બાહોશીથી પોતાના વ્યાપારને ઘણો ખીલવ્યો છે. વળી તેની પ્રામાણિકતા ઉપર ચંદ્રનગરના શહેરીઓને અત્યંત વિશ્વાસ બેસી ગયેલો હોવાથી તેઓ પોતાનાં નાણાં તેને ત્યાં રાખવાનું પસંદ કરે છે. આથી તેની પેઢીમાં નોકરોની સંખ્યા પુષ્કળ રાખવી પડે છે; અને પેઢીનો દેખાવ એક મોટી બેંક કરતાં પણ વિશેષ ભવ્ય લાગે છે.

હું લક્ષ્મીકાન્તના મકાનમાં થયેલી ચોરીની વિગતોમાં ઉતરતાં પહેલાં એ મકાનની પરિસ્થિતિનો વાચકને ખ્યાલ આપવા ઇચ્છું છું.

આ મકાનને ત્રણ માળ છે. તેમાં પેઢીની ઓફિસ નીચલા માળ પર છે. વળી રસ્તાપર પડતી બારીઓમાં સિંહના પાંજરામાં હોય છે તેના કરતાં પણ મજબૂત લોખંડના સળીયા જડેલા દૃષ્ટિગોચર થાય છે. કોઈ પણ મનુષ્ય તે સળીયા સરલતાથી કાપી કે વાળી શકે તેમ નથી.

આ મકાનની અંદર પ્રવેશ કરતાં પ્રથમ મોટી ઓશરી આવે છે. એ ઓશરીમાં સ્હવારના સાત વાગ્યાથી રાત્રીના નવ-દશ વાગ્યા સુધી કાયમ ત્રણ કે ચાર નોકરો બેઠેલા જોવામાં આવે છે.

જમણી બાજુએ પેઢીની ઓફિસ આવેલી છે. તેમાં ચંદ્રનગરના શહેરીઓ સાથેનો પેઢીનો વ્યવહાર ચાલે છે. તેજ બાજુએ 'સ્ટ્રોંગ રૂમ' છે. પેઢીની રોકડ આ 'સ્ટ્રોંગ રૂમ' અર્થાત મજબૂત ઓરડામાં રાખવામાં આવે છે. ડાબી બાજુએ હિસાબી ખાતાના જુદા જુદા વિભાગ પાડી તેમાં કામ કરનારાઓને બેસવાને માટે વ્યવસ્થા કરી છે. આ મકાનનો પાછળનો ભાગ એટલો મજબૂત છે કે તે રસ્તે કોઈપણ મનુષ્ય મકાનની અંદર પ્રવેશ કરી શકે તેમ નથી.

પેઢીના માલિક લક્ષ્મીકાન્તે પોતાની બેઠક પહેલા માળ ઉપર એક ભવ્ય અને સુંદર ઓરડામાં રાખેલી છે. કોઇ તેની સાથે ખાનગીમાં વાત કરવા ઇચ્છે તો તે તેને ત્યાં મળે છે. આ ઓરડાને શેઠના ખાનગી ઓફિસ કહેવામાં છે. કોઇ કોઇ વાર શેઠ હિસાબી ખાતાવાળા વિભાગમાં જઈને બેસે છે. ત્યાં તેને માટે એક સુંદર ટેબલ તથા મખમલની ગાદીવાળી ખુરશી ખાલી પડયાં રહે છે. આ સ્થળનો ઉપયોગ શેઠ આખા દિવસમાં માત્ર થોડો સમયજ કરે છે.

શેઠની ઓફિસ જે પેહેલા માળ ઉપર છે, તેમાંથી એક ન્હાની સીડી વાટે નીચે 'સ્ટ્રોંગ રૂમ' માં જઈ શકાય છે. આ 'સ્ટ્રોંગ રૂમ' માં કેશીયર બેસે છે. આ ઓરડાની અંદરની દિવાલોને લોખંડના મજબૂત પતરાંથી તથા તેની બારીઓને જાડામાં જાડા મજબૂત સળીયાથી જડી લેવામાં આવી છે. તેનાપર તોપનો મારો ચલાવવામાં આવે તોપણ તે એકદમ કાંઈ કરી શકે નહિ એમ કહેવામાં કશી પણ અતિશયોક્તિ કરેલી ગણાશે નહિ.

આ ઓરડાની એક દિવાલને અઢેલીને એક મોટી તિજોરી દૃષ્ટિગોચર થાય છે. આ તિજોરી આશરે સાત ફુટ ઉંચી, સ્હાડા-ત્રણ ફુટ પહોળી અને બે ફુટ ઊંડી છે. તિજોરીનું પતરૂં ઓછામાં ઓછું ચાર ઇંચ જાડું હશે. લક્ષ્મીકાન્તે તેને ખાસ પોતાને માટે બનાવરાવી હતી. તેની અંદર એવી ગોઠવણ કરવામાં આવી છે કે ગમે તેવી ભયંકર આગ થાય તો પણ તેની અંદરના કાગળોને આંચ આવે નહિ. વળી તે અખંડ પતરાંની હોવાથી તેની મજબૂતાઇમાં વધારો થયો છે.

આવી મજબૂત તિજોરીને ખોલનારી ચાવી તિજોરીના પ્રમાણમાં ઘણી જ ન્હાની છે. કોઇ સહેલાઇથી એ ચાવીની છાપ લઇને તેના ઉપરથી બીજી તેના જેવી જ ચાવી બનાવરાવી શકે. પરંતુ એ ચાવી તિજોરીમાં દાખલ કરવાથી કશું વળતું નથી. તિજોરી ઉપર લોખંડનાં પાંચ બટન છે. એ બટનને જેમ ફેરવવાં હોય તેમ ફરી

શકે છે. દરેક બટન ઉપર અંગ્રેજીમાં 'એ' થી 'ઝેડ' સુધીના અક્ષર લખેલા છે. તે પાંચ બટન ઉપરના પાંચ અક્ષરોનું એક નામ તૈયાર કરીને તિજોરી બંધ કરવામાં આવે, તો પછી જ્યારે તેજ પાંચ અક્ષર વાળું નામ ગોઠવવામાં આવે તો જ તિજોરીમાં પેલી ચાવી પુનઃ લાગુ પડે. તે સિવાય કરવામાં આવેલી ગમે તેટલી મહેનત વૃથા જાય. દાખલા તરીકે 'ટેબલ' જેની અંગ્રેજીમાં 'Table' આ પ્રમાણે જોડણી થાય છે. તે નામ ગોઠવવું હોય તો પહેલા બટનનો T, બીજાનો a, ત્રીજાનો b, ચોથાનો l, અને પાંચમાનો e, એ પ્રમાણે અક્ષરો એક બીજાની સમાન્તર સીધી લીટીમાં આવે તે પ્રમાણે ગોઠવીને પછી ચાવી તિજોરીમાં દાખલ કરતાં તિજોરી બંધ થઇ જાય. બંધ કરીને બટનને ગમે તેમ ફેરવી નાખ્યા પછી ચાવી કશું કામ કરી શકે નહિ. પુનઃ ખોલવાની જરૂર પડે તો 'Table' શબ્દ ગોઠવવો જોઈએ.

એ પ્રમાણે જેટલી વખત ઉઘાડવાસ થાય તેટલી વખત જુદા જુદા પાંચ અક્ષરના શબ્દો ગોઠવવામાં આવતા હતા. આ શબ્દોનું જ્ઞાન માત્ર બે જણાને રહેતું. લક્ષ્મીકાન્તને તથા તેના કેશીયરને. કેશીયર તિજોરી બંધ કરીને બંધ કરતી વખતે ગોઠવેલું નામ શેઠને જણાવતો. તિજોરીની ચાવી પણ બે હતી. એક શેઠ પાસે તથા એક કેશીયર પાસે રહેતી. કારણ કે કેશીયરની ગેરહાજરીમાં શેઠને જરૂર પડે તો તે ખોલી શકે.

આવી સગવડ હોય તો પછી કુબેર ભંડારી કરતાં પણ અધિક ધનસંપન્ન મનુષ્ય પણ રાત્રે કશી ચિંતા વગર નિરાંતે શાંત નિદ્રાનો ઉપભોગ શા માટે ન કરે ?

મુશ્કેલી માત્ર એક જ હતી. જો બંધ કરતી વખતે ગોઠવેલુ નામ સ્મરણમાં ન રહે તો પછી ગમે તેટલી મહેનત કરવા છતાં પણ તિજોરી ખુલી શકે નહિ. પરંતુ એમ બનવાનો સંભવ ઓછો.

આટલી માહિતી મેળવ્યા પછી હવે આપણે ચોરીની વિગતમાં ઉતરીએ.

સંવત ૧૯—–ના મહા વદી ૧૩ ના રોજ સ્હવારે હંમેશના નિયમ મુજબ પેઢીના કારકુન, ગુમાસ્તા, ઉઘરાણીદાર વગેરે આવ્યા હતા.

બરોબર સ્હાડાનવ વાગે એક માણસ ત્યાં આવ્યો. આ મનુષ્યનો પોશાક ગૃહસ્થના જેવો હતો, તેનો ચ્હેરો ઘઉં વર્ણો હતો. તે કદાવર બાંધાનો હતો તથા છાતી કાઢીને ચાલતો હતો–તે 'સ્ટ્રોંગ રૂમ'ની બાજુની ઓફીસમાં દાખલ થયો. આ ઓફિસમાં પાંચ–છ કારકુનો બેઠા હતા. આગંતુકે કેશીયરને મળવાની ઇચ્છા પ્રકટ કરી.

એક કારકુને જવાબ આપ્યો: "કેશીયર હજુ સુધી આવ્યા નથી. સાધારણ રીતે તે સ્હાડા નવ અને દશની વચ્ચે આવે છે. કેમકે નાણાંની લેવડદેવડનું કામ દશ વાગ્યા પછી શરૂ થાય છે."

આ જવાબથી આગંતુકને નિરાશા ઉપજી હોય અને તે સ્હેજ ગુસ્સે થયો હોય એમ લાગતું હતું. તે ઉચ્ચ સ્વરે બોલ્યો: "કેટલું ખરાબ! ગઇ કાલે મેં લક્ષ્મીકાન્ત શેઠને સૂચના કરી હતી. એટલે મારી ખાત્રી હતી કે અત્યારે હું અહીં આવું ત્યારે મારી સગવડ બરોબર સચવાશે. તમે મને પિછાનતા નહિ હો. મારૂં નામ ઠાકોરલાલ છે અને હું અનંતપુરના લોખંડના કારખાનાનો માલિક છું. મારા મોટાભાઈએ આ પેઢીમાં બે લાખ રૂપીઆ મૂકેલા છે. તે સ્વર્ગવાસ પામવાથી તેનો વારસો મને મળેલો હોઈ હું તે રકમ લેવાને માટે આજે અહીં આવ્યો હતો. મને આશ્ચર્ય થાય છે કે હું આજે અત્યારે અત્ર આવનાર છું એ હકીકત તમને કેમ જણાવવામાં આવી નથી?"

"પણ કેશીયર હજી આવેલ નથી. એટલે ખર્ચ કશું પણ કરી શકીયે તેમ નથી." એક કારકુને જવાબ આપ્યો.

"તો પછી તમારા શેઠ લક્ષ્મીકાન્તને મારા આવ્યાની ખબર આપો. હું તેમને મળીશ." ઠાકોરલાલે કહ્યું.

કારકુનમાંનો એક રસિકલાલ નામનો કલાર્ક એકાદ પળ

થોભીને બોલ્યો: "શેઠ અત્યારે ઓફિસમાં નહિ હોય. તેઓ હમેશાં આ વખતે બહાર જાય છે."

"ત્યારે મારે રોકાવાની કશી જરૂર લાગતી નથી." એટલું કહીને ઠાકોરલાલ આ કારકુનો તરફ તુચ્છકારની દૃષ્ટિ ફેંકીને ચાલ્યો ગયો.

"કોઈ અસભ્ય માણસ લાગે છે!" તેના ગયા પછી રસિકલાલ બીજા કારકુનોને ઉદ્દેશીને બોલ્યો.

સહુએ પોતપોતાના કામ તરફ લક્ષ આપ્યું.

થોડીવારે રસિકલાલ પુનઃ બોલ્યો: "લ્યો, સૂર્યકાન્ત તો આવ્યા! પેલો ઠાકોરલાલ થોડીવાર રોકાયો હોત તો ભેગું થાત."

સૂર્યકાન્ત આ પેઢીમાં કેશીયર હતો. તેની ઉમર ત્રીસ વર્ષની હતી. તે દેખાવડો તથા સુદૃઢ બાંધાનો હતો. તેનો પોશાક અપ-ટુ-ડેટ ફેશનનો હતો.

તેનો ચ્હેરો મુલાયમ અને હસમુખો લાગતો હતો. પરંતુ તે એકાંતિક અને કડક સ્વભાવનો હોવાથી પોતાના વદનપર નૈસર્ગિક હાસ્યને ભાગ્યેજ ફરકવા દેતો હતો.

"સૂર્યકાન્ત!" તેને ઉદ્દેશીને રસિકલાલ બોલ્યો: "એક ગૃહસ્થ આશરે પા કલાક પહેલાં અહીં આવ્યા હતા. તે તમને મળવાને ઇચ્છતા હતા."

"એ ગૃહસ્થ કોણ હતો? પેલો લોખંડના કારખાનાનો માલિક તો નહિ?" સૂર્યકાન્તે પૂછ્યું.

"હા-હા, તેજ."

"તે હમણાં જ પુનઃ આવવો જોઈએ. હું આજે કદાચ મોડો આવીશ એમ લાગવાથી ગઈ કાલે જ મેં વ્યવસ્થા કરી રાખી છે."

એ પ્રમાણે બોલતાં સૂર્યકાન્તે પોતાની ઓફિસનું દ્વાર ખોલ્યું અને તે અંદર દાખલ થયો.

તે તેની ઓફિસમાં ગયો એટલે એક કારકુન બોલ્યો: "સૂર્યકાન્ત તદ્દન બેદરકાર માણસ છે આપણા શેઠે તેને મોડો આવવા

માટે અનેક વખત ટોકયો હશે. પરંતુ કૂતરાની પૂછડી વાંકી વળી તે વળીજ. સીધી થાય જ નહિ."

" ગમે તેમ તોયે એ રહ્યો કેશીયર. જો આપણે મોડા આવતા હોઇએ તો એકાદ–બે વખત દંડ થાય અને પછી પાણીચું મળે." બીજો બોલ્યો.

"પણ એના ચ્હેરા સામે જોયું ?" ત્રીજો ઉમેરાયોઃ "જાણે આખી રાતનો ઉજાગરો કરતો હોય એવો લાગે છે. આંખો તો સદૈવ લાલ રહ્યા કરે છે. પેલો કલ્યાણદાસ કહેતો હતો કે સૂર્યકાન્તને જુગારનો ઘણોજ ચડસ છે. માત્ર એક જ વખતે તે પાંચશે રૂપીઆ હારી ગયો હતો."

"પણ એમ છતાંયે તે પોતાના કામમાં કુશળ છે." રસિકલાલ બોલ્યોઃ "જો તેની જગ્યાએ તું હોય તો—"

તે બોલતાં અટકી ગયો. કેમકે તેજ વખતે 'સ્ટ્રોંગ રૂમ'નું દ્વાર ખૂલ્યું, અને કેશીયર અસ્થિર પગલે બહાર આવતો જણાયો.

"મારો ઘાત થયો છે !" તેણે મોટેથી કહ્યું.

તેનો ફ્ગલાઇ ગયેલો ચ્હેરો, ધ્રૂજતું શરીર, ઘોઘરો અવાજ તથા લથડીયાં ખાતા પગ ઉપરથી કારકુનો પણ ગભરાઇ ગયા અને તે બધા તેની પાસે દોડયા. સારૂં થયું કે તેઓ તેની પાસે જઈ પહોંચ્યા. નહિ તો તે જમીનપર પડયો હોત અને તેને ઇજા થઇ હોત.

પરંતુ કારકુનો તેની આસપાસ ફરી વળ્યા હતા. બધા એકી સાથે પ્રશ્નો કરીને તેનો ખુલાસો મેળવવાને આતુર બની રહ્યા હતા.

" ઘાત થયો ! એટલે ?" એક જણ બોલ્યો.

"મોટી ચોરી થઇ છે !" સૂર્યકાન્તે જવાબ આપ્યો.

" ચોરી !" બધા એકી સાથે બોલવા લાગ્યાઃ " કયાં થઇ ? કોણે કરી ? કેવી રીતે કરી ? કયારે કરી ?"

સૂર્યકાન્ત ધીમે ધીમે પોતાના મગજનું સમતોલપણું પાછું મેળવતો હતો. તેણે બધાના પ્રશ્નનો જવાબ આપ્યોઃ " તિજોરીમાં જે કાંઈ હતું તે બધું ગયું છે !"

" બધું ઉપડી ગયું ? "

" હા, તિજોરીમાં ત્રણ પાકિટ હતાં. તેમાંનાં બેમાં દરેકમાં હજાર હજારની સો નોટો અને એકમાં પચાસ નોટો હતી. એ ત્રણે પાકીટની આસપાસ લાંબો કાગળ વિંટાળીને એકત્ર દોરીથી બાંધી લીધો હતો. તે ત્રણે ગૂમ થઈ ગયાં છે. "

અઢીલાખ રૂપીઆની નોટો ગૂમ ! આ સમાચાર વિજળીના કરતાં પણ વિશેષ વેગથી આખી પેઢીમાં ફરી વળ્યા; અને લોકો આ ખંડમાં એકઠા થવા લાગ્યા.

" કોઈએ તિજોરી તોડી હોય એમ લાગે છે ? " રસિકલાલે સૂર્યકાન્તને પ્રશ્ન કર્યો.

" ના, તિજોરી જેવી ને તેવી સ્થિતિમાં છે."

" ત્યારે નોટો કેવી રીતે ગઇ ? "

" ગમે તેવી રીતે ગઈ હોય, પરંતુ કાલે સ્હાંજે હું અઢીલાખ રૂપીઆની નોટો તિજોરીમાં મૂકીને ગયો હતો. અત્યારે તે તેની અંદર નથી. "

બધા સ્તબ્ધ બની ગયા હતા. એક વૃદ્ધ કારકુન, જે અત્યાર-સુધી મૌન રહ્યો હતો તે હવે બોલ્યોઃ " સૂર્યકાન્ત ! એમાં ગભરાઇ જવાનું કારણ નથી. વખતે તમારી ગેરહાજરીમાં શેઠે એ પેકેટ લીધાં હોય એ બનવા જોગ છે. "

આ તર્કે સૂર્યકાન્તના મનમાં આશાના કિરણને સ્ફુરાવ્યું. તે બોલ્યોઃ " હા. તમે કહોછો એમજ હોવું જોઇએ. શેઠે પેકેટ લીધાં હશે. "

પરંતુ સ્હેજ વિચાર કરતાં તે પુનઃ નિરાશ બની ગયો અને ઉત્સાહહીન સ્વરે બોલ્યોઃ "ના—ના, એ સંભવિત નથી. હું આજે પાંચ વર્ષથી આ પેઢીમાં કેશીયરનું કામ કરૂં છું. પરંતુ એક પણ વખત શેઠે મારી હાજરી વગર તિજોરી ખોલી નથી. ત્રણ—ચાર વખત તેમને પૈસાની જરૂર પડી હતી. પરંતુ પોતાની મેળે તિજોરી નહિ ખોલતાં મારા આવવાની રાહ જોઇને તે રોકાયા હતા. "

"એથી શું થયું ?" રસિકલાલ બોલ્યોઃ "શેઠે તિજોરી ખોલી છે કે નહિ એ જ્યારે તમે ચોક્કસપણે જાણતા નથી તો આ બાબત શેઠને પૂછતાં પહેલાં શા માટે ગભરાઇ જવું ? મને લાગે છે કે તમે આ હકીકત શેઠને જણાવો."

## પ્રકરણ ૩ જું.

### પરસ્પર આક્ષેપ.

પરંતુ આ ઘટના કયારનીયે લક્ષ્મીકાન્ત શેઠના જાણવામાં આવી હતી. એક કલાર્ક તેની ખાનગી ઓફિસમાં ગયો હતો અને તેણે સર્વ હકીકત શેઠને જણાવી હતી.

જે સમયે રસિકલાલે આ ચોરીની વાર્તા શેઠને જણાવવાની સૂર્યકાન્તને સૂચના કરી તેજ વખતે શેઠે તે ખંડમાં પ્રવેશ કર્યો.

લક્ષ્મીકાન્તને આશરે પચાસ વર્ષ થયાં હશે. તે શરીરે હષ્ટપુષ્ટ અને સ્હાડાપાંચ ફુટ ઉંચો હતો. તેના વાળ ઘણાખરા ધોળા થઇ ગયા હતા. તેના ચ્હેરા પરથી તે ખૂલ્લા હૃદયનો અને ઉદાર દિલનો હોય એમ લાગતું હતુ. તેનો જન્મ જામનગર તાબાના એક ન્હાના ગામડામાં થયો હતો. તે આઠ વર્ષનો થયો એ વખતે તેનો પિતા તેને લઇને ચંદ્રનગરમાં આવ્યો હતો. તેનો પિતા એક વ્યાપારીને ત્યાં સાધારણ ગુમાસ્તા તરીકે દાખલ થઇ મુનિમના હોદ્દા સુધી ચડયો. પાછળથી તેના શેઠનો ભાગીદાર પણ બન્યો હતો. તેણે એકઠી કરેલી મૂડીનો તેના પુત્રે રૂડે ઉપયોગ કરી, જાતમહેનતથી સાંપ્રત સ્થિતિ પ્રાપ્ત કરી હતી. લક્ષ્મીકાન્તને ગરિબાઇનો અનુભવ હોવાથી ખોટા દંભ કે મોટાઇને તેના અંતરમાં સ્થાન ન હતું.

તેણે જે સમાચાર સાંભળ્યા હતા એથી તેનું મન ચિંતાગ્રસ્ત બન્યું હતું. એ ચિંતા તેના ચ્હેરાપર જણાઇ આવતી હતી.

તે એ ખંડમાં આવ્યો એટલે તેના કારકુનો બાજુએ થઈ ગયા. શેઠે પ્રશ્ન કર્યો: " શી હકીકત છે? શું બન્યું છે?"

કેશીયર ઉભો થયો અને શેઠની પાસે જઇને વિનયપૂર્વક બોલ્યો: "શેઠ સાહેબ! આજે આપણે અઢી લાખ રૂપીઆ ચૂકવવાના હતા તે આપ જાણો છો. તેથી ગઈ કાલે મેં બેંકમાંથી તેટલી રકમ મંગાવી હતી."

"ગઇ કાલે શા માટે મંગાવી હતી?" લક્ષ્મીકાન્ત વચ્ચે બોલ્યો: " મેં તને સેંકડો વખત કહ્યું હશે કે જે દિવસે પૈસાની જરૂર હોય તે દિવસે જ બેંકમાંથી મંગાવી લેવા."

"સાહેબ! હું કબૂલ કરૂં છું કે એમ કરવામાં મે મોટી ભૂલ કરી છે. પરંતુ ભૂલ થઈ તે થઇ. એ તમામ રકમ તિજોરીમાંથી અદ્રશ્ય થઈ ગઈ છે. તિજોરીને કશી પણ હરકત આવી નથી." સૂર્યકાન્તે કહ્યું.

"મને લાગે છે કે કાં તો તું દિવાનો થયો છે, અથવા તો આ બધું સ્વપ્નામાં બકે છે." લક્ષ્મીકાન્ત ઉચ્ચ સ્વરે બોલ્યો.

સૂર્યકાન્તે નિરાશાપૂર્ણ વદને પણ દઢતાપૂર્વક જવાબ આપ્યો: " હું દિવાનો નથી તેમજ સ્વપ્નામાં બકતો પણ નથી. મેં જે હકીકત તમને જણાવી છે, તે તદન સત્ય છે." તે બોલતો હતો એ વખતે તેના અવાજમાં સંપૂર્ણ શાંતિ હતી.

સૂર્યકાન્તના આવા વર્તનથી તેનો શેઠ ઉશ્કેરાઈ ગયો. તેણે કેશિયરનો હસ્ત જોરથી પકડીને તેને હચમચાવ્યો અને પછી તે બોલ્યો: "કહે, સાચું કહે, તિજોરી કોણે ખોલી હતી?"

" એ હું કહી શકતો નથી." સૂર્યકાન્તે પ્રથમના જેટલી જ શાંતિથી જવાબ આપ્યો.

" માત્ર તું અને હું આપણે બે જણા જ તિજોરી ખોલવાનો શબ્દ જાણીએ છીએ, તેમજ તેની ચાવીઓ પણ તારી અને મારી બેની પાસે જ છે."

લક્ષ્મીકાન્તના પ્રસ્તુત શબ્દો ઉપરથી સ્પષ્ટ અનુમાન થઇ શકતું હતું કે તેને સૂર્યકાન્તને માટે શંકા આવી હતી. તે ચોરીનો આરોપ કેશિયર ઉપર કરતો હતો.

તેના આ શબ્દો સાંભળીને કેશિયર શેઠના હાથમાંથી પોતાના હસ્તને છોડાવતો બોલ્યોઃ " સાહેબ ! તિજોરીમાંથી કાં તો એ પૈસા મેં લીધા હોય અથવા તો આપે લીધા હોય !"

"રાસકલ ! મને ચોર ઠરાવે છે ?" લક્ષ્મીકાન્ત ધમકીભર્યા સ્વરે બોલ્યો તેજ વખત બહાર કોઇનો અવાજ સંભળાયો. કોઇ ગૃહસ્થ અંદર દાખલ થવા તથા શેઠને મળવા ઇચ્છતો હતો. પહેરેગીર તેને રોકતો હતો. આ ગૃહસ્થ ઠાકોરલાલ હતો. ઠાકોરલાલ પહેરેગીરને બાજુએ કરીને અંદર દાખલ થયો અને બોલ્યોઃ "ગૃહસ્થો, દસ વાગી ગયા છે."

કોઇએ તેને જવાબ આપ્યો નહિ. પરંતુ પેઢીનો માલિક તેની દૃષ્ટિએ પડતાં તે તેની પાસે ગયો અને બોલ્યોઃ "મહાશય ! સારૂં થયું કે તમારો મેળાપ થયો. હું આજે થોડીવાર પહેલાં અત્ર આવ્યો હતો, પણ તે વખતે તમારો કેશિયર આવ્યો ન હતો અને તમે બહાર ગયા હતા."

"સાહેબ ! તમારી ભૂલ થતી લાગે છે. હું તો મારી ખાનગી ઓફિસમાં જ હતો." લક્ષ્મીકાન્તે કહ્યું.

ઠાકોરલાલે રસિકલાલ તરફ આંગળી કરીને કહ્યુંઃ "તમે બહાર ગયા છો એમ આ યુવાને મને કહ્યું હતું. પણ બીજી વખત અત્યારે હું અહીં આવ્યો એટલે તમારા પહેરેગીરે મને અંદર દાખલ થતાં અટકાવવાનો પ્રયત્ન કર્યો. આનું કારણ મારાથી સમજાતું નથી. મહેરબાની કરીને મને જણાવો કે આજે મને મારી રકમ મળશે કે નહિ મળે ?"

પોતાની પેઢીની આંટને સ્હેજ પણ ડાઘ લાગે એ લક્ષ્મીકાન્તથી શી રીતે સહન થાય ? તેને ઠાકોરલાલના માર્મિક શબ્દોથી ગુસ્સો

ચડયો હતા. તેનું આખું શરીર ધ્રુજતું હતું. તે બોલ્યો "હું આશા રાખું છું કે જો કદાચ થોડી ઢીલ થાય તો તેમાં તમને હરકત નહિ હોય. હમણાં જ મારા જાણવામાં આવ્યું છે કે મારી પેઢીમાંથી અઢી લાખ રૂપીઆની ચોરી થઇ છે."

"ત્યારે તો મારે ઘણો લાંબો વખત થોભવું પડશે?" ઠાકોરલાલ માર્મિક સ્વરે બોલ્યો.

"ના જી, બેંકમાં મારા માણસને મોકલીને પૈસા મંગાવું એટલીજ વાર લાગશે." લક્ષ્મીકાન્તે કહ્યું. પછી તેણે કેશિયર તરફ ફરી, તેને બેંક ઉપર એક પત્ર લખવાની તથા માણસ મોકલીને તેની સાથે પૈસા મંગાવવાની સૂચના કરી.

પરંતુ સૂર્યકાન્ત સ્થિર જ રહ્યો. કાં તો તેનું લક્ષ શેઠની સૂચના તરફ હતું નહિ, અથવા તેણે ઇરાદાપૂર્વક એ સૂચનાની ઉપેક્ષા કરી હતી.

"મેં કહ્યું તે સંભળાયું નહિ?" લક્ષ્મીકાન્ત ઉચ્ચ સ્વરે બોલ્યો. કેશિયર જાણે સ્વપ્નમાંથી જાગ્રત થયો હોય તે પ્રમાણે સફાળો બોલ્યોઃ "સાહેબ! બેંકપર ચીઠી લખવી નકામી છે. કારણ કે બેંકમા આપણા ખાતામાં પૂરા એક લાખ રૂપીઆ પણ અત્યારે જમા નથી."

આ સમયે આખા ભારતવર્ષમાં ઘણી મોટી મોટી બેંકો ઉખડી ગઇ હતી. તેની અસર ચંદનગરમાં પણ થઇ હતી. ચંદનગરમાં પણ ત્રીશ ચાળીશ મોટી પેઢીઓને તાળાં દેવાયાં હતાં. એટલે નાણાં સંબંધી બાબતમાં કોઇના ઉપર વિશ્વાસ રખાય તેમ ન હતું.

સૂર્યકાન્તના શબ્દોની પેલા લોખંડના કારખાનાના માલિકના મન ઉપર થયેલી અસર લક્ષ્મીકાન્તના લક્ષમાં આવ્યા સિવાય રહી નહિ. એટલે તે તેની સામે જોઇને બોલ્યોઃ "સાહેબ! આપને ગભરાવાનું કે શંકાવાનું કશું પણ કારણ નથી. મારી પાસે પુષ્કળ જામિનગીરીઓ છે. હું એક મિનિટમાં જ આવું છું."

તે પોતાની ખાનગી ઑફિસમાં ગયો. ત્યાંથી ત્રણ–ચાર મીનિટમાં પાછો આ ખંડમાં આવ્યો. તેના હાથમાં એક પત્ર તથા જામિન-ગીરીનું પાકીટ હતું.

તેણે કલ્યાણદાસ નામના કારકુનને કહ્યું: "તમે આ ગૃહસ્થને તમારી સાથે લઇ, રામપ્રતાપ શેઠને ત્યાં જાઓ. તેમને અથવા તેમના મુનિમને મારો પત્ર તથા જામિનગીરીઓ આપજો. તેઓ તમને બે લાખ રૂપીઆ આપશે. તે તમે આ ગૃહસ્થને આપજો."

ઠાકોરલાલે પોતાની અધિરાઇ માટે માફી માગવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તેને અટકાવીને લક્ષ્મીકાન્ત બોલ્યોઃ "સાહેબ! ખરી રીતે તો આટલી અગવડમાં તમને ઉતારવા માટે મારે તમારી ક્ષમા માગવી જોઇએ. તમારૂં વર્તન કોઇ પણ રીતે ગેરવાજબી ન હતુ. જે રૂપીઆ મારી પાસે તમારા લેણા હતા તે ગમે ત્યારે માગવાનો તમને હક્ક હતો. તમે મારા કારકુનની સાથે જાઓ. તે તમને તમારી રકમ આપી દેશે."

પછી તેણે ત્યાં એકઠા થયેલા બીજા કારકુનોને ઉદ્દેશીને કહ્યું: "તમે સહુ તમારા કામે લાગો. પેઢીમાં ગમે તેવો બનાવ બન્યો હોય, તથાપિ એથી તેની નિયમિતતામાં ખામી આવવી જોઇએ નહિ."

કારકુનો સહુસહુના સ્થાનપર ગયા. માત્ર શેઠ અને કેશીયર એક બીજાની સામે ઊભા રહ્યા.

લક્ષ્મીકાન્ત બોલ્યોઃ "તારી ઑફિસમાં ચાલ અને બધો ખુલાસો કર."

કેશીયર કશો પણ જવાબ આપ્યા સિવાય તેની ઑફિસમાં ગયો. લક્ષ્મીકાન્ત પણ તેની પાછળ ગયો. ઑફિસની અંદર બધું સુવ્યવસ્થિત હતુ. કોઈ પણ અજાણ્યો મનુષ્ય ઑફિસમાં દાખલ થઇને તિજોરીમાંથી ચોરી કરી ગયો હોય એમ લાગતું ન હતું. તિજોરીને કશી પણ ઇજા થઈ નહતી. બારીનાં કાચનાં બારણાં અને લોખંડના જાડા સળીયા પણ જેવીને તેવીજ સ્થિતિમાં હતા. અત્યારે

તિજોરી ખૂલ્લી હતી. કેમકે હમણાંજ સૂર્યકાન્તે આવીને તેને ખોલી હતી, તથા તેમાં નોટોનાં પાકિટ ન જોવાથી તે ગભરાટમાં ઉતાવળો તિજોરીને ખાલી બંધ કરીને બહાર આવ્યો હતો. તિજોરીના ઉપલા ખાનામાં રૂપીઆની તથા ગીનીઓની કોથળીઓ પડી હતી. કાં તો નોટોની ચોરી કરનાર તે લેવાનું વિસરી ગયેલ હોય અથવા તો ઇરાદાપૂર્વક તે કોથળીઓ ન લીધી હોય.

"સૂર્યકાન્ત ! અહીં આપણે એકલા છીએ." પોતાની સ્વાભાવિક શાંતિને ધારણ કરીને લક્ષ્મીકાન્ત બોલ્યોઃ "આ વિષયમાં તારે કશું પણ કહેવાનું નથી ?"

કેશિયરનું આખું શરીર ધ્રૂજતું હતું. તેણે જવાબ આપ્યોઃ–

"સાહેબ ! મારે જે કહેવાનું હતું તે મેં આપને કહી દીધું છે. હવે મારે વિશેષ કશું પણ કહેવાનું નથી."

"સૂર્યકાન્ત ! તું એટલું તો જોઈ શકે છે કે આ ચોરી કોઈ અજાણ્યા મનુષ્યે કરી નથી. તો પછી કોના ઉપર શક જાય તે સમજી શકાય તેમ છે. જો તું આ બાબતમાં સત્ય ખુલાસો કરીશ તો તને કશી પણ હરકત આવશે નહિ. મને તારો શેઠ નહિ પણ મિત્ર સમજજે. તું આજે પંદર વર્ષ થયા મારી પાસે છે અને તારી સ્વામીભક્તિમાં અત્યારસુધીમાં એક વખત પણ શંકા લાવવાનું મને કારણ મળ્યું નથી."

લક્ષ્મીકાન્તનો સ્વભાવ સામાન્ય રીતે ગંભીર હતો અને તે પોતાના નોકરો સાથે બહુ ઓછું અને મુદ્દાસરનું બોલતો હતો. તેથી તેના પ્રસ્તુત શબ્દો સાંભળીને સૂર્યકાન્તને આશ્ચર્ય થયું. તે કશો પણ ઉત્તર આપ્યા વગર મૌનપણે ઊભો રહ્યો.

લક્ષ્મીકાન્ત આગળ બોલ્યોઃ "તું જાણે છે કે મેં તને મારા પુત્રવત્ ગણ્યો હતો. તું પ્રથમ મારા મકાનમાં મારા કુટુમ્બના જ એક મનુષ્ય તરીકે રહેતો હતો. પરંતુ કોણ જાણે શાથે કારણથી તને એ સુખી જીવનનો કંટાળો આવ્યો અને તેં સ્વતંત્ર નિવાસ કર્યો.

કેશિયરનાં નેત્રોમાંથી ભૂતકાલિન જીવનના આ સંસ્મરણને લીધે અશ્રુ ખરવા લાગ્યાં, પરંતુ તેનાં અશ્રુ સામે દૃષ્ટિ કર્યા વગર લક્ષ્મીકાન્ત આગળ કહેવા લાગ્યોઃ—

“ પુત્રને પિતા પાસે પોતાની ગમે તેવી હકીકત જણાવવામાં સંકોચ હોવો ન જોઈએ. હું જાણું છું કે ચંદ્રનગર જેવા ઇશ્કી શહેરમાં તારા જેવા યુવાન મનુષ્યને માટે અનેક મોહજાળ રહેલી છે. કહે, સાચે સાચું કહે ! ”

“ પણ સાહેબ ! હું આપને શું કહું ? ” છેવટે સૂર્યકાન્ત બોલ્યો.

“ સત્ય હકીકત કહી દે. એક પ્રામાણિક મનુષ્યને હાથે પણ ભૂલ થવાનો સંભવ છે. પરંતુ તે પોતાની ભૂલને તુરત સુધારી લે છે. તું એટલું જ કહે કે મોટી રકમની નોટો જોઇને તારૂં મન ચળ્યું હતું તું યુવાન છે, ઉચ્છૃંખલ છે, ખર્ચાળ સ્વભાવનો છે. ”

“ હું ! ” સૂર્યકાન્ત બડબડયોઃ “ હું ! ”

“ હા, તું. ” લક્ષ્મીકાન્ત બોલ્યાઃ “ શું તું એમ ધારે છે કે તારા સાંપ્રત વર્તનક્રમથી હું અજ્ઞાત છું ? તને વાર્ષિક ૬૦૦૦ રૂપીઆ મળે છે. એથી તારી સાથેના બીજા કેટલાક કારકુનો તારી ઈર્ષ્યા કરે છે. વાર્ષિક ૬૦૦૦ રૂપીઆ ! એ કાંઇ જેવી તેવી રકમ ન કહેવાય ? મને એક નનામો કાગળ મળ્યો હતો. એ કાગળના લખનારે તારા ચારિત્ર્યથી મને રજેરજ માહિતગાર કર્યો છે. એમાં કશું ખોટું પણ નથી. કેમકે મારા જે નોકરને મારી પ્રતિષ્ઠા અને જીવન મેં સુપ્રત કરેલાં છે તેના વર્તનક્રમના સંબંધમાં તમામ માહિતી મારે મેળવવી જ જોઇએ. ”

કેશિયરે જવાબ આપવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તેને અટકાવીને લક્ષ્મીકાન્તે કહ્યું: “ હા, મારી પ્રતિષ્ઠા અને જીવન મેં તને સુપ્રત કરેલાં છે. આજે તું જોઇ શક્યો છે કે જો હું પૈસા ન ભરી શક્યો હોત તો પેલા ઠાકોરલાલના એક શબ્દ માત્રથી મારી પેઢીની આંટ

ધૂળમાં મળી જાત. અત્યારે તો આપણે ત્યાં થાપણ મૂકનારાઓ આપણી પેઢીના દ્વારપર ઉભરાઇ રહ્યા હોત. જો એમ થયું હોત તો તેને માટે જવાબદાર કોણ ?"

સૂર્યકાન્ત નિશ્ચેષ્ટની માફક ઊભો હતો. તેનો ચ્હેરો ફીક્કો પડી ગયો હતો. એ જોઇને તેનો શેઠ પુનઃ કહેવા લાગ્યોઃ "સૂર્યકાન્ત ! હિમ્મત હારવાની જરૂર નથી. હું બહાર જાઉં છું. ત્હાંજે પાછો અહીં આવું તે પહેલાં અઢી લાખમાંથી મોટી રકમ તો તું પાછી તિજોરીમાં મૂકી શકીશ જ. થોડી ઘણી રકમ રહેશે તેની હરકત નથી. આ વાર્ત્તા આપણા બે સિવાય બીજા કોઇના કાનપર નહિ જાય."

લક્ષ્મીકાન્ત ખુરસીપરથી ઉઠ્યો અને બારણા તરફ જવા લાગ્યો. પરંતુ સૂર્યકાન્તે તેનો હસ્ત પકડીને કહ્યું: "સાહેબ ! મારા પ્રત્યેની આપની ઉદારતા કશા પણ કામની નથી. મેં એક પાઇ પણ તિજોરીમાંથી લીધી નથી, એટલે હું તેમાં એક પાઈ પણ મૂકી શકું તેમ નથી. આખી તિજોરી મે બારિકાઇથી તપાસી જોઇ છે. અઢી લાખ રૂપીઆની નોટો ચોરાઇ ગઇ છે."

"પણ તે કોણે ચોરી છે ? કોણે લીધી છે ?"

"હું મારા ઇષ્ટ દેવના સોગન ખાઇને કહું છું કે મેં તો એ નોટો લીધી નથી જ." સૂર્યકાન્ત દ્રઢતાપૂર્વક બોલ્યો.

લક્ષ્મીકાન્તનો ચ્હેરો લાલચોળ બની ગયો. તે ગુસ્સાપૂર્વક બોલ્યો: "લુચ્ચા પાજી ! તું શું કહેવા માગે છે ? તેં લીધી નથી, એનો અર્થ શો ?"

સૂર્યકાન્ત નીચું મસ્તક રાખીને જમીન તરફ જોઇ રહ્યો. તેણે કશો જવાબ આપ્યો નહિ.

લક્ષ્મીકાન્ત પોતાના ગુસ્સાને દબાવી શકતો ન હતો. તે ઉચ્ચ સ્વરે બોલ્યો: "જ્યારે તું કબૂલ નથી થતો ત્યારે પછી આપણા બેમાંથી કોણ દોષિત છે તેનો ઇન્સાફ ન્યાયદેવતા ચૂકવશે. તને બચાવવાને માટે મેં મારાથી બનતું કર્યું છે. હવે હું પોલિસ અધિકારીને બોલાવું છું."

સૂર્યકાન્ત શાંતિથી બોલ્યોઃ " ખુશીથી બોલાવો. "

લક્ષ્મીકાન્તે એક નોટપેપરમાં થોડા શબ્દો પાડયા. તે નોટ-પેપરની ઘડી કરી, તેને એક કવરમાં નાખી, કવર ઉપર શરનામું કરીને ઘંટડી કરી. એક નોકર અંદર આવ્યો. તેને ઉદ્દેશીને કહ્યુંઃ " તું જલ્દી પોલિસ સુપરિન્ટેન્ડન્ટ પાસે જઇ આ પત્ર તેમને આપી આવ. "

નોકર પત્ર લઇને ચાલ્યો ગયો.

## પ્રકરણ ૪ થું.

### મનોરમાનું આશ્ચર્ય.

શેઠ તથા કેશિયર બન્ને જણા મૌનપણે બેઠા હતા. બન્ને વિચારગ્રસ્ત હતા. થોડી વારે ચંદ્રનગરનો પોલીસ સુપરિન્ટેન્ડન્ટ એક સ્હેજ ઠીંગણા મનુષ્ય સાથે આ ખંડમાં દાખલ થયો. પેલા ઠીંગણા મનુષ્યે કાળો કોટ, કાળું પાટલુન, કાળાં મોજા, કાળા બુટ અને શિર ઉપર ટોપી પણ કાળી, એ પ્રમાણે શ્યામ વસ્ત્રો ધારણ કર્યા હતાં.

લક્ષ્મીકાન્તે ઉભા થઈ સુપરિન્ટેન્ટની સાથે હસ્તધૂનન કર્યું અને પૂછ્યું. " તમને અત્યારે તસ્દી આપવાની મને શા કારણથી ફરજ પડી છે તે તમારા જાણવામાં આવ્યું હશે. "

" હા, કેટલીક હકીકત તમારા પત્ર ઉપરથી અને તે ઉપરાંત બીજી હકીકત પત્ર લાવનાર નોકરને કરેલા પ્રશ્નોના તેણે આપેલા જવાબ ઉપરથી જાણી છે. તમારે ત્યાં અઢીલાખ રૂપીઆની નોટોની ચોરી થઈ છે. " સુપરિન્ટેન્ડન્ટે જવાબ આપ્યો.

" હા જી, આ સામે તિજોરી છે તેમાંથી એ રકમ ઉપડી ગઇ છે. " લક્ષ્મીકાન્તે કહ્યું, અને તે સૂર્યકાન્ત તરફ આંગળી

કરીને બોલ્યોઃ " આ મારો કેશિયર છે. તિજોરીની ચાવી તથા તેને ખોલવાનો શબ્દ તેની પાસે હોય છે. "

તુરત સૂર્યકાન્ત બોલ્યોઃ " સુપરિન્ટેન્ડન્ટ સાહેબ ! વચ્ચે બોલવા માટે મને ક્ષમા કરશો. પરંતુ મારા શેઠ પાસે પણ તિજોરીની ચાવી અને ખોલવાનો શબ્દ હોય છે. "

" હા, કેશિયરનું કથન સાચું છે. તિજોરીની બે ચાવીઓ છે. એક મારી પાસે અને એક તેની પાસે રહે છે. તેમ જ જે શબ્દથી તિજોરી બંધ થાય તથા ખૂલે છે તે શબ્દ પણ અમારા બન્નેના જાણવામાં હોય છે. "

સુપરિન્ટેન્ડન્ટ સમજી ગયો કે બન્ને જણા ચોરીનો આરોપ એકબીજાની ઉપર કરે છે. એક શેઠ હતો અને બીજો તેનો નોકર હતો, તો પણ સુપરિન્ટેન્ડન્ટ તે બન્નેના બાહ્ય દેખાવનું વેધક દૃષ્ટિથી નિરીક્ષણ કરવા લાગ્યો કેમ જાણે તેમના અંતરને વાંચવાનો પ્રયત્ન કરતો હોય !

કેશિયર ખુરસીપર બેઠો હતો. તેનો ચહેરો ફીક્કો પડી ગયો હતો તેનાં નેત્રોની તેજસ્વીતા હણાઇ ગઇ હતી. તેણે બન્ને હાથની અદબ વાળી હતી. શેઠ ઊભો હતો. તેનો ચહેરો લાલચોળ હતો. તેનાં નેત્રોમાંથી અગ્નિ ઝરતો હતો. તેના વદન ઉપર આવેશ જણાતો હતો.

તે બોલ્યોઃ " આ ચોરી પણ જેવી તેવી નથી. અઢીલાખ રૂપીઆ ! આટલી રકમથી તો મોટો વ્યાપાર ખેડી શકાય. તેમાં પણ અત્યારે ચોતરફ બેંકો અને મોટી મોટી પેઢીઓ તૂટવાની અફવા સંભળાય છે તે વખતે આવી મોટી રકમની ચોરીનું પરિણામ કેવું આવે ? એક તરફથી અઢી લાખની ચોરી થઇ અને બીજી તરફથી બે લાખ રૂપીઆ આજે મારે એક ગૃહસ્થને આપવાના હતા. "

" એમ ! " સુપરિન્ટેન્ડન્ટે ઉદ્ગાર કાઢ્યો.

તેના અવાજ પરથી લક્ષ્મીકાન્તને લાગ્યું કે ' સુપરિન્ટેન્ડન્ટના મનમાં મારે માટે શંકા ઉદ્‌ભવી છે. મારે બે લાખ રૂપીઆ અત્યારે આપવા ન પડે એટલા માટે અઢીલાખ રૂપીઆ મેં પોતે જ લઇને ચોરી થયાની ખોટી અફવા ઉડાડી છે એમ સુપરિન્ટેન્ડન્ટની શંકાને દૂર કરવાના હેતુથી બોલ્યોઃ " જો કે ગમે તેમ કરીને પણ એ ગૃહસ્થના બે લાખ રૂપીઆ મેં વિનાવિલંબે ચૂકવી આપ્યા છે. વળી મારે કહેવું જોઇએ કે જો કે કેશિયર મારી આજ્ઞા પ્રમાણે વર્ત્યો હોત તો એટલી મોટી રકમ અગાઉથી મંગાવીને રાત્રી રાખત નહિ. હું એટલી મોટી રકમ મારી પેઢીમાં રાખતો નથી અને મારા કેશિયરને મારી ખાસ આજ્ઞા છે કે જ્યારે જરૂર પડે ત્યારે જેટલી રકમની જરૂર પડે તેટલી જ રકમ બેંકમાંથી મંગાવવી અને જો અહીં વધારે રકમનું ભરણું થયું હોય તો સાંજે પાંચ વાગ્યા પહેલાં તે તમામ રકમ બેંકમાં મોકલી આપવી. "

" તમે કઇ બેંકમાં નાણાં રાખો છો ? " સુપરિન્ટેન્ડન્ટે પૂછ્યું ' આપણી સ્ટેટ બેંકમાં. " લક્ષ્મીકાન્તે જવાબ આપ્યો.

" તમારા શેઠ કહે છે એ વાત ખરી છે ? " સુપરિન્ટેન્ડન્ટે કેશિયરને પ્રશ્ન કર્યો.

"હા, સાહેબ ! એ વાત તદ્દન ખરી છે." કેશિયરે જવાબ આપ્યો

આટલા ખુલાસા પછી સુપરિન્ટેન્ડન્ટને શેઠ ઉપર આવેલી શંકા નિર્મળ બની ગઈ. તેણે પૂછ્યુંઃ " ચોરી થઇ છે એ વાત તો ચોક્કસ છે. પણ ચોરી કરી કોણે ? ચોર બહારથી આવ્યો હતો ?"

" ના, હું નથી ધારતો કે બહારનો ચોર હોય. " શેઠે એકાદ બે ક્ષણ વિચાર કરીને જવાબ આપ્યો.

" મારી પણ ખાત્રી છે કે બહારનો ચોર નથી. " સૂર્યકાન્તે પણ શેઠના કથનને અનુમોદન આપ્યું.

સુપરિન્ટેન્ડન્ટે પોતાની સાથે જે મનુષ્ય આવ્યો હતો અને જે અત્યારે શાંતપણે સર્વ સાંભળતો હતો તેના તરફ ફરીને કહ્યુંઃ " પ્રભાકર ! તમે આ ઓરડાની તથા તિજોરીની તપાસ કરી જૂઓ. તમને કશો મુદ્દો હાથ લાગે છે ? "

પ્રભાકર આજ પાંચ વર્ષથી પોલિસ ખાતામાં ડિટેક્ટિવ તરીકે દાખલ થયો હતો. તેને બાહોશ ડિટેક્ટિવ તરીકે પ્રખ્યાતી મેળવવાનો મોહ હતો. હજી સુધી તેની એ આશા બર આવી ન હતી. તેનામાં સ્વાભાવિક રીતે જ ચપળતા વિશેષ હોવાથી તેને 'ખીસકોલી' નું ઉપનામ તેના સહચારીઓ તરફથી પ્રાપ્ત થયું હતું. તેનું નાક વળેલું, હોઠ પાતળા અને આંખો ગોળ હતી.

તેણે ઓરડાની બારિકાઈથી તપાસ કરીને પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો: "મને તો લાગે છે કે કોઇ પણ અજાણ્યા મનુષ્યને માટે આ ઓરડામાં પ્રવેશ કરવાનું કામ ઘણું કઠણ છે."

તેણે ચોતરફ દૃષ્ટિ કરીને પૂછ્યું: "આ બારણું રાત્રે બંધ થાય છે?"

"હા, હમેશાં રાત્રે બંધ રહે છે." લક્ષ્મીકાન્તે જણાવ્યું.

"તેની ચાવી કોની પાસે રહે છે?"

"પહેરેગીરની પાસે." સૂર્યકાન્તે જવાબ આપ્યો: "હું સ્હાંજે જાઉં છું ત્યારે તેને ઓરડાની ચાવી આપતો જાઉં છું."

"એ પહેરેગીર અહીં છે?" સુપરિન્ટેન્ડન્ટે પૂછ્યું.

"હા." લક્ષ્મીકાન્તે જવાબ આપ્યો.

તેણે ઓરડાનું દ્વાર ખોલીને બૂમ પાડી: "અમરસિંગ!"

અમરસિંગ અંદર આવ્યો. તે ત્રીસ-બત્રીસ વર્ષનો જુવાન હતો. તે દશ વર્ષથી લક્ષ્મીકાન્તને ત્યાં નોકર હતો અને તેના ઉપર શંકા લાવવાનું કશું પણ કારણ ન હતું. છતાં પણ તે અંદર આવ્યો એ વખતે પાંદડાની માફક ધ્રુજતો હતો.

સુપરિન્ટેન્ડન્ટે તેને પ્રશ્ન કર્યો: "ગઇ કાલે રાત્રીએ તું બાજુના ખંડમાં સૂતો હતો?"

"હાજી, હમેશાં હું ત્યાંજ સૂવું છું."

"તું કાલે રાત્રે કેટલા વાગે સૂઇ ગયો હતો?"

"આશરે સ્હાડાદશ વાગે. હું મારા એક મિત્રની સાથે

બહાર ફરવા ગયો હતો. ત્યાંથી દસ વાગે અહીં આવ્યો અને સ્હાડા દશ વાગે સૂતો હતો. "

" રાત્રે કશો અવાજ તારા સાંભળવામાં આવ્યો હતો ? "

" ના, જી મારી ઉંઘ બહુજ ઓછી છે. શેઠ રાત્રે તિજોરીના ઓરડામાં આવે છે તો પણ તેમનાં પગલાંના મંદ અવાજથી હુ જાગી જાઉં છું. " અમરસિંગે કહ્યું.

" લક્ષ્મીકાન્ત અવારનવાર રાત્રે આ ઓરડામાં આવે છે ખરા ? "

" ના જી, કવચિત્ જ. "

" ગઇ કાલે રાત્રીએ તે આ ઓરડામાં આવ્યા હતા ખરા ? "

" ના જી, કાલ રાત્રીને માટે તો મારી ખાત્રી છે કે તે આ ઓરડામાં આવ્યા નહતા. કેમકે કાલે હું બહાર ફરવા ગયેલો ત્યા મેં કૉફીના બે ત્રણ કપ પીવેલા હોવાથી રાત્રે મને બિલકુલ નિદ્રા આવી નહતી એમ કહું તો ચાલે. "

સુપરિન્ટેન્ડન્ટે તેને વિશષ પ્રશ્નો નહિ કરતાં રજા આપી અને પ્રભાકરે પોતાની તપાસ ચાલુ કરી.

તેણે એક બારણું ખોલીને પૂછ્યુઃ " આ દાદર ઉપર થઇને કયાં જવાય છે ? "

" ઉપર મારી ખાનગી ઓફિસ છે. આ દાદર ઉપર થઈને તે ઓફિસમાં જવાય છે. " લક્ષ્મીકાન્તે જવાબ આપ્યો.

" જો તમને હરકત ન હોય તો તમારી ખાનગી ઓફિસનુ નિરીક્ષણ કરવાની મારી ઇચ્છા છે " પ્રભાકરે જણાવ્યું.

" ઘણી જ ખુશીથી. " લક્ષ્મીકાન્ત બોલ્યોઃ " તમે બન્ને મારી સાથે ચાલો. સૂર્યકાન્ત ! તું પણ આવ. "

લક્ષ્મીકાન્તની ખાનગી ઓફિસના લાલ પડદાથી બે ભાગ કરવામાં આવ્યા હતા. એક ભાગમાં તે બેસતો હતો જ્યારે તેના બીજા ભાગમાં તેનો ખાનગી સેક્રેટરી બેસતો હતો. ઓફિસને સુંદર

રીતે શણગારવામાં આવી હતી. તેમાં ફરનિચર મૂલ્યવાન્ અને ઉત્તમ પ્રકારનું હતું. આ મોટા ખંડને ત્રણ દ્વાર હતાં. એક દ્વાર જે દાદર પર થઇને તેઓ ઉપર આવ્યા એ તરફ પડતું હતું. બીજા દ્વારમાં થઇને લક્ષ્મીકાન્તના શયનગૃહમાં જવાતું હતું. ત્રીજું દ્વાર બહાર રવેશમાં પડતું હતું. ત્યાં બહાર મોટો દાદર હતો. લક્ષ્મીકાન્તને મળવા આવનારાઓ તથા તેના બીજા કારકુનો વગેરે એ મોટા દાદર પર થઇને તેની ખાનગી ઓફિસમાં આવતા હતા. લક્ષ્મીકાન્ત પોતાનું તમામ કામકાજ આ ખાનગી ઓફિસમાં બેસીને જ કરતો હતો.

પ્રથમ પ્રભાકરે ખાનગી ઓફિસના જે ભાગમાં લક્ષ્મીકાન્ત બેસતો હતો તેનું નિરીક્ષણ કરી લીધું. પછી તે જ્યાં સેક્રેટરી બેસતો હતો તે ભાગમાં ગયો. સુપરિન્ટેન્ડન્ટ તથા લક્ષ્મીકાન્ત પણ તેમની સાથેજ ગયા. સૂર્યકાન્ત અહીં ઊભો રહ્યો.

સૂર્યકાન્ત વિચારગ્રસ્ત સ્થિતિમાં ઊભો હતો. અત્યારસુધી જે બન્યું હતું તે ઉપરથી તે સમજી ગયો હતો કે હવે શેઠની સામે બાથ ભીડવાનો સમય આવી લાગ્યો છે. પ્રથમ તો તેને એમ લાગ્યું હતું કે શેઠ પોતાના ઉપર ફરિયાદ માંડવાની ધમકી અમલમાં મકશે નહિ. પરંતુ શેઠે પોલિસઅધીકારીને બોલાવ્યો હતો; તેણે તપાસ શરૂ કરી હતી; અને તેમાં શેઠના કરતાં પોતાની સ્થિતિ વિશેષ ખરાબ હતી.

આ વિચારમાં તે રત બની ગયો હતો તે વખતે શેઠના શયનગૃહનું દ્વાર ખૂલ્યું અને એક સુંદર વદનવાળી બાલિકાએ પ્રવેશ કર્યો. તે કદમાં સ્હેજ ઉંચી હતી. તેની દેહલતા નાજુક હતી અને તેણે ધારણ કરેલો પોષાક તેની સુંદરતામાં વધારો કરતો હતો. તેનાં નેત્રોમાં નિર્દોષતા તરી આવતી હતી. તેના કાળા વાળ ફરફરતા હતા. આ બાલિકા લક્ષ્મીકાન્તની બ્હેનની દીકરી હતી. તેનું નામ મનોરમા હતું.

તે તેના મામાને મળવાને માટે આવી હતી. તેના મામા

અત્ર બેઠા હશે એમ તે ધારતી હતી. તેને બદલે સૂર્યકાન્તને જોઈને તેના મુખમાંથી આશ્ચર્યોદ્દગાર સરી પડયો

સૂર્યકાન્તને પણ તેના જેટલુંજ આશ્ચર્ય તેને જોઈને થયું હતું. તેના મુખમાંથી 'મનોરમા'નું નામ સરી પડયું. એકાદ બે પળ બન્ને જણાં સ્તબ્ધ ઊભાં રહ્યાં. છેવટે મનોરમા મૌન્યનો ત્યાગ કરતી બોલીઃ "કોણ, તમે છો. સૂર્યકાન્ત ?"

માત્ર આ થોડા શબ્દોએ પણ સૂર્યકાન્તના મન ઉપર જાદુઈ અસર કરી. તે બોલ્યોઃ "હા, મનોરમે! તારો એક વખતનો મિત્ર સૂર્યકાન્ત ! આજે તેના ઉપર શરમભરેલી અને હીચકારી ચોરીનો આરોપ મૂકવામાં આવ્યો છે. આજ સ્હાંજ પહેલાં તો નિવાસ કારાગૃહમાં થઇ ચૂકયો હશે."

"હેં ! આ તમે શું કહો છો ?" મનોરમા ગભરાઇને ભયપૂર્ણ વદને બોલી.

"શું ! તારી મામી અથવા બીજા કોઇએ તને કશી વાત નથી કરી ?"

"ના, હું સ્હવારે ચહા પીને મારી એક મૈત્રિણીને ત્યાં ગઇ હતી. હજી હમણાંજ આવી. મારી મામીને મળી પણ નથી. કહો, કહો શું થયું છે ? મને તમામ વિગત જણાવો." મનોરમાએ આતુરતા દર્શાવી.

કેશિયર અચકાયો. તે મસ્તક હલાવીને બોલ્યોઃ "મનોરમા ! મારા તરફ તું જે લાગણી દર્શાવે છે તે માટે હું તારો આભાર માનું છું. પરંતુ એ હકીકત તને જણાવીને હું તને દીલગીર કરવા ઇચ્છતો નથી.

"નહિ મારે જાણવુંજ છે."

"મનોરમા ! હું તને નહિ કહું. થોડા સમયમાં જ મારી લજ્જાસ્પદ સ્થિતિની અને મારા દુર્ભાગ્યની હકીકત તારા જાણવામાં આવશે." સૂર્યકાન્તે કહ્યું.

મનોરમાએ આગ્રહ કર્યો, પ્રાર્થના કરી; પરંતુ સૂર્યકાન્ત પોતાના નિશ્ચયમાં અડગ રહ્યો. આ સ્વરૂપવતી બાલિકા તેના મુખમાંથી તેના ઉપર મકવામાં આવેલા આરોપના સંબંધમાં એક પણ શબ્દ કઢાવી શકી નહિ.

છેવટે તે બોલ્યો: "તમારા મામા પોલિસ સુપરિન્ટેન્ડન્ટની સાથે બાજુના ખંડમાં છે. તેઓ એકાદ મીનિટમાં અહીં આવી લાગશે. માટે તમે ચાલ્યાં જાઓ. નહિ તો તેઓ તમને અહીં મારી સાથે એકાન્તમાં જોવાથી શંકાશે."

તેણે શયનગૃહના દ્વારમાં મનોરમાને ધીમેથી હડસેલી. મનોરમા શયનગૃહમાં અદશ્ય થઇ ગઇ અને બીજી જ ક્ષણે સુપરિન્ટેન્ડન્ટ, પ્રભાકર તથા લક્ષ્મીકાન્ત આ ખંડમાં આવ્યા.

---

## પ્રકરણ ૫ મું.

---

### તિજોરી ઉપર લીસોટા.

સૂર્યકાન્ત એમ સમજતો હતો તેને મનોરમાની સાથે વાત કરતો કોઇએ જોયો નથી. પણ એમ સમજવામાં તે ભૂલ કરતો હતો. પ્રભાકરને બીજા ખંડમાં કશી પણ તપાસ કરવાની ન હતી. માત્ર તે થોડો સમય સૂર્યકાન્તને એકલો પડવા દેવા ઇચ્છિતો હતો. તે એમ માનતો હતો કે સૂર્યકાન્ત એકલો પડશે એટલે તેના ચ્હેરાપર પ્રકટ થતા મનોવિકારપરથી કદાચ તેના હૃદયની સ્થિતિ જાણી શકાશે. તે આ બે ખંડ વચ્ચેના લાલ મખરાસીના પડદા પાસે જમીનપર તપાસ કરવાના બ્હાને ગોઠણભર થઇને પડદાની અંદરથી સૂર્યકાન્તના ચ્હેરા તરફ ધ્યાન આપતો હતો. તેથી સૂર્યકાન્ત અને મનોરમાની મુલાકાતનું તેને જ્ઞાન થયું હતું. એ બે જણાં બહુ ધીમેથી બોલતાં હોવાથી સંભાષણનો એક પણ શબ્દ તેના કાન ઉપર પડયો ન હતો. પરંતુ તે બન્નેના અભિનય ઉપરથી એટલું તો સમજી શકયો હતો

કે આ બે જણાં વચ્ચે પ્રેમ હોવો જોઇએ. આ ઉપરથી તે એવા અનુમાનપર આવ્યો કે કેશિયરનો પોતાની ભાણેજ ઉપર પ્રેમ છે એ લક્ષ્મીકાન્તને પસંદ નથી. એથી લક્ષ્મીકાન્તે આ યુવાનને પોતાની ભાણેજના માર્ગમાંથી દૂર કરવાને માટે પોતે ચોરી કરીને, તેનો આરોપ આ યુવાન ઉપર ઢોળી પાડવાનો વિચાર કરેલો હોવો જોઇએ! જો કે પોતાનું આ અનુમાન તેણે બીજા કોઇને જણાવવાનું વાજબી ધાર્યું નહિં.

ઉપરના ભાગની તપાસ પૂરી થઈ રહ્યા પછી ચારે જણા પુનઃ નીચે કેશિયરની ઓફિસમાં આવ્યા. નીચે આવ્યા બાદ સુપરિન્ટેન્ડન્ટ બોલ્યોઃ "તમારી ખાનગી ઓફિસમાં કરેલી તપાસ ઉપરથી પણ એટલું સિદ્ધ થાય છે કે કોઈ પણ અજાણ્યો મનુષ્ય તે રસ્તે પણ આ ખંડમાં આવી શકે તેમ નથી."

ડિટેક્ટિવ નીચે આવીને પુનઃ તિજોરીનું નિરીક્ષણ કરતો હતો. એ નિરીક્ષણ કરતાં જાણે તેણે એક અગત્યની શોધ કરી હોય એવો ભાવ તેના ચ્હેરાપર પ્રકટ થયો. તેના મુખમાંથી આશ્ચર્યનો ઉદ્દગાર બહાર નિકળી પડયો. સુપરિન્ટેન્ડન્ટ વગેરે તેની આસપાસ ફરી વળ્યાઃ "શું! કાંઇ મુદ્દો હાથ લાગ્યો?" સુપરિન્ટેન્ડન્ટે પૂછ્યું.

થોડી વારે ડિટેક્ટિવે જવાબ આપ્યોઃ "મેં એટલું શોધી કાઢયુ છે કે આ તિજોરી કોઇએ જોરપૂર્વક અને ઉતાવળમાં ઉઘાડેલી અથવા તો બંધ કરેલી હોવી જાઇએ."

"એ તમે શી રીતે જાણી શક્યા?" સુપરિન્ટેન્ડન્ટે પૂછ્યું.

ડિટેક્ટિવે સુપરીન્ટેન્ડન્ટના હાથમાં સૂક્ષ્મદર્શક કાચ મૂકીને તિજોરીપર લગાવેલા વારનિશ ઉપર પડી રહેલા બારિક લીસોટા તરફ તેનું લક્ષ ખેંચ્યું.

"હા, એ લીસોટા મેં જોયા." સુપરિન્ટેન્ડન્ટ બોલ્યોઃ "એના ઉપરથી તમે શું પૂરવાર કરવા માગો છો?"

"કશું પણ નહિ." પ્રભાકરે જવાબ આપ્યો. જો કે તેના અંતરમાં શંકા સચોટ બની હતી.

થોડા સમય પહેલાં જ તેણે જે તર્ક કર્યો હતો તેને આ લીસોટાથી ટેકો મળતો હતો. કારણ કે જો કેશિયરે આ તિજોરી ખોલીને તેમાંહેની નોટો ઉપાડી લીધી હોય તો તેને તિજોરી ખોલવામાં ઉતાવળ કરવાની કશી જરૂર ન હતી; જ્યારે પેઢીનો માલીક રાત્રે પોતાની જ તિજોરીમાંથી ચોરી કરવાને માટે આવ્યો હોય તો તે ત્વરાથી એ કાર્ય પતાવી દેવાની ઇચ્છા રાખે એ સ્વાભાવિક છે, અને એ પ્રમાણે ઉતાવળ કરતાં તેના હાથે ચાવી વડે તિજોરી ઉપર લીસોટો પડી રહે એ પણ બનવાજોગ હતું.

ડિટેક્ટિવ આ ચોરીનો ભેદ શોધી કાઢવાનો નિશ્ચય કર્યો હતો. તેણે વિચાર કર્યો કે ' જો હું મારો આ તર્ક જાહેરમાં મકીશ તો લક્ષ્મીકાન્ત ચેતી જશે અને મારા પ્રયત્નમાં સફળતા મળવા નહિ દે. મારે તો આ વિષયમાં અત્યારે મૌનને જ ધારણ કરવું."

તેણે સુપરિન્ટેન્ડન્ટને કહ્યું: "મારી તપાસ ઉપરથી હું એટલું કહી શકું છું કે કોઈ પણ બહારના મનુષ્યે આ ચોરી કરી નથી, આ તિજોરીને તોડવામાં આવી નથી અથવા તોડવાનો કશો પણ પ્રયત્ન થયો નથી. જેની પાસે તિજોરીની ચાવી હોય તથા જે તેને ખોલવાનો શબ્દ જાણતો હોય તેના હાથે જ તિજોરી ખૂલી છે."

સુપરિન્ટેન્ડન્ટની પણ એ વિષયમાં ખાત્રી થઈ ચૂકી હતી. તે બોલ્યો: "મારે લક્ષ્મીકાન્ત શેઠ સાથે ખાનગીમાં વાત કરવી છે."

સૂર્યકાન્ત અને ડિટેક્ટિવ બીજા ખંડમાં ગયા. ડિટેક્ટિવને લક્ષ્મીકાન્ત ઉપર શંકા હતી. છતાં પણ તેણે કેશિયરની હીલચાલ ઉપર નજર રાખવાનો નિશ્ચય કર્યો હતો. કેશિયર આ ખંડમાં પડેલી એક ખુરસીપર બેઠો હતો.

બીજા કારકુનો આ તપાસનું પરિણામ શું આવ્યું તે જાણવાને આતુર હતા. પણ કોઇ એ વિષયમાં કેશિયરને પ્રશ્ન કરવાની હિમ્મત કરી શકતું ન હતું. છેવટે રસિકલાલે તેને પ્રશ્ન કરવાની હિમ્મત કરી. પરંતુ સૂર્યકાન્તે જવાબ આપ્યો: " હજી કશો પણ નિર્ણય થયો નથી."

અત્યારે સૂર્યકાન્તના ચ્હેરાપર ગભરાટનું એક પણ ચિહ્ન દેખાતું ન હતું. તેના ચ્હેરાપર શાંતિ પથરાયલી હતી. તેનું ગાંભીર્ય પુનઃ પ્રાપ્ત થયું હતું. તેનું સ્વાભિમાન તેના વદન પર વિલસી રહ્યું હતું. તેનામાં થયેલા આ પરિવર્ત્તનથી કારકુનોને આશ્ચર્ય થયા સિવાય રહ્યું નહિ.

થોડીક મીનિટો પછી સૂર્યકાન્તે એક કોરો કાગળ લઇને તેનાપર થોડીક લીટીઓ લખી.

ડિટેકિટવ જાણે એકાએક નિદ્રામાંથી જાગૃત થયેલો લાગ્યો. તેના મનમાં વિચાર આવ્યો કે હવે કાંઇક ચોક્કસ જાણવાનું મળી શકશે ખરૂં.

પેલો કાગળ લખી રહ્યા પછી સૂર્યકાન્તે તે કાગળની પુષ્કળ ઘડીઓ વાળીને તે રસિકલાલ તરફ ફેંકયો, તથા કાગળ ફેંકતી વખતે માત્ર "કાન્તા" શબ્દનો ઉચ્ચાર કર્યો.

આ કાગળ તેણે એવી ખુબી તથા ચાલાકીથી ફેંકયો હતો કે ડિટેકિટવને પણ તે જોઇને આશ્ચર્ય થયા સિવાય રહ્યું નહિ.

આ કેસના સંબંધમાં આગળ પગલાં લેતાં પહેલાં પોલિસ સુપરિન્ટેન્ડન્ટે કાં તો લક્ષ્મીકાન્ત શેઠ પ્રત્યેની માનબુદ્ધિથી અથવા તો તેની સાથે ખાનગીમાં વાતચીત કરવાથી વિશેષ માહિતી મળશે એવા હેતુથી એકાન્તમાં તેને ચેતવવાનું આવશ્યક ધાર્યું હતું.

તે તથા લક્ષ્મીકાન્ત એકલા પડયા એટલે તે બોલ્યોઃ "સાહેબ! એમાં તો કશો પણ શક નથી કે આ યુવાને આપની તિજોરીમાંથી અઢીલાખ રૂપીઆની ચોરી કરી છે. જો હું તેને આ ગુન્હા માટે પરહેજ ન કરૂં તો મેં મારી ફરજ બજાવવામાં બેદરકારી રાખેલી ગણાય. પછી ન્યાયાધીશ ભલે તેના ઉપરનો આરોપ કાયમ રાખે અથવા તો આરોપ સાબિત ન થતો હોય તો તેને છોડી મૂકે!"

સુપરિન્ટેન્ડન્ટના પ્રસ્તુત શબ્દોથી લક્ષ્મીકાન્તને લાગી આવ્યું હોય એમ લાગતું હતું. તે બબડયોઃ " ગરીબ બિચારો સૂર્યકાન્ત ! "

પોતાના આ શબ્દોથી સુપરિન્ટેન્ડન્ટને આશ્ચર્ય થયેલું જોઇને તે બોલ્યોઃ " આજસુધી મને તેની પ્રામાણિકતા ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો. મારી તમામ મીલકત તેને સુપ્રત કરવામાં મને તેના માટે લેશ પણ સંકોચ થતો નહિ. મેં તેને તેની ભુલ કબૂલ કરવાને ઘણું સમજાવ્યો, મારાથી બનતો પ્રયત્ન કર્યો, તેને માફી આપવાનું જણાવ્યું, પરંતુ મારા શબ્દોની તેના મન ઉપર કશી પણ અસર થઈ નહિ. મારો તેના ઉપર એક પુત્ર કરતાં પણ અધિક પ્રેમ હતો. હજી પણ હું તેને ચાહું છું. મને ખેદ માત્ર એટલોજ થાય છે કે તેના આજના વર્ત્તનથી મારી પેઢીની આંટને ધોખો પહોંચવાનો સંભવ છે. મારી આર્થિક સ્થિતિ કેવી છે તે જગજાહેર બની જશે. "

" કેવી રીતે ? " સુપરિન્ટેન્ડન્ટે પ્રશ્ન કર્યો.

" મને કોર્ટમાં સવાલ કરવામાં આવશે, અને મારે ન્યાયાધીશના સમક્ષ મારી સાંપ્રત આર્થિક સ્થિતિ કેવી છે તે કશા પણ સંકોચ વગર જાહેર કરવું પડશે. " લક્ષ્મીકાન્તે કહ્યું.

" હાજી, એ વાત સાચી છે. આપને કેટલાક સવાલો એ વિષયમાં કરવામાં આવશે. પરંતુ આપની પ્રામાણિકતા અને પ્રતિષ્ઠા—"

" પરંતુ એ પણ પ્રામાણિક જ હતો. જો આજે સ્હવારે મારા લ્હેણદારને તેના બે લાખ રૂપીઆ હું ન આપી શકયો હોત તો પછી આ ચોરીને માટે કોના ઉપર શક આવત, તેનો આપ વિચાર કરો. "

સુપરિન્ટેન્ડન્ટ પણ લક્ષ્મીકાન્ત શેઠની આ દલીલમાં સમાયેલું વજુદ સમજતો હતો. જો તે ઠાકોરલાલને આજે બે લાખ રૂપીઆ આપી શકયો નહોત તો દરેકના મનમાં નક્કી એવી શંકા ઉત્પન્ન થાત કે ઠાકોરલાલને તેનાં નાણાં નહિ આપવાને માટે જ લક્ષ્મીકાન્તે

પોતે પોતાની તિજોરીમાંથી ચોરી કરી છે. સુપરિન્ટેન્ડન્ટ એ પણ જોઇ શકતો હતો કે આ બનાવથી લક્ષ્મીકાન્તને ઘણું જ લાગી આવ્યું છે.

તે બોલ્યો: "સાહેબ! શાંત થાઓ. તમારે માટે શંકા લાવવાનું કોઇને કારણ નથી. ગુન્હેગાર તમારો કેશિયર છે અને એક અઠવાડિયાની અંદર આપણે તેણે જ ગુન્હો કર્યો છે એવી પુષ્કળ સાબિતીઓ મેળવી શકીશું. હવે આપણે તેને અંદર બોલાવીશું."

સુપિરન્ટેન્ડન્ટ ઉઠયો. તેણે બહાર જઇને ડિટેક્ટિવને ઇશારત કરી. ડિટેક્ટિવ સૂર્યકાન્તને લઇને અંદર આવ્યો. સુપરિન્ટેન્ડન્ટ બોલ્યો:

"સૂર્યકાન્ત! આ ખંડમાં થયેલી અઢી લાખ રૂપીઆની ચોરીના આરોપસર હું તમને પરહેજ કરૂં છું. તમે મારા કેદી છો."

સૂર્યકાન્ત શાંત હતો. તે માત્ર એટલું જ બોલ્યો: "હું સોગનપૂર્વક કહું છું કે આ ચોરીના સંબંધમાં હું કશું પણ જાણતો નથી."

લક્ષ્મીકાન્તનું મન સૂર્યકાન્ત જેટલું શાંત ન હતું. તેના ચ્હેરા પરથી જોઈ શકાતું હતું કે પોતાનો કેશિયર ચોરીના આરોપસર પરહેજ થાય એ તેને ગમતું ન હતું. તેણે એક વખત પ્રયત્ન કરી જોવાનો વિચાર કરીને ઉદ્દેશીને કહ્યું: "હજી પણ સમય છે. વિચાર–"

સૂર્યકાન્તે તેના શબ્દો તરફ બિલકુલ લક્ષ નહિ આપતાં પોતાના ગજવામાંથી એક ચાવી કાઢીને ટેબલ પર મૂકી અને કહ્યું: "આ તમારી તિજોરીની ચાવી. હું ઈચ્છું છું કે પરમેશ્વર તમને સદ્‌બુદ્ધિ આપો અને મેં તમારી એક પાઇની પણ ચોરી કરી નથી એવી તમારી સવેળાએ જ ખાત્રી થાઓ. કેમકે નહિ તો પાછળથી તમારા પશ્ચાત્તાપનો પાર રહેશે નહિ. આ ચોપડા અને આ પત્રવ્યવહાર તમે મારી જગ્યાએ જેની નિમણુંક કરો તેને સુપ્રત કરજો. મારે તમને એટલું જણાવવું જોઇએ કે જો તમે સીલીક મેળવશો તો તેમાં આ

અઢી લાખ રૂપીઆની રકમ ઉપરાંત બીજી પણ થોડીક રકમની ઘટ જણાશે ! "

આ 'ઘટ' શબ્દ સાંભળીને તેના પર મૂકવામાં આવેલા આરોપના સંબંધમાં સાંભળનારાઓની વિશેષ ખાત્રી થઈ. ડિટેક્ટિવ અત્યારસુધી તેને નિર્દોષ માનતો હતો તે પણ વિચારમાં પડી ગયો. જો કે એ 'ઘટ'ના સંબંધમાં **સૂર્ય**કાન્તે ખુલાસો કર્યો એટલે પછી તેને એટલું બધું **મહત્ત્વ** આપવાનું ડિટેક્ટિવને યોગ્ય લાગ્યું નહિ.

**સૂર્ય**કાન્ત બોલ્યો: "મારી પાસે જે સીલીક રહેતી હતી તેમાં અઢીલાખ રૂપીઆ ઉપરાંત બીજા ૨૫૦૦ રૂપીઆ ઓછા છે. તેમાંથી મેં મારા પગાર પેટે એક હજાર રૂપીઆ ઉપાડેલા છે અને મારી સાથે કામ કરનારા બીજા કેટલાક કારકુનોને પંદરસો રૂપીઆ અગાઉથી તેમના પગાર પેટે આપ્યા છે. આજે ચાલુ માસની આખર તારીખ છે. આવતી કાલે તો અમને અમારો પગાર મળવાનો હતો. એટલે તેમાં અમે લીધેલી રકમનો હિસાબ થઇ જાત. "

"આ પ્રમાણે ધીરધાર કરવાની તમને સત્તા આપવામાં આવી હતી ખરી ? " સુપરિન્ટેન્ડન્ટે પૂછ્યું.

"નાજી, "**સૂર્ય**કાન્તે જવાબ આપ્યો: "પણ મારી અગાઉના કેશિયર પણ આજ પ્રમાણે કરતા હતા. એટલે મેં કશું નવું કયુ નથી. મારી ખાત્રી છે કે મેં જો મારા શેઠને પૂછ્યું હોત તો તેમણે પણ મને આ પ્રમાણે કરવાની ના કહી હોત નહિ. "

"બરોબર છે." લક્ષ્મીકાન્તે સૂર્યકાન્તના કથનમાં સંમતી આપી.

હવે સુપરિન્ટેન્ડન્ટને અહીં વિશેષ કશું કરવા જેવું લાગ્યું નહિ. તે બોલ્યો: હવે હું રજા લઇશ. સૂર્યકાન્ત ! તમે મારી સાથે ચાલો"

પોતાને આ પોલિસ અધિકારી સાથે અહીંથી કારાગૃહમાં જવાનું છે એ વિચાર **સૂર્ય**કાન્તને આવ્યો. છતાં પણ તેણે પોતાના ચ્હેરા પર ભીતિના વિકારને પ્રકટ થવા દીધો નહિ. તે બોલ્યો: " **ચાલો હું તૈયાર છું.** "

સુપરિન્ટેન્ડન્ટે જે નોટબુકમાં નોંધ કરી હતી તે ગજવામાં મૂકી દીધી અને તે લક્ષ્મીકાન્તને નમન કરીને ઉઠયો. તેની પાછળ સૂર્યકાન્ત અને તેની પાછળ પ્રભાકર ગયા. લક્ષ્મીકાન્ત તેમની તરફ જોઇ રહ્યો હતો. તેનાં નેત્રોપર અશ્રુબિંદુ ચળકતાં હતાં. તે બડબડયો: " સૂર્યકાન્ત ! તેં જો ગુન્હો કબૂલ કર્યો હોત તો આના કરતાં ભલેને બમણી રકમની ચોરી કરી હોત, તો પણ હું તને તારી જગ્યાપર રાખત અને તારા ઉપરનો મારો વિશ્વાસ જેવો ને તેવો કાયમ રહેત. "

---

## પ્રકરણ ૬ ઠું.

### સૂર્યકાન્તની ચીઠી.

લક્ષ્મીકાન્તના પ્રસ્તુત શબ્દો સુપરિન્ટેન્ડન્ટ કે સૂર્યકાન્તના સાંભળવામાં આવ્યા ન હતા. પરંતુ તે શબ્દો પ્રભાકરના સરવા કાનપર અથડાય સિવાય રહ્યા નહિ. તે પોતાની મનઃકલ્પિત છત્રી શોધવાને બ્હાને સુપરિન્ટેન્ડન્ટની સાથે નહિ જતાં આ પેઢીના મુખ્ય ઓફિસમાં રોકાયો. તે છત્રી લાવ્યો જ ન હતો. પોતે એ એ જાણતો હતો પરંતુ જે ચીઠી સૂર્યકાન્તે રસિકલાલને આપી હતી તે ચીઠીમાં તેણે શું લખ્યું છે, એ જાણવાની તેની ઇચ્છા હતી. તે જો ધારત તો એજ વખતે રસિકલાલ પાસેથી તેની જડતી લઇને એ ચીઠી મેળવી શકત. પરંતુ એવો તેનો ઇરાદો ન હતો. રસિકલાલને એ ચીઠી જેને આપવાની છે તેને ત્યાં જવા દેવો અને તેની પાછળ જઇને છેક છેલ્લી ઘડીએ તેની પાસેથી ચીઠી લઈ લેવી એવો વિચાર તેણે રાખ્યો હતો.

તપાસ કરતાં તેને માલુમ પડયું કે આ મકાનમાં પ્રવેશ કરવા તથા તેમાંથી બહાર જવાને માટે માત્ર એક જ દ્વાર છે અને તે દ્વાર રાજ માર્ગપર પડે છે. અર્થાત્ રસિકલાલ બીજા કોઇ રસ્તેથી

પસાર થઇ જવાનો સંભવ ન હતો. એટલે તે પોતાની છત્રી નહિ જડવાથી કદાચ પોતે નહિ જ લાવ્યો હોય એમ કારકુનો વગેરેને સંભળાવતો પ્રવેશદ્વારમાંથી બહાર પડયો. તે એવા સ્થળે જઇને ઊભો રહ્યો કે ત્યાંથી આ મકાનમાં જનાર આવનાર દરેકને તે જોઇ શકતો હતો. એટલું જ માત્ર નહિ પણ જે બારી પાસે તે ઊભો હતો તે બારીમાંથી ટેબલ પાસે બેઠેલા રસિકલાલ ઉપર પણ તેની નજર રહેતી હતી.

તેને કેટલોક સમય આ સ્થળે ખોટી થઇ રહેવું પડયું. તે દરમિયાન આ ચોરીના સંબંધમાં તેના મનમાં વિચાર ચાલ્યા કરતો હતો. પછી રસિકલાલ ખીતી પર ટાંગેલો કોટ પહેરતો તેની દૃષ્ટિએ પડયો. એક મીનિટ પછી તે પ્રવેશદ્વાર પાસે દેખાયો. તેણે જમણી તથા ડાબી બાજુએ દૃષ્ટિ કરી અને પછી તે સીધો ચાલવા લાગ્યો.

ડિટેકિટવ પણ તેની પાછળ થોડું અંતર રાખીને જવા લાગ્યો. રસિકલાલ એટલી ત્વરાથી ચાલતો હતો કે તેની સાથે સમાન્તરે ચાલવામાં ડિટેકિટવને ઘણી જ મુસ્કેલી પડતી હતી. ન્હાની ન્હાની ચાર-પાંચ ગલીઓ વટાવીને તેઓ એક રસ્તાપર આવ્યા. અહીં નં. ૩૯ વાળા મકાનમાં રસિકલાલ દાખલ થયો.

તે અંદર દાખલ થઇને બે ત્રણ પગલાં ચાલ્યો હશે એટલામાં ડિટેકિટવે આવીને તેના ખભાપર હાથ મૂકયો. રસિકલાલે પાછળ દૃષ્ટિ કરી. તે ડિટેકિટવને ઓળખી ગયો. તેનો ચ્હેરો ફીકો પડી ગયો અને આ માણસના પંજામાંથી ન્હાસી છૂટવાને તે આમતેમ જોવા લાગ્યો. પરંતુ આ મકાનના પ્રવેશદ્વાર તથા તેની વચ્ચે ડિટેકિટવ ઊભો હતો, એટલે પલાયન થવાનો પ્રયત્ન નિરર્થક હતો.

"તમારે શું જોઇએ છે ?" તે ભયપૂર્ણ સ્વરે બોલ્યો.

પ્રભાકરે અત્યંત સભ્યતાપૂર્વક કહ્યું: "મહાશય ! આપની સાથે મારો પરિચય ન હોવા છતાં હું જે છૂટ લઉં છું તે માટે મને ક્ષમા કરશો. પરંતુ જે માહિતીની મને જરૂર છે તે તમે પૂરી પાડશો એવી આશા રાખું છું."

"પણ તમે કોણ છો એ હું જાણતો નથી."

"તમે આજે સ્હવારે મને તમારા શેઠની ઓફિસમાં જોયો હતો. તે ઉપરથી હું કોણ છું એ વિષયમાં અનુમાન તો કરી શકયા હશો જ. તમે મારી સાથે રસ્તાપર ચાલો. હું તમને એકાદ બે મીનિટ કરતાં વધારે વખત રોકીશ નહિ." પ્રભાકરે આ વખતે રસિકલાલનો હાથ પકડયો હતો.

આ માણસના હાથમાંથી છટકવાનું સહેલું નથી, એવી રસિકલાલની ખાત્રી થઈ હતી. એટલે તે તેની સાથે બહાર નિકળ્યો. આ રસ્તા ઉપર માણસોનો અવરજવર ઘણો જ ઓછો હતો. એટલે સંભાષણ કરવામાં વિઘ્ન ઉપસ્થિત થાય તેમ ન હતું.

"સાહેબ!" ડિટેકિટવે પ્રારંભ કર્યો: "લક્ષ્મીકાન્ત શેઠની પેઢીના કેશિયર સૂર્યકાન્તે એક ઘડી કરેલો કાગળ તમારા તરફ ફેંકયો હતો, એ વાત સાચી કે નહિ?"

"તમારી ભૂલ થાય છે." રસિકલાલે જવાબ આપ્યો. તેનો ચ્હેરો લેવાઇ ગયો હતો.

"હું દિલગીર છું કે તમે અસત્ય બોલો છો એમ કહેવાની મને ફરજ પડે છે. મારી ખાત્રી છે કે—"

"પણ હું ખાત્રી આપું છું કે સૂર્યકાન્તે મને કશું પણ આપ્યું નથી."

"સાહેબ! હવે એ વાતનો ઇન્કાર કરવાની જરૂર નથી." પ્રભાકર મક્કમ અવાજે બોલ્યો: "હજી પણ તમે તમારા શબ્દોને વળગી રહેવાની હઠીલાઇ બતાવશો તો હું સાબિત કરી આપીશ કે તમારી સાથેના ચાર કારકુનોએ સૂર્યકાન્તને તમારા તરફ એક ઘડી કરેલા કાગળ ફેંકતાં જોયો હતો."

રસિકલાલે જોયું કે હવે ઈન્કાર જવામાં કશો લાભ નથી. એટલે તેણે જવાબમાં થોડો ફેરફાર કર્યો: "હા, તમારૂં કહેવું ખરૂં છે. સૂર્યકાન્તે એક કાગળ મારા તરફ ફેંકયો હતો. પરંતુ તે ખાનગી હતો અને તે વાંચીને મેં તેના ટુકડા કરીને બાળી નાખ્યા હતા."

પ્રભાકરને લાગ્યું કે રસિકલાલે એ કાગળ ફાડીને બાળી નાખ્યો હોય એ બનવાજોગ છે. છતાં પણ તેણે એક વખત પ્રયત્ન કરી જોવાનો નિશ્ચય કર્યો.

તે બોલ્યો: "સાહેબ ! હજી પણ તમે પૂરેપૂરું સત્ય બોલતા નથી. એ ચીઠી તમારે માટે ન હતી, પરંતુ તે કાન્તા નામની સ્ત્રીને આપવાની હતી."

જો કે ડિટેક્ટિવે તો માત્ર અનુમાન જ કર્યું હતું. પરંતુ આ શબ્દો સાંભળીને રસિકલાલનો ચ્હેરો એવો થઇ ગયો કે પોતાનું અનુમાન સત્ય હોવાના સંબંધમાં પ્રભાકરને શંકા રહી નહિ.

રસિકલાલ બોલ્યો: "સાહેબ ! હું સોગન ખાઉં છું કે—"

"સાહેબ ! સોગન ખાવાની કશી પણ જરૂર નથી." પ્રભાકર વચ્ચે બોલ્યો: "તમે ગમે તેટલા સોગન ખાશો તો પણ તમારી વાત મારા માન્યામાં આવનાર નથી. એ ચીઠી તમારા ગજવામાંજ છે અને તે કાન્તાને આપવાને માટેજ તમે આ મકાનમાં દાખલ થયા હતા."

"ના, સાહેબ ! ના."

પ્રભાકરે તેના બોલવાની કશી પણ દરકાર કરી નહિ. તે બોલ્યો: "મહેરબાની કરીને એ ચીઠી મને વાંચવા દ્યો."

"કદી પણ નહિ." રસિકલાલે જવાબ આપ્યો.

આ સમયે તેણે ડિટેક્ટિવના હાથમાંથી પોતાનો હસ્ત છોડાવવાનો પ્રયત્ન કર્યો. તેનો ઇરાદો પલાયન થઇ જવાનો હતો. પરંતુ તે ઇરાદો બર આવ્યો નહિ.

ડિટેક્ટિવ બોલ્યો: "મહાશય ! વધારે પડતું જોર કરવા જતાં તમારો હાથ ખડી ન જાય તેની સંભાળ રાખજો. વારુ પેલી ચીઠી લાવો જોઇ"

"મારી પાસે એ ચીઠી નથી."

"જો તમે તમારી મેળે ચીઠી નહિ આપો તો મારે કડક ઉપાય લેવો પડશે. હું સીટી કરીને બે સિપાહીઓને બોલાવીશ. તેઓ તમને કેદ કરશે અને પછી તમારી જડતી લેવામાં આવશે"

રસિકલાલ સૂર્યકાન્તની ગુપ્ત વાર્તા ખુલ્લી ન થાય તે માટે આતુર હતા અને તેથીજ તેણે અત્યારસુધી આ ચીઠી ડિટેક્ટિવને આપવામાં આનાકાની કરી હતી. પરંતુ તેણે જાણ્યું કે હવે વધુ વખત ચીઠીને છૂપાવી શકાય તેમ નથી. વળી તે ચીઠીનો નાશ પણુ થઇ શકે તેમ નથી. એટલે અત્યારના સંયોગોમાં એ ચીઠી ડિટેક્ટિવને આપવાથી પોતાના ઉપર મૂકવામાં આવેલા વિશ્વાસનો પોતે ભંગ કરે છે એમ તેને લાગ્યું નહિ.

" હું કબુલ કરૂં છું કે તમે મારા કરતાં વિશેષ જોરાવર છો; " તે બોલ્યો " અને તેથી હું તમારે તાબે થાઉં છું. " એમ કહીને તેણે પોતાના ગજવામાંથી એક ચામડાના પુંઠાવાળી નોટ બુક કાઢી. એ નોટના એક ખાનામાંથી કાગળ કાઢીને તે ડિટેક્ટિવને આપ્યો. ડિટેક્ટિવના આનંદનો પાર રહ્યો નહિ. તે તો એમજ સમજતો હતો કે સૂર્યકાન્તની આ ચીઠી મળવાથી અહીં લાખની ચોરીના સંબંધમાં એક મહત્ત્વનો મુદ્દો પોતાને પ્રાપ્ત થયો છે. તેણે એ ચીઠી વાચી. તેમાં આ પ્રમાણે લખ્યું હતું:—

" પ્રિય કાન્તા !

" જો તારો મારા ઉપર પ્રેમ હોય તો તું સ્હેજ પણ અચકાયા સિવાય કે એક પળનો પણ વિલંબ કર્યાસિવાય મારી સૂચનાને અમલમાં મૂકજે. તને મારી આ ચીઠી મળે કે તુરતજ તું તારી પાસે જે કાંઇ હોય તે તમામ લઇને એકદમ ચંદ્રનગરના કોઇ એકાન્ત ભાગમાં જઇને રહેજે. તું કોઇની પણ દૃષ્ટિએ પડીશ નહિ. જો તું મારી આજ્ઞાનું પાલન કરીશ તો કદાચ હું જીવન્ત રહી શકીશ. મારા ઉપર એક મોટી ચોરીનો આરોપ મૂકવામાં આવ્યો છે અને મને થોડા સમયમાં પરહેજ કરવામાં આવશે. મારા ઇસ્કોત્રાના જમણી બાજુના ખાનામાં અઢીસો રૂપીઆની નોટો છે. તે તારા ઉપયોગ માટે લેજે. તું જે સ્થળે જઇને રહે તેનું ઠારનામું રસિકને આપજે.

વિશેષ કશું લખતો નથી. રસિકને પૂછવાથી બધી હકીકત તારા જાણવામાં આવશે.

"સૂર્યકાન્ત"

જો રસિકલાલ પોતાનું શું થશે એ વિચારમાં ગુંચાયો ન હોત તો તે આ ચીઠી વાંચ્યા પછી ડિટેકિટવના ચ્હેરાપર પથરાયેલી નિરાશા જોઇ શકયો હોત. પ્રભાકરે આ ચીઠીમાં કશી મહત્ત્વની હકીકત હોવાની આશા રાખી હતી, જ્યારે આ તો માત્ર પ્રેમપત્રિકા હતી. 'જે કાંઇ હોય તે તમામ ' એટલા શબ્દોની નીચે લીટી દોરવામાં આવી હતી. પરન્તુ તેના પરથી કશો મુદ્દાનો અર્થ ફલિત થતો ન હતો.

" આ કાન્તાગૌરી સૂર્યકાન્તની મૈત્રિણી છે ? " ડિટેકિટવે રસિકલાલને પ્રશ્ન કર્યો.

" તે સૂર્યકાન્તની માશુક છે. "

" તે આ નં ૩૯ વાળા મકાનમાં રહે છે, ખરૂં કે નહિ? "

" તમે મને આ મકાનમા દાખલ થતો જોયો હતો; એટલે તમે સમજી શકયા હશો કે તે આજ મકાનમાં રહે છે."

"એ માળામાં તેણે પોતાના નામથી ઓરડી ભાડે રાખી છે? "

"ના, એ ઓરડી સૂર્યકાન્તે ભાડે રાખી છે, અને કાન્તાગૌરી સૂર્યકાન્તની સાથે રહે છે. "

" કયા માળ ઉપર ? "

" પહેલા માળ ઉપર ? "

" રૂમ નંબર ? "

" રૂમ નંબર ૮ મા ?

પ્રભાકરે પેલા કાગળની પુનઃ અસલ માફક ઘડી વાળીને તેને પોતાના ગજવામાં મૂકી દીધો.

"તમે મને આપેલી માહિતી માટે હું તમારો ઘણો આભાર માનું છું. તેના બદલામાં આ ચીઠી હું કાન્તાગારીને પહોંચાડીશ." તેણે કહ્યું.

રસિકલાલે તેના આ વર્તન સામે વાંધો લીધો. પરન્તુ તેને વચ્ચેથી જ અટકાવીને પ્રભાકર બોલ્યો:—

"હું તમને એક સલાહ આપવા ઇચ્છું છું. તમે કશો પણ વિચાર નહી કરતાં પાછા ઓફિસમાં જાઓ અને આ બાબતમાં કશો પણ ભાગ ન લેવો એવો દ્રઢ નિશ્ચય કરો."

"પણ સૂર્યકાન્ત મારો મિત્ર છે."

"જો તેમ હોય તો તમે અવશ્ય મારી સલાહનો સ્વીકાર કરો. તમે તેને શી મદદ કરી શકવાના હતા? મને તો લાગે છે કે કદાચ તમારાથી તેને નુકસાન પહોંચવાનો સંભવ છે."

"પણ સાહેબ! મારી ખાત્રી છે કે સૂર્યકાન્ત તદ્દન નિર્દોષ છે."

પ્રભાકરનો પણ તેવોજ અભિપ્રાય હતો. પરંતુ આ યુવાન પાસે પોતાનો એ અભિપ્રાય વ્યક્ત કરવાનું તેણે યોગ્ય ધાર્યું નહિ. તેણે કહ્યું: "એ નિર્દોષ હોય એ બનવાજોગ છે. હું પણ સૂર્યકાન્તને માટે એવી આશા રાખું છું કે તે નિર્દોષ હશે. કેમકે જો તેના ઉપરનો આરોપ સિદ્ધ થશે તો તમે તેના મિત્ર હોવાથી તમારા ઉપર પણ શક આવવાનો સંભવ છે. માટે તમે પાછા તમારા કામ ઉપર ચડી જાઓ"

બાપડો રસિકલાલ નિરાશ બનીને ચાલ્યો ગયો. તે મનોગત બોલ્યો: "હાય! સૂર્યકાન્ત! હું મિત્ર તરીકેની ફરજ બજાવી ન શકયો. હજી પણ હું કાન્તાગૌરીને ચેતવી શકું તો મેં અમુક અંશે તારી સેવા બજાવેલી ગણાય. પણ તેને ચેતવવી કેવી રીતે?"

---

## પ્રકરણ ૭ મું.

---

### ડિટેકિટવની સલાહ.

રસિકલાલ દૃષ્ટિમર્યાદાની પેલી મેર ગયો એટલે પ્રભાકરે નં. ૩૯ વાળા મકાનમાં પ્રવેશ કર્યો. તે ઉપર ગયો. દાદરની જમણી બાજુએ પહેલા જ બ્લોક ઉપર નં ૮ લખેલો હતો. એ બ્લોકમાં

મોરી પાસે એક બાઇ વાસણ માંજતી હતી. ડિટેક્ટિવે તેને પૂછ્યું: "કાન્તાગૌરીબાઈ અહીં રહે છે ?"

"હા, શું કામ છે ?" વાસણ માંજનારીએ કહ્યું.

"મારે તેમને મળવું છે."

"તમારૂં નામ શું ?"

"એમને કહેજો કે સૂર્યકાન્તે મને મોકલ્યો છે. જરૂરી કામ છે."

વાસણ માંજનારી અંદર જઈને બહાર આવી. તે બોલી: "જાઓ, કાન્તાબા દિવાનખાનામાં બેઠાં છે. તમને ત્યાં બોલાવે છે."

ડિટેક્ટિવ દિવાનખાનામાં ગયો. એક કોચ ઉપર કાન્તા બેઠી હતી. કાન્તાની કાન્તિ ભલભલાનું ભાન ભૂલાવે તેવી હતી. ચિત્રકાર રવિવર્માએ 'મોહિની'નું ચિત્ર દોર્યું છે, તે કદાચ આ સુંદરીને પોતાની પાસે બેસારીને તો દોર્યું નહિ હોય, એમ કાન્તાનું નિરીક્ષણ કરતાં ક્ષણભર જનારના મનમાં થતું હતું.

અત્યારે તેણે સાદો પોષાક ધારણ કર્યો હતો. ડિટેક્ટિવને જોઇને તેને અત્યંત આશ્ચર્ય થયું. કેમકે આ મનુષ્ય અજાણ્યો હતો. કોઇ પણ દિવસ સૂર્યકાન્ત અપરિચિત મનુષ્યને પોતાની પાસે મોકલે એમ તે માની શકતી નહતી.

"તમે કોણ છો ? અત્ર કેમ આવ્યા છો ?" તેણે સ્હેજ તુચ્છકારપૂર્વક પ્રશ્ન કર્યો.

"હું સૂર્યકાન્તની ચીઠી તમને આપવાને આવ્યો છું." પ્રભાકરે પોતાની સ્વભાવસિદ્ધ નમ્રતાપૂર્વક જવાબ આપ્યો.

"સૂર્યકાન્તે ચીઠી આપી છે ? તમારો તેની સાથે પરિચય છે?"

"હા, મારે તેમની સાથે મિત્રતા છે. જો સ્પષ્ટ રીતે કહું તો અત્યારે થોડાકજ માણસો હશે કે જેઓ સૂર્યકાન્તની સાથે મિત્રતા હોવાનું જાહેરમાં કબૂલ કરે. તે થોડાકમાંહેનો હું એક છું."

આ શબ્દો બોલતી વેળાએ ડિટેક્ટિવે એના ભાવપૂર્વક કાન્તા તરફ દૃષ્ટિ કરી હતી કે તેને આશ્ચર્ય થયા સિવાય રહ્યું નહિ.

તે બોલી: " તમે ગોળ ગોળ બોલો છો તે હું સમજી શકતી નથી. મને ખુલાસાવાર કહો તો સમજણ પડે. "

પ્રભાકરે ગજવામાંથી પેલો ઘડી કરેલો કાગળ કાઢીને તે આ સુંદરીને આપતાં કહ્યું: " આ ચીઠી વાંચો એટલે સમજાશે. "

પોતાનાં મનોહર નેત્રોપર ચશ્મા ધારણ કરીને કાન્તાએ ઘડી કરેલો કાગળ ખૂલ્લો કર્યો અને અંદરની હકીકત વાંચવા માંડી. એકાદ મીનીટમાં તે ચીઠી વાંચી રહી. એ વાંચતાં વાંચતાં તેના ચ્હેરાપર ભીતિ, શોક આદિ અનેક વિકારો તરી આવ્યા. તેનો ચ્હેરો ફીક્કો પડી ગયો, તેનું આખું અંગ ધ્રૂજવા લાગ્યું અને થોડી વારમાં જ તે મૂર્છિત બની જશે એમ લાગ્યું. પરંતુ બીજી પળે તે સાવધ બની ગઇ અને પોતાના બન્ને હાથ વડે ડિટેકિટવનો હસ્ત પકડીને ગભરાયેલા સાદે બોલી: " બોલો, બોલો, આનો અર્થ શો? આ પત્રમાં શું લખ્યું છે એ તમે જાણો છો?" તેનાં નેત્રોમાં ભીતિ અને ગુસ્સો બન્ને હતાં.

પ્રભાકરે મંદ સ્વરે જવાબ આપ્યો: " સૂર્યકાન્તે તેના શેઠની જે તિજોરીની ચાવી તેની પાસે રહેતી હતી તેમાંથી અઢીલાખ રૂપીઆની ચોરી કરી છે, એવો તેના ઉપર આરોપ મૂકવામાં આવ્યો છે. "

" સુર્યકાન્ત ચોર ! એમ બને જ નહિ ! " કાન્તા બોલી: " તેને ચોરી કરવાની શી જરૂર હોય ! તેની આર્થિક સ્થિતિ સારી છે. કેમ ખરૂં કે નહિ ? "

" ના, લોકો કહે છે કે સૂર્યકાન્ત પૈસાપાત્ર નથી. તેને માત્ર જે પગાર મળે છે તેના ઉપરજ પોતાનો નિર્વાહ ચલાવવાનો છે. "

આ જવાબથી કાન્તા સ્હેજ વિચારમાં પડી ગઈ. તે બોલી: " પણ તેની પાસે જ્યારે હોય ત્યારે પુષ્કળ પૈસા—"

તે વાકય પૂરૂં કરી શકી નહિ. તેને એકાએક એવી કલ્પના થઇ કે ' જો સૂર્યકાન્તે ચોરી કરી હોય તો એ કાર્ય તેણે મારે

ખાતરજ કરેલું હોવું જોઇએ.' પરંતુ સ્હેજ વિચાર પછી તેની એ શંકા નિર્મૂળ બની ગઈ.

"નહિ !" તે બોલી: "તે મારે માટે એક પાઇની પણ ચોરી કરે નહિ. સૂર્યકાન્ત જેના ઉપર પોતાનો પ્રેમ હોય તેને ખાતર ચોરી કરે તે સંભવિત છે. પરંતુ તેનો મારા ઉપર પ્રેમ નથી અને અગાઉ પણ કદી હતો નહિ."

"કાન્તાગૌરી !" ડિટેકિટવ આશ્ચર્યપૂર્વક બોલ્યો: "આ તમે શું બોલો છો ?"

"હું ખરૂં કહું છું." કાન્તાએ કહ્યું. તેનાં નેત્રોપર અશ્રુબિંદુ ચમકતાં હતાં. "તે મને સારી રીતે રાખે છે, મારી ઇચ્છાઓને પૂરી પાડે છે. પરંતુ એથી તેનો મારા ઉપર પ્રેમ હોવાનું સિદ્ધ થતું નથી. હું કબૂલ કરૂં છું કે તે મને પોતાની સાથે રાખે છે પણ તેનો મારા ઉપર પ્રેમ નથી. મેં કદી પણ તેનાં નેત્રોમાં મારા માટેનો પ્રેમ જોયો નથી"

"પણ શા માટે—"

"શા માટે ?" કાન્તા વચ્ચે બોલી: "તેનો શા કારણથી મારા પ્રત્યે પ્રેમ નથી તે જો તમે કહી શકો તો હું તમારા ચાતુર્યની પ્રશંસા કર્યા સિવાય રહું નહિ. એ કારણ શોધી કાઢવાનો પ્રયત્ન હું એક વર્ષથી કરૂં છું. સૂર્યકાન્તના હૃદયને પારખવાનું કાર્ય અત્યંત મુશ્કેલ છે. તેના મનમાં ચાલી રહેલા વિચારો જ્યાંસુધી તે પોતે ન કહે ત્યાંસુધી બીજું કોઈ જાણી શકે તેમ નથી. તેના ચ્હેરા પરથી તમે તેના હૃદયની વાત જાણી શકો નહિ. લોકો માને છે કે તે નબળા હૃદયનો મનુષ્ય છે. પરંતુ તેમની એ માનિનતા ભૂલભરેલી છે. તેનું હૃદય લોખંડ કરતાં પણ મજબૂત છે, કોઇ પણ દિવસ તેના ચ્હેરાપર કશો વિકાર મારી દૃષ્ટિએ પડયો નથી."

કાન્તા આ મનુષ્યને સૂર્યકાન્તનો મિત્ર સમજતી હતી અને તેથી અત્યારે પોતાની ઉશ્કેરાયલી સ્થિતિમાં પોતાનું હૃદય તેની

પાસે ખુલ્લું કરતી હતી; જ્યારે ડિટેકિટવ આ બધી માહિતી મેળવવા માટે પોતાની બુદ્ધિ તથા ચાતુર્યનો ધન્યવાદ કરતો હતો.

"એમ કહેવાય છે કે સૂર્યકાન્ત મોટો જુગારી છે." તે બોલ્યો.

"હા, એ વાત ખરી છે." કાન્તાએ કહ્યું: "મેં તેમને ઘણી વાર જુગાર રમતા જોયા છે. તે ઘણી વાર મોટી રકમ જીત્યા હશે અથવા હારી ગયા હશે, છતાં પણ મેં તેમના ચ્હેરાપર રંચભાર પણ ફેરફાર જોયો ન હતો. જેમ એક મનુષ્યને ભોજન કરતાં કે પાણી પીતાં હર્ષ કે વિષાદ થતો નથી; તે રીતે કશા પણ હર્ષ કે વિવાદ વગર તે જુગાર ખેલે છે. અર્થાત્ તેમને જુગારનું વ્યસન નથી. હું તો તેમના ચ્હેરાપર સદૈવ ઉદાસિનતાનું ચિહ્ન જોતી હતી. મને લાગે છે કે એ ઉદાસિનતાને ઘડીભર નિવારવાને માટે તે જુગાર રમતા હોવા જોઇએ. વળી મારૂં એવું પણ અનુમાન છે કે તેમના ભૂતકાલિન જીવનમાં કોઇ મહત્ત્વને છૂપો ભેદ હોવો જોઇએ."

"તેણે તમને તેના ભૂતકાલિન જીવનના સંબંધમાં કદી પણ કશું કહ્યું નથી?"

"મેં હમણાં જ તમને કહ્યું છે કે તેમનો મારા ઉપર પ્રેમ નથી." કાન્તા બોલી અને તે રડવા લાગી. પણ તેને એમ લાગ્યું કે આ સમય રડવાનો નથી. તે પુનઃ બોલી: "તેમનો મારા ઉપર પ્રેમ ભલે ન હોય, પરંતુ મારો તેમના ઉપર પ્રેમ છે અને હું તેમને બચાવવાનો પ્રયત્ન કરીશ. હું તેમના શેઠ તથા ન્યાયાધીશને મળીશ, તેમને સર્વ હકીકત જણાવીશ; અને હું આશા રાખું છું કે આજની સ્હાંજ પહેલાં કાં તો તે મુક્ત થશે અથવા તો હું પણ તેમની સાથે કારાગૃહવાસી બનીશ."

કાન્તાના અવાજમાં પ્રેમ અને ઔદાર્ય છલોછલ ઉભરાતાં હતાં. તેણે અત્યંત શુભ હેતુથી પોતાનો આ ઇરાદો પ્રકટ કર્યો હતો. પરંતુ ડિટેક્ટિવે તેમાં સંમતી આપી નહિ. કારણ કે તેની

ધારણા એવી હતી કે પોતાને યોગ્ય લાગે તે સમય સુધી આ સ્ત્રીને જાહેરમાં આવવા દેવી નહિ. એટલે તેણે તેને શાંત કરવાનો તથા તેનો આ વિચાર કેટલો નિરર્થક છે તે બતાવી આપવાનો પ્રયત્ન કર્યો.

તે બોલ્યો: " કાન્તાગૌરી ! એ પ્રમાણે કરવાથી તમે શો લાભ મેળવી શકવાનાં હતાં ? એમાં યશ પ્રાપ્ત થવાની બિલકુલ આશા નથી. મને તો એમ લાગે છે કે તમારા એ પગલાથી કદાચ તમારા ઉપર પણ એ ચોરીમાં તમારો હિસ્સો હોવાનો શક આવવાનો સંભવ છે. "

" એમાં મારે માટે કશી ભીતિ હોય એમ હું માની શકતી નથી. " તે સ્હેજ ઉચ્ચ સ્વરે બોલી: " પરંતુ કદાચ એમ માનો કે મારા ઉપર પણ શક આવશે તો એથી મને આનંદ જ થશે. મારૂં એવું ચોક્કસ માનવું છે કે સૂર્યકાન્ત તદ્દન નિર્દોષ છે. પરંતુ કદાચિત કોઈ પણ સંયોગને લીધે તેમણે આ ગુન્હો કર્યો હોય તો તેમની સાથે હું પણ તેમને થનારી શિક્ષામાં ભાગ લેવાને તૈયાર છું. "

તે બહાર જવાને માટે તૈયાર થઈ અને તેણે ડિટેક્ટિવને પણ પોતાની સાથે આવવાને કહ્યું. પરંતુ પ્રભાકરને પોતાના એક પ્રયત્નમાં સફળતા ન મળતાં તે નિરાશ બની જાય એવો ન હતો. તેણે જોયું કે આ સ્ત્રીને તેનું પોતાનું વિપરિત થશે એ બાબત કશી પણ દરકાર કે ભીતિ નથી. એટલે તેણે બીજો મુદ્દો રજુ કર્યો:—

" હું તમારી સાથે તમે કહો ત્યાં આવવાને માટે તૈયાર છું. પરંતુ હજી પણ સમય છે. વિચાર કરી જૂઓ. સૂર્યકાન્તે તમને લખેલ ચીઠ્ઠીનું આવું પરિણામ આવશે એવી કલ્પના પણ તેને નહિ હોય. મને એમ લાગે છે કે તેની સલાહ વાજબી છે અને એ સલાહ તેણે વિચાર કરીને જ આપી હશે. જો તમે તેની સલાહનું ઉલ્લંઘન કરશો તો તેને લાભને બદલે હાનીજ વિશેષ કરશો. "

" કેટલાક મનુષ્યોને તેમની ઇચ્છા વિરૂદ્ધ બચાવવાનો પ્રયત્ન આપણને કરવો પડે છે. હું સૂર્યકાન્તનો સ્વભાવ જાણું છું. તેમનો

સ્વભાવ એવો છે કે તે પોતે ગમે તેવું ભયંકર સંકટ વેઠશે, પરંતુ પોતાને ખાતર બીજાને દુઃખી"

" હું તમારું કહેવાનું સમજી ગયો છું. પરંતુ આ વિષયમાં સૂર્યકાન્તનો વિચાર એવો હોય એમ મને લાગતું નથી. હું માનું છું કે તેમણે આ કેસમાં પોતાના બચાવની યોજના કરી રાખેલી છે. હવે જો બરોબર સમય આવ્યા પહેલાં તમે જાહેરમાં દેખાવ દેશો તો તેની યોજના ભાંગી પડશે અને તેથી તેનું હિત કરવા જતાં ઉલટું તેને નુકસાન થશે. "

કાન્તાગૌરીએ તરત જવાબ આપ્યો નહિ. તે પ્રભાકરે દર્શાવેલી મુશ્કેલીનો વિચાર કરતી હતી. થોડી વારે તે બોલીઃ " પરંતુ મારે પણ તેમના બચાવને માટે કશો પ્રયત્ન કરવો તો જોઇએ જ."

ડિટેક્ટિવ સમજ્યો કે પોતાના શબ્દોની અસર થવા લાગી છે. તે બોલ્યોઃ " જેના ઉપર તમારો પ્રેમ છે તેને તમે બચાવવા માગતા હો, તેની સેવા બજાવવાની તમારી ઇચ્છા હોય તો મારી એવી સલાહ છે કે તમારે તેની આજ્ઞાનું પાલન કરવું. એ જ તમારું પવિત્ર કર્ત્તવ્ય છે. "

હજી પણ કાન્તાનું મન અચોક્કસ હતું. એટલે કોચ ઉપર પડેલી સૂર્યકાન્તની ચીઠી ઉપાડીને ડિટેક્ટિવ પુનઃ બોલ્યોઃ " સૂર્યકાન્ત પરહેજ થયા પહેલાં થોડા જ સમયે તમને લખે છે કે જો તમારો તેના ઉપર પ્રેમ હોય તો તમારે અહીંથી કોઇ સ્થળે ચાલ્યા જવું અને છૂપાઇ રહેવું. છતાં પણ તમે એ પ્રમાણે કરતાં અચકાઓ છો. એટલું તો તમે ચોક્કસ માનજો કે જો ખાસ કારણ ન હોત તો તે એ પ્રમાણે લખત નહિ. "

કાન્તાગૌરીને સૂર્યકાન્તનું આ પ્રમાણે લખવાનું કારણ સમજવામાં વાર લાગી નહિ. તે બોલીઃ " કારણ ! હા–હા, હવે મને સમજાય છે. જો હું અહીં તેમના મકાનમાં હોઉં તો તેમના ઉપરનો આરોપ મજબૂત થવાનો સંભવ છે તેમને પ્રશ્ન કરવામાં આવે કે

તેઓ મને આ બધા દાગીના કેવી રીતે આપી શકયા અને મારે માટે તેમણે જે ખર્ચ કર્યું છે તે ખર્ચ કરવાને પૈસા કયાંથી લાવ્યા."

ડિટેકિટવે પોતાનું મસ્તક હલાવીને સંમતી આપી.

"ત્યારે મારે અહીંથી એકદમ પલાયન થઇ જવું ? કદાચ તમામ હકીકત પોલિસના જાણવામાં આવી હશે અને તેઓ એકદમ અહીં આવી પહોંચશે."

"ના, એટલી બધી ઉતાવળ કરવાનું કે બીતિ રાખવાનુ કારણ નથી. હજી પૂરતો સમય છે."

કાન્તાગૌરી ઉઠી અને ઓરડામાંથી બહાર નિકળી. તેણે પોતાની દાસીને પોતાનાં તમામ કપડાં લતાં પોતાની ટૂંકમાં ભરી દેવાની સૂચના કરી. દાગીનાની ન્હાની પેટી પણ તેણે તૈયાર કરી અને સૂર્યકાન્તના ઇસ્કોત્રામાંથી અઢીસો રૂપીઆ લીધા. તે પાંચેક મીનિટમાં ડિટેકિટવ પાસે આવી અને બોલી:—

"બધુ તૈયાર છે. પણ મારે અહીથી જવું કયા ?"

"સૂર્યકાન્તે જણાવ્યુ છે કે ચંદનગરના કોઇ પણ ભાગમાં જઇને રહેવુ."

"પણ હું કયાં જાઉં ? આ ગામમાં હું કોઇને ઓળખતી નથી."

ડિટેકિટવ વિચારગ્રસ્ત બની ગયેલો દેખાયો. એવામાં તેને એક કલ્પના સુઝી. એથી તેને અત્યંત આનંદ થયો. પરંતુ પોતાના આનંદને છુપાવવાનો પ્રયત્ન કરતો તે બોલ્યોઃ "એક મકાનની મને માહિતી છે. જો મારો પત્ર લઇને તમે ત્યાં જશો તો તમારી દરે પ્રકારની સંભાળ લેવામાં આવશે. જેવી સગવડ તમને અહીં મળે છે તેવી જ ત્યાં પણ મળશે."

"કયે સ્થળે ?"

"ઉત્તર તરફના દરવાજા પાસે યશવંતરોડ ઉપર નં. ૪૫ર વાળું મકાન છે. તે મકાનની માલિકણ અન્નપૂર્ણાબાઇ નામની એક સ્ત્રી છે. તે બાઇ પોતાના મકાનમાં રહેવાની તથા ખાવાપીવાની સગવડ પણ કરી આપ છે."

કાન્તાએ તુરત જ નિશ્ચય કરી લીધો અને તે બોલી: " પેલા ટેબલપર શાહીનો ખડીયો, કાગળ, હોલ્ડર વગેરે છે. તમે ભલામણ પત્ર લખી આપો. "

ભલામણપત્ર લખવામાં પ્રભાકરે એક મીનિટની પણ વાર કરી નાહ.

તે બોલ્યોઃ " આ પત્ર વાંચી જૂઓ. મારી ખાત્રી છે કે તમને એ મકાનમાં દરેક પ્રકારની સગવડ પ્રાપ્ત થશે. "

" વારૂ; પણ મારૂં શરનામું રસિકલાલને જણાવવું જોઇએ. તે પોતે સૂર્યકાન્તની ચીઠી લઇને કેમ ન આવ્યા ? "

" તે પોતે જ આવનાર હતો. પરંતુ કેટલાક કારણુને લઇને તેણે મને મોકલ્યો છે. હું તેને મળીશ અને તમારૂં સરનામું જણાવીશ. "

કાન્તાગારીએ એક નોકરને બોલાવી ભાડુતી ગાડીવાળાને બોલાવવાનો વિચાર કર્યો. પરંતુ તુરતજ ડિટેકિટવે કહ્યું: " હું તમારે માટે ગાડી લાવું છું." એમ કહીને તે નીચે ઉતર્યો. નજીકમાંથી એક ભાડુતી ગાડી લઈ આવ્યો. ગાડીવાળાને તેણે સૂચના કરી હતી કે ' આ મકાનમાંથી એક બાઇ આવીને તારી ગાડીમાં બેસશે. જો તે યશવંતરોડ ઉપર નં. ૪૫૨ વાળા મકાનમાં ગાડી લઇ જવાનું તને કહે તો તારે ચાબુકનો અવાજ કરવો અને જો તે બીજા કોઇ સ્થળે લઇ જવાની તને આજ્ઞા કરે તો તારે ગાડી પરથી નીચે ઉતરી ગાડીનું પૈડું બરોબર છે કે નહિ તે જોવાનું મિષ કરવું અને પછી ગાડી ચાલુ કરવી. "

એ પ્રમાણે ગાડીવાનને સૂચના કરીને તે ઉપર ગયો અને કાન્તાગૌરી પાસે જઇને તેણે તેને કહ્યું: " ગાડી નીચે ઊભી છે. હવે હું રજા લઇશ. મને અહીં ઘણો સમય થયો છે. "

તે તુરત નીચે ઉતરી પડયો અને રસ્તાની સામી બાજુએ એક ચહાની ન્હાની હોટલ હતી તેમાં દાખલ થઇ રસ્તાપર પડતી કાચની બારી પાસે જઈને બેઠો. ચાર પાંચ મીનીટ પછી ચાબૂકનો

મોટો અવાજ થયો. કાન્તાગૌરીએ તેની સલાહનો સ્વીકાર કરીને યશવંતરોડ ઉપર નં. ૪૫ર વાળા મકાન તરફ જવાનો નિશ્ચય કર્યો હતો !

પોતાને મળતી ઉપરાછાપરી ફતેહથી ડિટેક્ટિવના આનંદનો પાર રહ્યો નહતો.

## પ્રકરણ ૮ મું.

### ન્યાયાધીશની કોર્ટમાં.

જે વખતે કાન્તાગૌરી ભાડુની ગાડીમાં બેસીને યશવંતરોડપર આવેલા નં. ૪૫ર વાળા મકાન તરફ જતી હતી. તે વખતે સૂર્યકાન્ત પોલિસ-સ્ટેશનપર હતો.

એ સ્થળે તેને બે કલાક સુધી રાખવામાં આવ્યો. તેની પાસે તેના પર નજર રાખવાને પોલિસના બે માણસો બેઠા હતા. તેમની સાથે તે વાતો કરતો હતો. તેના ચ્હેરાપર કશો પણ ફેરફાર દેખાતો ન હતો, તેનો ચ્હેરો શાંત અને કડક હતો. સંભાષણમાં પણ તે મિતભાષી હતો. દોઢ વાગ્યાના સુમારે તેને ક્ષુધા લાગવાથી પોલિસ સ્ટેશન પાસે આવેલી એક હોટલમાંથી તેણે થોડુંક ખાવાનું તથા ચહા મંગાવ્યાં. નાસ્તામાં પોતાના પહેરેગીરોને પણ ભાગ આપ્યા સિવાય તે રહ્યો નહિ.

આ સમય દરમિયાન પોલિસ ખાતાના ન્હાના મોટા દશેક અમલદારો આ ખંડમાં આવીને તેની નિરીક્ષા કરી ગયા હતા. તે દરેકનો એક જ પ્રકારનો અભિપ્રાય પડયો હતો કે ' આ માણસ ઘણો જ હઠિલો હોવો જોઇએ. '

આશરે ત્રણેક વાગે એક ઇન્સ્પેક્ટરે આવીને તેને કહ્યું: "તમારે માટે ગાડી તૈયાર છે. તેમાં બેસીને તમારે ન્યાયાધીશની કોર્ટમાં જવાનું છે. " એટલું કહીને ઇન્સ્પેક્ટર સૂર્યકાન્તની પાસે બેઠેલા બે સીપાહીઓને કેટલીક સૂચના કરીને ચાલ્યો ગયો.

સૂર્યકાન્ત ઉઠયો, તેણે સીગાર સળગાવી, અને પછી બેદરકાર માણસની માફક તે આ ઓરડામાંથી નિકળી દાદરપર થઇને નીચે જવા લાગ્યો. પેલા બે સીપાહીઓ તેની સાથે જ હતા.

એ ત્રણે જણા ગાડીમાં બેઠા. ગાડી ન્યાયાધીશની કોર્ટ તરફ જવા લાગી. માર્ગમાં સૂર્યકાન્ત પોતાની બન્ને બાજુએ બેઠેલા સિપાહીઓને ઉદ્દેશીને બોલ્યો: "હું સાધારણ રીતે તો ટ્રામ કિંવા ગાડીનો ઉપયોગ કરૂં છું, પણ આજે કોણ જાણે શાયે કારણથી મને ચાલવાની ઇચ્છા થાય છે."

"એમાં કશી નવાઇ નથી. એક ને એક સ્થળે વધુ વખત બેસવાથી પગ અકડાઇ જાય છે, અને તેથી ચાલવાની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે." એક સિપાહીએ અનુમોદન આપ્યું.

ગાડી ન્યાયાધીશની કોર્ટમાં દાખલ થઈ ને ડાબી બાજુએ વળી. તે તરફ કાચી જેલ હતી. જેમને સજા થઇ ન હોય તેમને આ જેલમાં રાખવામાં આવતા હતા. એ કાચી જેલ પાસે એક ન્હાની ઓફિસમાં એક કારકુન બેસતો હતો. તે નવા આરોપીનું નામ, નિશાન વગેરેની નોંધ રાખવાનું કામ કરતો હતો.

સૂર્યકાન્તને તે કારકુનની ઓફિસમાં લઇ જવામાં આવ્યો. કારકુને તેને તેનું, તેના પિતાનું, નામ, ઠેકાણું, ઉમર વગેરે સંબંધી પ્રશ્નો કર્યા. સૂર્યકાન્તે એ પ્રશ્નોના તુચ્છકારક જવાબ આપ્યા. કારકુનને અનેક પ્રકારના કેદીઓનો અનુભવ હોવાથી સૂર્યકાન્તના વર્તનની કશી અસર થઇ નહિ. તે પોતાનું કામ કર્યે જતો હતો. પછી સૂર્યકાન્તનાં કપડાંની જડતી લેવાનો સમય આવ્યો. એ વખતે ગુસ્સે થયો. પરંતુ તેનો ગુસ્સો અસ્થાને હતો. કદાચ તેને નગ્ન કરીને પણ તેની જડતી લેવામાં આવી હોત, પરંતુ તેજ વખતે કારકુનની ઓફિસમાં એક માણસ આવી ચડયો. તેણે કારકુનને કરેલી છૂપી ઇશારતથી કારકુને વિશેષ જડતી લેવાનું માંડી વાળ્યું. આ નવીન આગંતુકની મૂછોના આંકડા વળેલા હતા. તેણે સફેદ પોશાક ધારણ કર્યો હતો. અને આંખ પર સોનાની ફ્રેમનાં આસમાની રંગની ઝાંખવાળાં

ચશ્મા પહેર્યાં હતાં. આ દિનકરરાય નામનો ચંદ્રનગર રાજ્યના સી. આઇ. ડી. ખાતાનો મુખ્ય અધિકારી હતો. તે વેધક દષ્ટિથી સૂર્યકાન્ત સામે જોઇ રહ્યો હતો. સૂર્યકાન્તનું લક્ષ પણ આ નવીન આગંતુક તરફ ખેંચાયા સિવાય રહ્યું ન હતું. પરંતુ આ મનુષ્ય સી. આઇ. ડી. ખાતાનો અધિકારી હશે એવી તેને કલ્પના પણ ન હતી. કેમકે દિનકરરાયે એક સામાન્ય ગૃહસ્થના જેવો પોશાક ધારણ કર્યો હતો.

સૂર્યકાન્તનું નામ, ઠામ, ઠેકાણું, તેની પાસેની ચીજો વગેરેની તપાસ અને નોંધ પૂરી થયા પછી તેને કાચી જેલમાં એક ઓરડીમાં દાખલ કરીને દ્વાર બંધ કર્યું તથા ઉપર તાળું લગાવી દીધુ. તે એકલો પડતાંની સાથે જ એકદમ રડી પડયો. તે મોટે અવાજે રડવા લાગ્યો, બૂમો પાડવા લાગ્યો, પોતાના જીવન ઉપર ધિક્કારનો વર્ષાદ વર્ષાવવા લાગ્યો અને પત્થરની મજબૂત દિવાલ ઉપર મુક્કીઓ મારવા લાગ્યો. તે અત્યંત ઉશ્કેરાઈ ગયો હતો. તેનો મૂળ સ્વભાવ અત્યારે ખીલી નિકળ્યો હતો.

તેના મન ઉપર અત્યારે એક જ વાતથી આઘાત થયો હતો. જ્યારે તે ચોવીશ વર્ષની ઉમરનો હતો, ત્યારે મોટો માણસ થવાની મહત્ત્વાકાંક્ષા તેના મનમાં જન્મ પામી હતી. તેણે મોટા માણસોનાં આગલા જીવનની માહિતી મેળવવા માંડી તો તેને માલુમ પડયું કે તેમની સ્થિતિ અગાઉ પોતાના કરતાં પણ ખરાબ હતી. ઉત્સાહ, હુશિયારી અને દંભથી તેઓ આગળ વધી શકયા છે.

તેણે એ લોકોનું અનુકરણ કરવા માંડયું. તેણે પોતાના સ્વભાવમાં ફેરફાર કરવા માંડયો. તે હસમુખો અને ઉચ્છૃંખલ સ્વભાવનો હતો. પરંતુ મોટા માણસો ગંભીર અને કડક દેખાવના હોવા જોઈએ એટલે તેણે પણ પોતાના બાહ્ય દેખાવમાં પરિવર્ત્તન કર્યું. મોટા માણસોની માફક તે પણ સાધારણ મનુષ્યોની સાથે ભેળાતો નહિ, ઓછું બોલતો અને કોઇની સાથે વાત કરતાં પોતાના ચ્હેરા પરના ગાંભીર્યને ચળવા દેતો નહિ.

તેનો પ્રયત્ન નિષ્ફળ ગયો ન હતો. જેઓ તેને પીછાનતા હતા તેઓ કહેતા કે 'આ સૂર્યકાન્તમાં જવાહિર છે. તે થોડા સમયમાં આગળ વધી જશે.' પરંતુ તેને બદલે અત્યારે તેને કારાગૃહમાં નિવાસ કરવો પડયો હતો. કદાચ તે ગુન્હેગાર ન પણ હોય, છતાંયે તેના ઉપરનો શક નાબુદ થાય તેમ ન હતું.

રાત્રે લગભગ બાર-એક વાગ્યા સુધી તેને નિદ્રા આવી નહિ. ત્યાર પછી આવેલી નિદ્રા પણ અશાંત અને સ્વપ્નાંથી ભરેલી હતી. સ્હવારે એક પહેરેગીરે આવીને તેને ઉઠાડયો અને ન્યાયાધીશ પાસે જવાને માટે તૈયાર થવાનું ફરમાન કર્યું.

તે કપડાં પહેરી પહેરેગીર સાથે જતો હતો, તે વખતે પહેરેગીર બોલ્યો; "તમારૂં નસીબ તેજ લાગે છે. તમારી તપાસ કરનાર ન્યાયાધીશ બહુ સારો અને ભલો માણસ છે."

પહેરેગીરનું કથન સત્ય હતું. ચંદ્રનગર મોટું શહેર હોવાથી ત્યાં રોજ અનેક ગુન્હા બનતા હતા. એટલે મુખ્ય ન્યાયાધીશની મદદમાં ચાર ન્યાયાધીશો રાખવામાં આવ્યા હતા. મુખ્ય ન્યાયાધીશ પોતાની પાસે જે કેસ આવતા તે પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે પોતાના તાબાના ન્યાયાધીશોમાં વ્હેંચી નાખતો હતો. આ ચોરીનો કેસ તેણે પન્નાલાલ નામના ન્યાયાધીશને સુપ્રત કર્યો હતો. ન્યાય છણનારમાં જે જે યોગ્યતા જોઈએ તે પન્નાલાલમાં હતી. પન્નાલાલ નિષ્પક્ષપાત, મક્કમ વિચારનો, એકદમ કોઇ પણ પક્ષ તરફ ઢળી ન પડે તેવો, શાંત તથા વધારે કડક નહિ અને વધારે દયાળુ નહિ,' એવા સ્વભાવનો હતો. તેની પાસે સૂર્યકાન્તને જવાનું હતું.

ન્યાયાધીશની કચેરી બહાર લાંબી ગેલેરી હતી. પહેરેગીર સૂર્યકાન્તને એ ગેલેરીમાં લઈ ગયો. ત્યાં પુષ્કળ બાંકડાં પડયાં હતાં. તેમાંથી એક ખાલી બાંકડા ઉપર બેસવાની સૂચના કરતો પહેરેગીર બોલ્યોઃ "થોડા સમયમાં જ તમારા ભાવીનો નિર્ણય થઇ જશે."

ગેલેરીમાં બીજા પણ કેટલાક આરોપી, ફરિયાદી, સાક્ષી, પોલિ-

સના સિપાહીઓ વગેરે હતા. થોડી થોડી વારે કચેરીનું બારણું ખૂલતું અને પટાવાળો આવીને બૂમ પાડતો. જેનું નામ લેવામાં આવતું તે માણસ અંદર જતો. એમ કરતાં છેવટે સૂર્યકાન્તને બોલાવવામાં આવ્યો.

તે કચેરીના હૉલમાં દાખલ થયો. ન્યાયાધીશ એક ઉચ્ચાસન પર બેઠો હતો. તેની જમણી બાજુએ તેનો શિરસ્તેદાર હતો. સૂર્યકાન્તે ન્યાયાધીશના ચ્હેરા સામે દૃષ્ટિ કરી. તેની ખાત્રી થઈ કે પહેરેગીરે કરેલી વાત ખોટી નથી.

ન્યાયાધીશે એકાદ પળ સૂર્યકાન્તના ચ્હેરાનું નિરીક્ષણ કરીને કહ્યું: "પેલી ખુરસીપર બેસો."

તે ખુરસીપર બેઠો. ન્યાયાધીશનું આ વર્ત્તન તેને શુભ શુકન સમું લાગ્યું.

ન્યાયાધીશ શિરસ્તેદારને ઉદ્દેશીને બોલ્યોઃ "આપણું કામ શરૂ કરૂં છું."

પછી તેણે સૂર્યકાન્તને પ્રશ્ન કર્યોઃ "તમારૂં નામ શું?"

"મારૂં નામ સૂર્યકાન્ત, સાહેબ!"

"તમારી ઉમર કેટલી છે?"

"આવતા મે માસની પાંચમી તારીખે મને ૩૫ મું વર્ષ બેસશે."

"તમારો ધંધો શો છે?"

"હું શ્રી. લક્ષ્મીકાન્તની પેઢીમાં કેશિયર છું, એટલે કે હતો."

"તમે કયે સ્થળે રહો છો?"

"છેલ્લાં ચાર વર્ષથી હું યશવંતરોડ ઉપર આવેલા નં. ૩૯ વાળા મકાનમાં રહું છું."

ન્યાયાધીશે પોતાની પાસે પડેલા કાગળ તરફ દૃષ્ટિ કરી. પછી પ્રશ્ન કર્યોઃ "તમારો જન્મ કયાં થયો હતો?"

"સુરત જીલ્લામાં રાંદેર ગામમાં."

"તમારાં માતાપિતા જીવન્ત છે?"

"નાજી, મારી માતા એ વર્ષ પહેલાં સ્વર્ગવાસિની થઇ છે. મા પિતા હયાત છે."

"તમારા પિતા અહીં ચંદ્રનગરમાં રહે છે?"

"ના જી. તે રાંદેરમાં મારી બ્હેન પાસે રહે છે."

"તમારા પિતા શો ધંધો કરે છે?"

"અગાઉ તે મુંબઈ ઇલાકામાં સરકારી 'પબ્લિક વર્કસ ડિપાર્ટ મેન્ટ'માં એંજીનીયર હતા, પરંતુ અત્યારે પેન્શન ઉપર છે."

"તમારા ઉપર તમારા શેઠની તિજોરીમાંથી રૂપીઆ ૨,૫૦,૦૦ ચોરવાનો આરોપ મૂકવામાં આવ્યો છે. એ વિષયમાં તમારે કહેવાનું છે?"

"સાહેબ! હું બિલકુલ નિર્દોષ છું. હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું એ વિષયમાં હું કશું પણ જાણતો નથી."

"હું પણ આશા રાખું છું કે તમે તમારી નિર્દોષિતા પૂરવા કરી શકશો;" ન્યાયાધીશ બોલ્યો: "અને તમારી નિર્દોષિતા સાબિ કરવામાં હું પણ તમને મારાથી બનતી મદદ કરીશ. વારૂ તમે તમાર બચાવમાં કશી પણ હકીકત જણાવી શકો તેમ છો?"

"સાહેબ! હું શું કહું?"

ન્યાયાધીશે કહ્યું: "નિરાશ થવાની જરૂર નથી. હું પૂછું તેને ઉત્તર આપો. જૂઓ, આ ચોરી એવી એવી રીતે થયેલી છે કે તેમ લક્ષ્મીકાન્ત તથા તમારા ઉપર શક આવે છે. તમને કોઇ ત્રીજ માણસ ઉપર શક આવે છે ખરો?"

"ના, સાહેબ!"

"તમે કહો છો કે તમે નિર્દોષ છો. તો પછી લક્ષ્મીકાન્તે ચોર કરેલી હોવી જોઇએ."

સૂર્યકાન્તે આનો કશો પણ જવાબ આપ્યો નહિ.

ન્યાયાધીશ પુનઃ બોલ્યો "તમારા શેઠે પોતે જ ચોરી કરી હો એમ માનવાને તમને કશું કારણ છે ખરૂં? તે કારણ તદ્દન નજી હોય તોપણ મારાથી છૂપાવશો નહિ."

તેણે આ પ્રશ્નનો પણ જવાબ આપ્યો નહિ. એટલે પન્નાલાલે કહ્યું: "મને લાગે છે કે તમને વિચાર કરવાને માટે હજી થોડા સમયની જરૂર છે. વારૂ, મારા શિરસ્તેદારે તમારી જુબાની લખી લીધી છે. તે જુબાની તમે સાંભળો. તેના પર સહી કર્યા પછી તમે કારાગૃહમાં જજો."

શિરસ્તેદારે જુબાની વાંચવા માંડી, પરંતુ કેશિયરનું તે સાંભળવા તરફ લક્ષ ન હતું. તેણે એમ ધાર્યું હતું, કે ન્યાયાધીશ પોતાને સવાલો કરશે, તેના પોતે સંતોષકારક જવાબ આપશે, એટલે પોતાને તુરત મુક્ત કરી દેવામાં આવશે. પરંતુ પુનઃ કારાગૃહમાં જવાનું થવાથી તે નિરાશ બની ગયો હતો. જુબાની વંચાઇ રહ્યા બાદ તેણે સહી કરી આપી અને પછી તે લથડિયાં ખાતો પહેરેગીરની સાથે કારાગૃહ તરફ ગયો.

---

## પ્રકરણ ૯ મું.

---

### સાક્ષીઓની તપાસ

ચંદ્રનગર રાજ્યના ફોજદારી કાયદામાં એવી એક કલમ હતી કે આરોપીને પકડવામાં આવે ત્યારથી ચોવીશ કલાકની અંદર ન્યાયાધીશે તેની જુબાની લઇ લેવી જોઇએ. એ નિયમને અનુસરી આજે સૂર્યકાન્તની જુબાની લેવામાં આવી હતી. તેના ગયા પછી એક કલાકે ન્યાયાધીશના પટાવાળાએ ગેલેરીમાં આવીને શેઠ લક્ષ્મીકાન્તના નામની બૂમ મારી.

લક્ષ્મીકાન્ત થોડા સમય પહેલાં જ અહીં આવીને એક બાંકડા પર બેઠો હતો. તે અંદર દાખલ થયો. તેણે આપેલી જુબાનીપરથી જોઈ શકાતું હતું કે તેના કેશિયર પ્રત્યેનો તેનો ભાવ બિલકુલ નષ્ટ થઇ ગયો હતો અને તેનું સ્થાન તિરસ્કારે લીધું હતું. તેને પ્રશ્ન ન

કરવામાં આવે તો પણ તે કોઇ ને કોઇ રીતે કેશિયરની વિરૂદ્ધ ઉતરી પડતો હતો. એથી અવારનવાર તેને બોલતો અટકાવવાની ન્યાયાધીશને ફરજ પડતી હતી.

છેવટે ન્યાયાધીશ કંટાળીને બોલ્યોઃ "તમે ગમે તેમ જવાબ આપો છો તે યોગ્ય કરતા નથી. હું તમને જે સવાલ કરૂં તેનો જ તમારે ઉત્તર આપવો. એક જવાબમાં બીજા જવાબને ભેળવી નાખવો નહિ."

એ પ્રમાણે સૂચના કરીને તેણે પ્રશ્ન કર્યોઃ "તમને કદી પણ તમારા કેશિયરની પ્રામાણિકતા માટે શંકા આવી હતી ખરી?"

"કદી પણ નહિ. છતાં પણ મારે કહેવું જોઇએ કે શંકા લાવવાને માટે હજારો કારણો હતાં."

"તે હજારોમાંથી થોડાંક મુદ્દાસરનાં કારણો જણાવો."

"મારો કેશિયર સૂર્યકાન્ત જુગાર રમતો હતો અને તેમાં તેણે કેટલીક વાર મોટી રકમો ગૂમાવી હતી. એક વખત તે મારા એક કુળની સાથે જુગાર અને વ્યભિચારના કાર્યમાં જોડાયો હતો અને છેવટે બાબત ગંભીર બની ગઈ હતી. પરન્તુ મેં જેમતેમ કરીને સમાધાન કર્યું હતું."

ન્યાયાધીશ બોલ્યોઃ "લક્ષ્મીકાન્ત શેઠ! આવા માણસને તમારી પેઢીના કેશિયરની મોટી જવાબદારીવાળી જગ્યાપર રાખવામાં તમે મોટી ભૂલ કરી હતી, એમ તમે પોતે જ કબૂલ કર્યા સિવાય રહેશો નહિ."

"પણ સાહેબ! પ્રથમથીજ તે આવો નહતો. એક વર્ષ પહેલાં તો તે મારી સાથે મારા મકાનમાં રહેતો હતો અને મારી એવી માનિનતા હતી કે તેનો મારી ભાણેજ મનોરમા ઉપર પ્રેમ છે."

ન્યાયાધીશ પન્નાલાલ જ્યારે પોતે કાંઇ નવીન શોધ કરી છે એવું પોતાને લાગતું ત્યારે ભ્રકુટી ચડાવતો હતો. અત્યારે તેની ભ્રકુટી ચડી હતી.

તેણે પ્રશ્ન કર્યો: " એજ કારણને લઈને તેને તમારા મકાન-માંથી નિકળવું પડયું હશે ? "

" ના જી, એવું કશું નથી. હું ઘણીજ ખુશીથી મારી ભાણે-જનું તેની સાથે લગ્ન કરત. એ લગ્નથી તેને મનોરમા જેવી સુંદર પત્ની પ્રાપ્ત થવા ઉપરાંત મોટી મિલકતની પણ પ્રાપ્તિ થાત. મનોરમાનો પિતા સારી રકમ મૂકતો ગયો છે. "

" પણ ત્યારે તમારા કેશિયરે તમારા ગૃહનો ત્યાગ શા માટે કર્યો ? " ન્યાયાધીશે પૂછયું.

" મને તો કશું ખાસ કારણ જણાતું નથી. પરંતુ હું ધારૂં છું કે તે એ વખતે મુકુંદરાય મુનશી નામના એક યુવાનના પરિચયમાં આવ્યો હતો અને એ યુવાનની સોબતનું એ પરિણામ હોવું જોઇએ. "

" એ મુકુંદરાય કોણ છે ? "

" મારી પત્નીનો દૂરનો સગો છે. તેનો સ્વભાવ મળતાવડો છે. તેની આર્થિક સ્થિતિ સારી છે. એટલે ખર્ચ કરવામાં તેને વાંધો આવે તેમ નથી. "

ન્યાયાધીશે થોડી વાર પછી પ્રશ્ન કર્યો: " કોઇ પણ બહારના માણસે તમારા મકાનમાં પ્રવેશ કરીને આ નોટોની ચોરી નથી કરી એવી તમારી ખાત્રી છે ? "

" હા, સાહેબ ! મારી ચોક્કસ ખાત્રી છે. "

" તમારી ચાવી તો તમારી પાસેની પાસે જ રહે છે ? "

" હા, સાહેબ ! મોટે ભાગે તો હું મારી ચાવી મારા જાકીટના અંદરના ખીસામાં રાખું છું. જો કદાચ તે મારા જાકીટના ખીસામાં નથી હોતી તો મારી ઓફિસમાં મારા ટેબલના એક ખાનામાં હોય છે. "

" ચોરી થઇ તે રાત્રીએ એ ચાવી કયે સ્થળે હતી તે તમે કહી શકશો ! "

" મારા ટેબલના ખાનામાં "

" પણ તો પછી—"

" સાહેબ ! વચ્ચે બોલવા માટે ક્ષમા માગું છું. પણ મારી તિજોરી ખોલવામાં એકલી ચાવીનો કશો પણ ઉપયોગ થઇ શકે એમ નથી. જો એ તિજોરી ખોલવી હોય તો પોતાની પાસે તેની ચાવી હોવાની સાથે તિજોરીને ખોલવાનો શબ્દ પણ જાણવો જોઇએ. એ શબ્દ જાણવામાં હોય તોજ બટનને બરોબર તે શબ્દોના અક્ષરોમાં ગોઠવી શકાય અને તોજ ચાવી તેનું કામ કરી શકે."

" તમે એ શબ્દ કોઇને કહ્યો હતો ખરો ? "

" ના સાહેબ ! મેં કોઇને કહ્યો નહતો વળી જ્યારે સૂર્યકાન્તની ઇચ્છા થતી ત્યારે તે શબ્દ બદલાવતો હતો. તે મને શબ્દ કહેતો અને વારંવાર હું તે ભૂલી જતો હતો. "

" જે દિવસે ચોરી થઇ તે દિવસે તમે એ શબ્દ ભૂલી ગયા હતા ? "

" ના, આગલી સ્હાંજે તેણે શબ્દ બદલાવ્યો હતો અને તે શબ્દ એવો હતો કે તે મને ખાસ યાદ રહી ગયો હતો."

" શો શબ્દ હતો ? "

" કાન્તા–K–A–N–T–A. લક્ષ્મીકાન્તે એ શબ્દની અંગ્રેજીમાં જોડણી કરી બતાવી.

પન્નાલાલે પણ આ શબ્દ લખી લીધો.

" હવે મારે તમને વિશેષ પૂછવાનું નથી. " તે બોલ્યોઃ " જે દિવસે ચોરી થઇ તે દિવસે રાત્રે તમે ઘેરજ હતા કે કયાંય બહાર ગયા હતા ? "

" તે દિવસે સ્હાંજે સાત વાગે હું બહાર ગયો હતો. મારા એક મિત્રને ત્યાંજ હું જમ્યો હતો. જમીને અમે બન્ને નાટક જોવા ગયા હતા. રાત્રે દોઢ વાગે હું ઘેર આવ્યો ત્યારે મારી પત્ની સૂઇ ગઇ હતી અને હું પણ તુરત નિદ્રાને આધીન બની ગયો હતો. "

"તિજોરીમાં કેટલી રકમ છે એ તમારા જાણવામાં ન હતું ?"

"ના, સાહેબ ! મારી આજ્ઞા એવી હતી કે તિજોરીમાં માત્ર થોડી રકમ જ રાખવી."

પનાલાલ મૌન રહ્યો. આ મુદ્દો અગત્યનો હતો. તિજોરીમાં ૨,૫૦,૦૦૦ રૂપીઆ છે, એ લક્ષ્મીકાન્ત શેઠના જાણવામાં ન હતું અને એટલી મોટી રકમ રાતે તીજોરીમાં રાખવામાં કેશિયરે શેઠની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું હતું. આ ઉપરથી આ બેમાંથી ચોરી કોણે કરી હશે તે અનુમાન સ્હેજે થઇ શકતું હતું.

લક્ષ્મીકાન્તે જોયું કે હવે પોતાને કશા સવાલ કરવામાં આવનાર નથી. એટલે તેણે પોતાના મનમાં જે કાંઇ હતું તે કહેવાનો વિચાર કર્યો. તે બોલ્યો: "સાહેબ ! મારા ઉપર આ ચોરીનો શક આવે એમ હું માનતો જ નથી; છતાં પણ મારા કેશિયરે ચોરી કરી છે એવું જ્યાંસુધી સાબીત નહિ થાય ત્યાંસુધી મને શાંતિથી નિદ્રા આવશે નહિ. આ રકમ કાંઇ જેવી તેવી નથી; અને મારી આર્થિક સ્થિતિ કેવી છે તથા મારી પેઢીનું કામકાજ કેવું ચાલે છે એ વિષયમાં આપ મને પ્રશ્નો કરશો તો હું ખુશીની સાથે ખુલાસો કરીશ. એ પરથી આપની ખાત્રી થશે કે આ ચોરી કરવામાં મારો કોઇપણ પ્રકારનો ઉદ્દેશ હોવો જોઇએ નહિ."

"લક્ષ્મીકાન્ત શેઠ !" પન્નાલાલે કહ્યું: "હવે તમને કશું પણ વિશેષ પૂછવાની મને આવશ્યકતા લાગતી નથી. તમે તમારી જુબાનીની નોંધપર સહી કરો."

લક્ષ્મીકાન્ત સહી કરીને બહાર નીકળ્યો. એટલે શિરસ્તેદાર ન્યાયાધિશને ઉદ્દેશીને બોલ્યો: "સાહેબ ? આ કેસ ઘણો જ ગુંચવાડાભર્યો લાગે છે. જો કેશિયર મક્કમ અને હૂંશિયાર હોય તો તેના ઉપર ગુન્હાનો ચાર્જ મુકવાનું કામ કઠણ થઇ પડે ખરૂં."

"કદાચ એમ બને." ન્યાયાધીશે કહ્યું: "બીજા શાક્ષી પાસેથી નવું જાણવાનું મળી આવશે."

ત્યારપછી લક્ષ્મીકાન્તના મોટા દીકરાને જુબાની આપવા માટે બોલાવવામાં આવ્યો. તે બાવીસ વર્ષનો અને દેખાવડો હતો. તેણે કહ્યું કે "મારો સૂર્યકાન્ત ઉપર સારો ભાવ હતો અને હું તેને પ્રામાણિક માણસ માનતો હતો. તેને ચોરી કરવાનું શું કારણ હોય, એ વિષયમાં હું કશો પણ ખુલાસો કરી શકતો નથી. લોકો કહે છે એટલો બધો તેને જુગારનો શોખ હોય અને તે પોતાની આવક કરતાં વિશેષ ખર્ચ કરતો હોય એમ હું માની શકતો નથી."

તેની ફોઈની દીકરી મનોરમાના સંબંધમાં તેણે જણાવ્યું કે "હું તો એમજ માનતો હતો કે સૂર્યકાન્તનો મનોરમા ઉપર પ્રેમ છે અને તે તેની સાથે અવશ્ય લગ્ન કરશે. મનોરમા સાથે ગમે તે કારણથી કશો ઝઘડો થવાને લીધે સૂર્યકાન્ત પોતાના મકાનમાં રહેવા ગયો હતો એવી મારી માનિનતા હતી. પરંતુ મારી ખાત્રી હતી કે તે તથા મનોરમા પાછાં એક બની ગયા સિવાય રહેશે નહિ."

તેને ન્યાયાધીશે વિશેષ પ્રશ્નો કર્યા નહિ. એટલે તે પોતાની જુબાનીપર સહી કરીને ચાલ્યો ગયો.

પછી રસિકલાલનો વારો આવ્યો. પોતે આગલે દિવસે કરેલી ભૂલને માટે તેને અત્યંત લાગી આવ્યું હતું. પરંતુ તે ભૂલને આજે સુધારવાનો તેણે નિશ્ચય કર્યો હતો.

તેણે ચોખ્ખા શબ્દોમાં તો લક્ષ્મીકાન્ત શેઠ ઉપર ચોરીનો આરોપ મૂક્યો નહિ, પણ તેણે કહ્યું: "કેશિયર સૂર્યકાન્ત સાથે મારે સ્નેહ છે. મને મારી પોતાની નિર્દોષિતા માટે જેટલી ખાત્રી છે તેટલી જ ખાત્રી તેની નિર્દોષિતા માટે છે." પરંતુ પોતાના કથનના ટેકામાં તે કશો પણ સંગીન પૂરાવો આપી શક્યો નહિ.

પેઢીના છ–સાત નોકરોની પણ જુબાની લેવામાં આવી. પરંતુ તે ખાસ મહત્ત્વની નહિ હોવાથી તેની અત્ર નોંધ લેવામાં આવી નથી.

માત્ર તેમાંના એક સાક્ષીએ જણાવેલી હકીકતની નોંધ ન્યાયાધીશે કરી લીધી હતી. તેણે કહ્યું હતું કે "સૂર્યકાન્તે મુકુંદરાય મુનશીની મારફત શેરના વેપારમાં સારી રકમ એકઠી કરી છે એવું મારા જાણવામાં છે."

સાક્ષી પૂરા થયા પછી પન્નાલાલે એક પટાવાળાને ડિટેક્ટિવ પ્રભાકરને બોલાવવાને માટે મોકલ્યો. ડિટેક્ટિવ એ વખતે પોલીસ ચોકીમાં હતો. પટાવાળો ત્યાં જઈને તેને બોલાવી લાવ્યો.

કાન્તાગૌરીથી છૂટો પડ્યા બાદ ડિટેક્ટિવ કાંઇ નવરો રહ્યો નહતોઃ તેણે સૂર્યકાન્ત તથા કાન્તાગૌરીના આગલા જીવનના સંબંધમાં પુષ્કળ માહિતી મેળવી હતી. ન્યાયાધીશ પાસે આવીને આગલે દિવસે સૂર્યકાન્તે જે પત્ર કાન્તાગૌરીને લખ્યો હતો તે પત્રને લગતી તમામ હકીકત જણાવી અને તે ઉપરાંત સૂર્યકાન્ત અને કાન્તાગૌરીના સબંધમાં પોતાને જે માહિતી મળી હતી તે પણ રજુ કરી. પેલી ચીઠી કાન્તાગૌરીએ વાંચીને ટેબલ પર મૂકી દીધેલી તે પ્રભાકરે લઇ લીધી હતી. એટલે એ ચીઠી પણ તેણે ન્યાયાધીશ સમક્ષ રજુ કરી હતી.

ડિટેક્ટિવની હકીકત પૂર્ણ થયા પછી ન્યાયાધીશ બોલ્યોઃ "મને તો એમ લાગે છે કે એ યુવકે જ ચોરી કરેલી હોવી જોઇએ."

પ્રભાકરનો એવો અભિપ્રાય નહતો. પરંતુ ન્યાયાધીશને ખોટા માર્ગ પર દોરવાયેલો જોઇને તેને આનંદ થયો.

પ્રભાકરે તમામ હકીકત જણાવ્યા બાદ તેને રજા આપતાં ન્યાયાધીશે સૂચના કરી કે "કાન્તાગૌરી આ પૈસાના સબંધમાં કશું જાણતી હોવી જોઇએ. માટે તમે તેના ઉપર બરોબર નજર રાખજો."

બીજે દિવસે ન્યાયાધિશે કાન્તાગૌરીની જુબાની લીધી અને લક્ષ્મીકાન્ત તથા રસિકલાલને પુનઃ બોલાવ્યા. માત્ર બે સાક્ષીઓ

કોર્ટમાં આવી શકયા નહતા. એક તો જેને સૂર્યકાન્તે સ્ટેટ બેંકમાં જે રાત્રે ચોરી થઇ તે દિવસે બપોર પછી પૈસા લેવા મોકલ્યો હતો તે માણસ. તે માંદો હોવાથી આવી શકયો નહતો. બીજો મુકુંદરાય મુનશી.

---

## પ્રકરણ ૧૦ મું.

### પિતા અને પુત્ર.

સૂર્યકાન્તના કારાગૃહનિવાસના પહેલા બે દિવસો તો જલ્દી પસાર થઇ ગયા. કેમકે તેને લખવાનાં સાધનો પૂરાં પાડવામાં આવ્યાં હતાં અને તે પોતાનું બચાવનામું તૈયાર કરતો. પરંતુ એ કાર્ય પૂરૂં થઇ રહ્યા પછી તેનો દિવસ કેમે કર્યો જતો નહિ. પોતાને પુનઃ તપાસ માટે નહિ બોલાવવાને લીધે તે મનમાં ઘણો અકળાતો હતો. પણ અહીં કાંઇ અકળાયે પાર આવે તેમ નહતો.

જે દિવસે તેને પકડવામાં આવ્યો હતો તેના છઠ્ઠા દિવસે એટલે કે સોમવારે સ્હવારે તેની ઓરડીનું દ્વાર ખૂલ્યું અને એક વૃદ્ધ મનુષ્ય અંદર દાખલ થયો. આ સૂર્યકાન્તનો પિતા હતો. તેને જોતાંજ સૂર્યકાન્ત આગળ આવ્યો, પણ તેના પિતાએ તેની એ આશા પૂર્ણ થવા દીધી નહિ.

તે બોલ્યોઃ " દૂર રહે—મારો સ્પર્શ કરીશ નહિ. "

" તમે પણ ! " સૂર્યકાન્ત આશ્ચર્યપૂર્વક બોલ્યોઃ " તમે પણ મને ગુન્હેગાર સમજો છો ! "

તેનો બાપ બોલ્યોઃ " તારૂં ફારસ મારી પાસે ચાલવાનું નથી. હું બધું જાણું છું. "

" બાપુ ! બાપુ ! હું તદ્દન નિર્દોષ છું. મારી પવિત્ર માતાનું સ્મરણ કરીને, તેના સોગન ખાઇને કહું છું કે મેં ચોરી કરી નથી."

" નીચ ! પાજી ! ઢોંગ ન કર." સૂર્યકાન્તનો પિતા બોલ્યોઃ " સારૂં થયું કે તારી માતા વહેલી ગુજરી ગઇ છે; નહિ તો આ હકીકત સાંભળીને તેણે જરૂર આત્મહત્યા કરી હોત."

બન્ને જણા થોડો સમય મૌન રહ્યા. પછી સૂર્યકાન્ત બોલ્યોઃ—

" પિતાજી ! જે સમયે હું એક ભયંકર કાવતરાનો ભોગ થઇ પડયો છું અને મને હિંમતની જરૂર છે તે વખતે તમે મારા ઉત્સાહને નષ્ટ કરી નાંખો છો. "

" ભયંકર કાવતરાનો ભોગ ! " તેનો પિતા ગુસ્સાપૂર્વક બોલ્યોઃ " જે માણસે તારે માટે આટલું આટલું કર્યું; તને મોટા હોદ્દાપર ચડાવ્યો, તેના ઉપર તું આવો આક્ષેપ કરે છે ? તેં તારા શેઠને લૂટી લીધો છે તે બસ છે. તેં મને અહીં ચંદ્રનગર આવવાનું તથા તારા શેઠ પાસે તેમની ભાણેજનું તારે માટે માગું કરવાનું લખ્યું હતું તે શું ખોટું હતું ? "

" ના, ખોટું નહતું. સૂર્યકાન્ત હતાશ વદને બોલ્યો

" તેને માત્ર એકજ વર્ષ થયું છે. છતાં પણ તું તેને ભૂલી ગયો અને ખરાબ સોબતમાં ચડી આવા ભયંકર ગુન્હા કરતાં શિખ્યો ? "

" પિતાજી ! હજી પણ મારો તેના ઉપર જેવો ને તેવો જ પ્રેમ છે. મને જરીક ખુલાસો તો—"

" બસ, બહુ થયું ! મારે તારો ખુલાસો નથી સાંભળવો. હું તારા શેઠને મળ્યો હતો અને બધી હકીકત જાણું છું. હું ન્યાયાધીશને પણ મળ્યો હતો અને તેમણે મને અહીં તને મળવાની પરવાનગી આપી છે. જે બ્લોક તેં ભાડે રાખ્યો છે તે પણ હું જોઈ આવ્યો છું. તારા મકાનનો ભપકો તથા તે માંહેનું મૂલ્યવાન્ ફરનિચર જોતાં મારી ખાત્રી થઇ ચૂકી છે કે આટલું મોટું ખર્ચ રાખનાર માણસ ચોરી કરવાને લલચાય તેમાં જરી પણ આશ્ચર્ય નથી. આપણા કુળમાં તું પહેલવહેલો ચોર પાકયો. "

સૂર્યકાન્તનું પોતાના તરફ ધ્યાન નથી, એ જોઇને તેનો પિતા અટકી ગયો. થોડી વારે તે પુનઃ બોલ્યોઃ "પણ હું અહીં તને ઠપકો આપવાને માટે આવ્યો નથી. મને કહે, અઢીલાખ રૂપીઆમાંથી તારી પાસે કેટલી રકમ બચી છે ?"

"પિતાજી ! હું પુનઃ કહું છું કે હું નિર્દોષ—"

"તારા તરફથી એવાજ જવાબની મેં આશા રાખી હતી. હવે તારી ભૂલને સુધારવાનું કાર્ય તારા સંબંધીઓનું છે. જે દિવસે તારા ગુન્હાની વાત્તો અમારા જાણવામાં આવી તેજ દિવસે તારા બનેવીએ મને પચાશ હજાર રૂપીઆ આપ્યા હતા. મારી પોતાની પાસે નેવુ હજાર રૂપીઆની શીલક છે. તે કુલ મળીને ૧,૪૦,૦૦૦ રૂપીઆ થયા. આ રકમ હું લક્ષ્મીકાન્ત શેઠને આપી દઇશ."

"નહિ, પિતાજી ! એમ કદી પણ કરતા નહિ."

"શા માટે નહિ ? આજે સ્હાંજ પહેલાંજ એ રકમ હું તેને આપી દઈશ, અને તેની બાકીની રકમ ભરી દેવાને માટે હું તેની પાસે મુદત માગીશ. તે મને મુદત આપ્યા સિવાય નહિ રહે. મને આઠસો રૂપીઆ પેન્શન મળે છે. તેમાંથી હું માત્ર એકસો રૂપીઆ મારા ખર્ચને માટે રાખીશ. વળી હજી પણ હું નોકરી કરી શકું એવી મારી શરીરસંપત્તિ છે. એટલે કોઇ પણ સ્થળે નોકરીમાં દાખલ થઈને પણ અઢીલાખ રૂપીઆ પૂરા કરી આપીશ."

સૂર્યકાન્ત પિતાના પ્રસ્તુત શબ્દો સાંભળીને અત્યંત ક્રોધપૂર્વક બોલ્યોઃ "પિતાજી આ પ્રમાણે કરવાનો તમને કશો પણ હક્ક નથી. જો તમારી ઇચ્છા હોય તો તમે ભલે મને નિર્દોષ નહિ માનશો; પરંતુ આવી રીતે કરીને બિનગુન્હેગારને ગુન્હેગાર ઠરાવવાનો–મારો સર્વનાશ કરવાનો તમને બિલકુલ હક્ક નથી. હું અત્યારે ઉંચી ટેકરી પર છું, ત્યાંથી તમે મને હડસેલો મારી ઊંડી ખીણમાં નાખી દેવા માગો છો ! હજી ન્યાયદેવતાએ મને ગુન્હેગાર માન્યો નથી, તે પહેલાં તો તમે તમારા નિર્દોષ પુત્રને ગુન્હેગાર સમજી તેની ભૂલ સુધારવા ઇચ્છો છો !"

સૂર્યકાન્તના આ શબ્દોની છેવટે તેના પિતાના મન ઉપર અસર થઇ ખરી. તે બોલ્યોઃ—" પણ તારી વિરૂદ્ધ મજબૂત પૂરાવો છે."

" તારી વિરૂદ્ધ મજબૂત પૂરાવો પડયો હશે તોપણ હું મારી નિર્દોષિતા સાબિત કરીશ અથવા તો આત્મહત્યા કરીશ. પછી મારા ઉપર ભલે આરોપ મૂકવામાં આવે યા નહિ. મારી આ દુઃખદ સ્થિતિ કરનાર લક્ષ્મીકાન્ત શેઠના મકાનમાં જ છે, એવી મારી ખાત્રી છે અને તેને હું શોધી કાઢીશ. જેટલો મનોરમા ઉપર મારો પ્રેમ છે તેટલોજ તેનો મારા ઉપર પ્રેમ છે. છતાં પણ એક દિવસે તેણે મને કહ્યું હતું કે મારે તેને વિસરી જવી, મારે લક્ષ્મીકાન્ત શેઠના ગૃહનો ત્યાગ કરીને ચાલ્યા જવું. મને એ પ્રમાણે કહેવાનું કારણ શું ? જો તે કારણ જણાય તો ગુન્હેગાર મળી આવે."

ત્યારપછી પિતાપુત્ર વચ્ચે અનેક વાતો થઇ અને મુલાકાતને માટે આપેલો કલાક પૂરો થયા પહેલાં પિતાને પુત્રની નિર્દોષિતાના સંબંધમાં ખાત્રી થઇ ગઈ. તે પુત્રને ભેટીને, તેને આશીર્વાદ આપીને, ચાલ્યો ગયો.

તેના ગયા પછી થોડી વારે સૂર્યકાન્તની ઓરડીનું દ્વાર ખૂલ્યું અને એક પહેરેગીર તેને ન્યાયાધીશ પાસે લઈ જવાને માટે આવ્યો. સૂર્યકાન્ત તેની સાથે ગયો. આ વખતે તેનું મન શાંત હતું.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### સૂર્યકાન્તની પુનઃ તપાસ.

જે હોલમાં ડિટેકટિવો તથા પોલીસ વગેરે બેઠા હતા તે હોલમાં થઇને સૂર્યકાન્ત જતો હતો તે વખતે સોનાની ફ્રેમના ચશ્માવાળો ગૃહસ્થ બોલ્યોઃ—

" મી. સૂર્યકાન્ત ! હિમ્મત રાખજે. જો તમે નિર્દોષ હશો તો અમે તમને જરૂર મદદ કરીશું. "

આવા દિલસોજી ભર્યા શબ્દો એક અજાણ્યા મનુષ્યના મુખમાં
નિકળેલા જોઇને સૂર્યકાન્તને આશ્ચર્ય થયું. તેણે પહેરેગીરને પ્ર
કર્યો: "એ ગૃહસ્થ કોણ છે ?"

પહેરેગીર બોલ્યો: "શું ! તમે સી. આઈ. ડી. ખાતાના વ
દિનકરરાયને નથી ઓળખતા ? જો તમારો કેસ પ્રભાકરને બદ
તેના હાથમાં હોત તો કયારનોએ તેનો નિવેડો આવી ગયો હો
પણ એ તમને પિછાનતા લાગે છે."

"મેં જ્યારે મને પરહેજ કરીને અહીં લાવવામાં આવ
તે દિવસે એ ગૃહસ્થને અહીં જોયા હતા. તે પહેલાં કદી પણ
મારા જોવામાં આવ્યા નથી"

"એ તમારા જોવામાં તો અનેકવાર આવ્યા હશે. પણ ત
તેમને ઓળખી શક્યા નહિ હો. કારણ કે વેશપરિવર્તન કરવામાં
અપ્રતિમ કૌશલ્ય ધરાવે છે."

આ વખતે સૂર્યકાન્તને ન્યાયાધીશની કચેરીની બહાર ગેલેરીમ
રોકાઇ રહેવું પડયું નહિ. ન્યાયાધીશે એવો વિચાર રાખ્યો હતો
પિતાપુત્રની મુલાકાત પૂરી થઇ રહે કે તુરતજ સૂર્યકાન્તને બોલવ
તેની તપાસ કરવી. પિતાની મુલાકાતને લીધે તે ઉશ્કેરાઇ ગયો હ
અને એવી સ્થિતિમાં તેને સવાલ કરતાં તેની પાસેથી મુદ્દાની હકીક
મળી આવશે એવી ન્યાયાધીશને આશા હતી.

પરંતુ સૂર્યકાન્તનો શાંત અને દૃઢ નિશ્ચયાત્મક ચ્હેરો જોવા
ન્યાયાધીશને આશ્ચર્ય થયું. કેમકે તેણે રાખેલી આશા સફળ થવા
હવે સંભવ દીસતો ન હતો.

"તમે વિચાર કરી જોયો ?" સૂર્યકાન્તને પહેલો સવાલ થયે

સૂર્યકાન્તે વિના વિલંબે જવાબ આપ્યો: "હું નિર્દોષ હોવા
મારે આ બાબતમાં કશો પણ વિચાર કરવાનો હતો નહિ."

ન્યાયાધીશ બોલ્યો: "જો એક આરોપી પોતાના પ્રત્યે કો
તરફથી ઉદાર વર્તનની આશા રાખતો હોય તો તેણે પશ્ચાત્તાપ ક
વાની તથા પોતાના અંતઃકરણને ખુલ્લું કરવાની જરૂર છે."

"સાહેબ! જેણે ગુન્હો જ કર્યો નથી તેને ક્ષમાની કે ઉદાર વર્તનની આવશ્યકતા ન હોય એ સ્વાભાવિક છે."

ન્યાયાધીશ બોલ્યો: "જે રકમની ચોરી થઈ છે તેનું શું થયું તે હું જણાવું તો તમે શો જવાબ આપશો?"

"જો એ વાર્તા આપ જણાવી શકો તેમ હોય તો પછી આપ મને આ સ્થળે આ સ્થિતિમાં કદી પણ રાખો નહિ." સૂર્યકાન્તે શોક-પૂર્ણ સ્વરે જવાબ આપ્યો.

ન્યાયાધીશે હવે પ્રશ્ન કરવાની પોતાની પદ્ધતિમાં ફેરફાર કર્યો. તેણે પૂછ્યું: "ત્યારે શું તમે હજી પણ તમારા શેઠે આ ચોરી કરી છે એમ કહો છો?"

"કાં તો તેમણે અથવા તો બીજા કોઇએ."

"નહિ, કાં તો તમે અથવા તો તમારા શેઠ, બેમાંથી એક જણ હોવો જોઇએ. બીજું કોઈ તો નહિ જ. કારણ કે તિજોરી ખોલવાનો શબ્દ બીજા કોઇના જાણવામાં ન હતો. વારુ તે પોતે એ રકમનો માલિક હોવા છતાં તેને ચોરી કરવાનું કાંઈ કારણ ખરું?"

"મારા જાણવામાં નથી, સાહેબ!"

"ત્યારે તમને આ રકમની ચોરી કરવાનું શું કારણ હતું તે હું જણાવીશ." ન્યાયાધીશ બોલ્યો.

તેણે પુનઃ સવાલ કર્યો: "છેલ્લા એક વર્ષમાં તમે કુલ્લે કેટલું ખર્ચ કર્યું છે તે મને જણાવશો?"

"આશરે પચીશ હજાર રૂપીઆનું." સૂર્યકાન્તે વિના સંકોચે જવાબ આપ્યો.

"એ રકમ તમને કયાંથી અને કેવી રીતે મળી હતી?"

"મારી માતા ગુજરી જવાથી મને ૬૦૦૦ રૂપીઆ મળ્યા હતા, એક વર્ષનો મારો પગાર તથા બોનસ વગેરે મળી મને ૭૦૦૦ રૂપીઆ મળ્યા હતા, અને ૪૦૦૦ રૂપીઆ મેં શેરના વેપારમાં પેદા કર્યા હતા. બાકીની રકમ મેં ઉછિની લીધી હતી. તે રકમ

આપવાને હું શક્તિમાન્ છું. કારણ કે મારા ૭૫૦૦ રૂપીઆ લક્ષ્મીકાન્ત શેઠની પેઢીમાં પડેલા છે."

"તમને કાણે પૈસા ઉછિના આપ્યા હતા?"

"મુકુંદરાય મુનશીએ."

જે દિવસે આ ચોરીની વાર્તા પ્રકટ થઇ તેજ દિવસથી આ માણસ અદૃશ્ય થઇ ગયેલો હોવાને લીધે તેની જુબાની લઇ શકાઇ ન હતી.

"વારૂ, પણ તમારે અઢી લાખ રૂપીઆ જે દિવસે ભરવાના હતા તે દિવસે તમે બેંકમાંથી નહિ ઉપાડતાં આગલે દિવસે કેમ મંગાવી રાખ્યા હતા?"

"એ રકમ જેને આપવાની હતી તે ગૃહસ્થ મી. ઠાકોરલાલે મને એવું કહ્યું હતુ કે તે એ રકમ લેવાને માટે સ્હવારમાં આવશે."

"શું એ ઠાકોરલાલ તમારો મિત્ર છે."

"ના જી, એ ગૃહસ્થની સાથે મારે કશો સંબંધ નથી, પરંતુ મુકુંદરાય મુનશીનો તે મિત્ર છે?"

"જે દિવસે રાત્રે ચોરી થઇ હતી તે દિવસની સ્હાંજ તથા રાત્રી તમે કેવી રીતે પસાર કરી હતી?" ન્યાયાધીશે પ્રશ્ન કર્યો.

"પાચ વાગે ઓફિસમાંથી નીકળીને હું લોકલ ટ્રેનમાં રતનપુર મારા મિત્ર મુકુંદરાયને ત્યાં ગયો. પરંતુ ત્યાં તે હાજર નહતો. તેણે ૭૫૦ રૂપીઆ મંગાવ્યા હતા. તે નહિ હોવાથી એ રૂપીઆ મેં તેના નોકરને આપ્યા."

"મુકુંદરાય લાંબા પ્રવાસે જવાનો છે એવું તમારા જાણવામાં હતું?"

"ના જી. તે ચંદનગરમાં છે કે કયાંય બ્હારગામ ગયેલ છે, એ વિષે હું કશું પણ જાણતો નથી."

"તમે તમારા મિત્રના મકાનપરથી નીકળ્યા પછી શું કર્યું?"

"હું ત્યાંથી લોકલમાં પુનઃ ચંદનગર આવ્યો. મારો એક

મિત્ર મળતાં અમે બન્ને એક હોટેલમાં ગયા અને ત્યાં અમે નાસ્તો કર્યો. "

" ત્યારપછી ? "

" સૂર્યકાન્ત અચકાયો.

" જ્યારે તમે જવાબ આપતા નથી, " ન્યાયાધીશ બોલ્યો: " ત્યારે તમારો સમય તમે કેવી રીતે વિતાડયો હતો તે હું તમને જણાવીશ. ત્યારપછી તમે તમારા મકાનપર ગયા હતા. ત્યાં કપડાં બદલાવીને તમે એક ચંદ્રિકા નામની સ્ત્રીને ત્યાં ગયા હતા. આ સ્ત્રી ગાવા બજાવવાનું કામ કરે છે. "

" હા, સાહેબ ! એ વાત સાચી છે. "

" ત્યાં ખૂબ જુગાર રમાયો હતો, ખરું કે નહિ ! "

" કોઇ કોઇ વખતે અમે પત્ત રમીએ છીએ. "

" તમે આવાં સ્થળોમાં અવારનવાર જાઓ છો, ખરૂ ને ? આવાજ એક સ્થળમાં દેવમણિ નામની એક સ્ત્રીની સાથે તમે અનિષ્ટ પ્રસંગમાં આવ્યા હતા. "

" સાહેબ ! હું તો એમ માનતો હતો કે મારા ઉપર મૂકવામાં આવેલા ચોરીના આરોપના સંબંધમાં મારી જુબાની લેવામાં આવે છે. "

" તમારી માનિનતા ખોટી નથી. જુગાર અને વ્યભિચારનું પરિણામ ચોરીમાંજ આવે છે. તમે પેલી ચંદ્રિકાને ત્યાં એકજ રાતમાં ૯૦૦ રૂપીઆ ગૂમાવ્યા હતા ? "

" ના જી, પાંચસો ને પચાસ રૂપીઆ."

" પાંચસો ને પચાસ હશે. તે ઉપરાંત સ્હવારે તમે એક જણને ચારસો રૂપીઆ આપ્યા હતા. સ્હાંજે મુકુંદરાયને સ્હાડાસાતસો આપ્યા હતા. અઢીસો રૂપીઆ તમારા ઇસ્કોત્રામાં હતા અને બસો રૂપીઆની નોટો તમને પરહેજ કર્યા પછી તમારી જડતી લેવામાં આવતાં તમારા ગજવામાંથી મળ્યા હતા. એટલે ચોવીસ કલાકમાં કૂલ્લે ૨૧૫૦ રૂપીઆ થયા ! "

આટલી ટુંકી મુદતમાં પોતાના સંબંધમાં મેળવવામાં આવેલી આ ચોક્કસ બાતમી જાણીને સૂર્યકાન્ત દિગ્મૂઢ બની ગયો. છેવટે તે બોલ્યોઃ—

" સાહેબ ! આપને મળેલી બાતમી તદ્દન બરોબર છે. "

" વારૂ, હવે જે રાત્રે ચોરી થઈ હતી તેના આગલા દિવસની વાત કરીએ. તે વખતે એક માણસે તમારી પાસે પોતાના લ્હેણા પડતા બસો રૂપીઆની માગણી કરી હતી. પરંતુ એ રકમ તમે તેને આપી શકયા નહતા. અર્થાત્ તે વખતે તમારી પાસે નાણાંની છૂટ નહતી. તો માત્ર એકજ દિવસમાં એટલી બધી છૂટ કેવી રીતે થઇ ? "

" સાહેબ ! જે દિવસની આપ વાત કરો છો તે દિવસે મેં મારા પગાર પેટે ૧૦૦૦ રૂપીઆ ઉપાડયા હતા અને આશરે પંદરસો રૂપીઆના શેર વેચી નાખ્યા હતા. મારે કશું પણ છૂપાવવાનું નથી. "

" હવે ન્યાયાધીશે બીજી બાજુથી સૂર્યકાન્ત ઉપર હલ્લો કરવાનો વિચાર કર્યો.

તે બોલ્યોઃ ' જો તમારે કશું પણ છૂપાવવાનું નહતું તો તમે ગુપ્ત અને ભેદભરી રીતે આ ચીઠી તમારી પેઢીના એક કલાર્ક તરફ શા માટે ફેંકી હતી ? "

આ ગોળી આબાદ લાગી. ન્યાયાધીશ સૂર્યકાન્તની સામે વેધક દૃષ્ટિએ જોઇ રહ્યો હતો. સૂર્યકાન્ત સ્તબ્ધ બનીને નીચે જમીન તરફ જોઇ રહ્યો.



# પ્રકરણ ૧૨ મું.

## કાન્તાનો પૂર્વ ઈતિહાસ.

“ મેં ધાર્યું હતું—મારી ઇચ્છા હતી—” સૂર્યકાન્ત બબડ્યો.

“ તમારી માશુકને કોઇ સ્થળે ગુપ્ત રાખવાની તમારી ઇચ્છા હતી. ”

“ હા, સાહેબ ! મારી એવી ઇચ્છા હતી. કારણ કે મારા ઉપર આવો ભયંકર આરોપ મૂકાયેલો હોવાથી મારા જીવનની નબળાઇઓ જો જાહેર થાય તો તે મારી વિરૂદ્ધ પૂરાવામાં ઉભી કરવામાં આવે એવી મને બીતિ હતી. ”

“ તમારો કહેવાનો અર્થ એવો છે કે તમારી સાથે તમે એક અવિવાહિતા સ્ત્રીને રાખો છો, એવું જાહેર થતાં તમારા ઉપરનો આરોપ મજબૂત થાય. મને આશ્ચર્ય થાય છે કે તમે અવિવાહિતા યુવતીને તમારી સાથે તમારા જ મકાનમાં રાખો છો ? ”

“ સાહેબ ! હું યુવાન છુ. ”

“ જુવાની અને દિવાની બરોબર છે અને એક યુવાન માણસ કદાચ કોઇ વેસ્યાના ગૃહમાં દાખલ થાય તો ન્યાયદેવતા તેના તરફ દુર્લક્ષ કરે ખરો; પરંતુ આવી રીતે અવિવાહિત સ્ત્રીપુરૂષો એક બીજાની સાથે રહે, તે સહન કરી શકે નહિ. જે મનુષ્ય પોતાની પ્રતિષ્ટાની દરકાર નહિ કરતાં એક અધોગતિને માર્ગે લાગેલી સ્ત્રીની સાથે રહેવાનું પસંદ કરે છે, તે મનુષ્ય એ સ્ત્રીનો કદી પણ ઉદ્ધાર કરી શકે નહિ; પરંતુ તે પણ એ સ્ત્રીની જ સ્થિતિને પ્રાપ્ત થાય. ”

“ સાહેબ ! ”

“ હું ધારૂં છું કે જે સ્ત્રીને તમે તમારા પોતાના મકાનમાં રાખી છે તે સ્ત્રીનો આગલો ઈતિહાસ તમારા જાણવામાં હશેજ ?”

"કાન્તાગૌરી સાથે મારી પહેલી મુલાકાત થઇ ત્યારે તે એક કુટુંબમાં શિક્ષિકા તરીકે નોકરી કરતી હતી. તેનો જન્મ વિલાસપુરમાં થયો હતો અને તે ત્યાંના એક કુટુંબની સાથે અહીં આવી હતી."

ન્યાયાધીશ બોલ્યોઃ "તેનું નામ કાન્તાગૌરી નથી, તે કોઇ પણ કુટુંબમાં શિક્ષિકા તરીકે નોકર ન હતી અને વિલાસપુર તેનુ વતન નથી."

સૂર્યકાન્તે પોતાની હકીકત સત્ય હોવાનું આગ્રહપૂર્વક જણાવ્યું, પરંતુ ન્યાયાધીશે તેને મૌન્ય ધારણ કરવાની આજ્ઞા કરીને પોતાના ટેબલ પર પડેલા કાગળો તપાસવા માંડયા.

તે બોલ્યોઃ "જૂઓ તેનો ઇતિહાસ આ રહ્યો. સાંભળોઃ પૂર્ણાનો જન્મ ચંદ્રનગરમાં સંવત —માં થયો હતો. તેના પિતાનું નામ જયરામ અને માતાનું નામ કમલા છે. જ્યારે પૂર્ણા બાર વર્ષની થઇ એટલે તેને એક કુટુંબમાં પરચુરણ કામ કરવાને માટે નોકર રાખવામાં આવી હતી. ત્યાં તે સોળ વર્ષની થઈ ત્યાંસુધી રહી. સત્તરમે વર્ષે તે ત્યાંથી બીજે સ્થળે દાખલ થઇ. ત્યાં તે ફક્ત ત્રણ માસ રહી. એ પ્રમાણે એક વર્ષની અંદર તેણે સાત-આઠ જગ્યાઓ બદલાવી. અઢારમે વર્ષે તે એક વિધવા બાઇની સાથે રહી અને તેની સાથે યાત્રા અર્થે ગઈ. તેઓ યાત્રા પૂરી કરીને અહીં નહિ આવતાં વિલાસપુરમાં જઇને રહ્યાં હતાં. ત્યાંથી પૂર્ણા ત્રણ વર્ષ બાદ પાછી અહીં ચંદ્રનગર આવી. એ વખતે તેણે પોતાનું નામ કાન્તા રાખ્યુ હતું. તે અહીં આવ્યા બાદ થોડા દિવસે તેના ઉપર ચોરીનો આરોપ આવવાથી તેને ત્રણ માસની સજા કરવામાં આવી હતી."

"પણ, સાહેબ ! હું આપને ખાત્રી આપું છું કે—"

"હા, હા, હું સમજું છું કે પોતાના જીવનની જે હકીકત તેણે તમને જણાવી છે તેના જેવી અદ્‌ભુતતા તમને તેના આ પૂર્વઇતિહાસમાં નહિ લાગે પરંતુ હું જે કહું છું તે તદ્દન ખરું છે. તે

કારાગૃહમાંથી નિકળ્યા પછી છ માસે કનૈયાલાલ નામના એક માણુસની સાથે તેનો પરિચય થયો. આ કનૈયાલાલ પૂર્ણા ઉર્ફે કાન્તાનું સૌંદર્ય જોઇને મુગ્ધ બન્યો હતો. તેણે એક સારૂં મકાન ભાડે રાખ્યું અને ત્યાં આ સ્ત્રીને માટે રહેવાની વ્યવસ્થા કરી. તે તમારી સાથે રહેવા આવી ત્યાંસુધી એ મકાનમાં કનૈયાલાલની અવિવાહિતા પત્ની તરીકે રહેતી હતી. તમે કનૈયાલાલનું નામ કદી પણ સાંભળ્યુ છે ખરૂં ?"

"ના જી, મારા સાંભળવામાં નથી આવ્યું."

"આ માણુસ તેની પાછળ દિવાનો બની ગયો હતો. તેઓનો ત્યાગ કરીને ચાલી જવાથી તેના મન ઉપર જબર આઘાત થયો હતો. જે માણુસ કાન્તાને ઉપાડી ગયો હોય તેનુ ખૂન કરવું એવી કનૈયાલાલે પ્રતિજ્ઞા લીધી હતી. પરંતુ એમ મનાય છે કે તેણે આત્મ-હત્યા કરેલી હોવી જોઇએ. કારણ કે કાન્તા માટે પોતે રાખેલ મકાનનું ભાડું ચૂકવી આપ્યા પછી તથા તે માંહે જે ફરનિચર હતું તે હરરાજ કરી નાખ્યા પછી તે કયાંક અદૃશ્ય બની ગયો છે. એ સ્ત્રી તમારી સહચારિણી છે. તેને માટે ચોરી કરવાની તમને ફરજ પડી છે. છેવટે એટલું તો તમે કબૂલ કરશો જ કે તમારા અધઃપતન કારણુ તે સ્ત્રી છે."

"સાહેબ ! આપના વચનનો હું સ્વીકાર કરી શકતો નથી. મારા અધઃપતનનું કારણુ તે સ્ત્રી નથી."

"તો પણુ તેને માટે તમને પુષ્કળ ખર્ચ કરવું પડે છે. રહો ન્યાયાધીશે એક બીલ કાઢીને કહ્યું: " ગયા કાર્તિક માસમાં તમે તેને માટે તૈયાર કરાવેલાં કપડાંના જ ૧૦૦૦ રૂપીઆ આપ્યા હતા."

'મેં તેને માટે જે કાંઇ ખર્ચ કર્યું છે તે મારી રાજીખુશીથી અને સ્વેચ્છાથી કરેલું છે."

"તમે આવા મજબૂત પૂરાવાનો પણુ ઇન્કાર કરો છો. વારૂ, તમારા વર્તનમાં થયેલા ફેરફારનું કારણુ તે સ્ત્રી છે એ વાતનો પણુ તમે ઇન્કાર કરો છો ?" ન્યાયાધીશ બોલ્યો.

"હા, સાહેબ ! હું જરૂર ઇન્કાર કરૂં છું."

"જો એમ હોય તો જે ગૃહમાં તમારો એક યુવતી ઉપર પ્રેમ હતો તે ગૃહમાંથી તમે એકાએક કેમ ચાલી નિકળ્યા ?"

"તે ગૃહનો ત્યાગ કરવાનું કારણ હું આપને જણાવી શકતો નથી." સૂર્યકાન્તે જવાબ આપ્યો.

ન્યાયાધીશને લાગ્યો કે આમાં કાંઈક ભેદ છે. તેણે પ્રશ્ન કર્યોઃ "લક્ષ્મીકાન્ત શેઠની ભાણેજ મનોરમાએ તમને ગૃહત્યાગ કરવાનું કહ્યું હતું ?"

સૂર્યકાન્ત મૌન રહ્યો.

"જવાબ આપો," ન્યાયાધીશ બોલ્યોઃ "હું તમને ચેતવણી આપું છું કે આ અત્યંત ગંભીર મુદ્દો છે."

"મારા મૌન રહેવાથી મને ગમે તેટલું નુકસાન થાય તેમ હોય, તથાપિ હું એ વિષયમાં કશું પણ કહેવાનો નથી."

ન્યાયાધીશ થોડો સમય મૌન રહ્યો. તેને એમ લાગતું હતું કે આરોપી કાંઇ પણ બોલશે. પરંતુ સૂર્યકાન્તને તદ્દન મૌન રહેલો જોઇને તેણે પ્રશ્ન કર્યોઃ–

"તમે એક વર્ષમાં પચીસ હજારની રકમ ખર્ચી નાખી હતી. તમારી પાસે કશું પણ રહ્યું નહતું. એવી સ્થિતિમાં તમે લાંબો વખત નિભાવી શકો તેમ નહતા. પછી તમે શું કરવાનો વિચાર રાખ્યો હતો ?"

"મેં કશું પણ નક્કી કર્યુ નહતું."

"તમારાથી બન્યું ત્યાંસુધી એ સ્થિતિ તમે નિભાવી અને પછી તમારા શેઠની તિજોરી ઉપર ધાપ મારી."

"સાહેબ ! જો હું ગુન્હેગાર હોત, મેં ચોરી કરી હોત તો હું અહીં હોતજ નહિ; હું ઓફિસમાં પાછો ગયો જ નહોત."

"તમે આવોજ જવાબ આપશો એવી મેં આશા રાખી હતી." ન્યાયાધીશે સ્મિત કરતાં જવાબ આપ્યોઃ "તમે ન્હાસી

નહિ જવામાં ડહાપણુ દર્શાવ્યું છે. કારણ કે ઘણા કેસોમાં પલાયન થઇ જનાર માણસ પુનઃ પકડાયા સિવાય રહ્યો નથી. તમે એવો વિચાર કર્યો હશે કે ' અહીં રહેવાથી જો મારા ઉપર આરોપ ન આવે તો ઠીક છે; અને કદાચ આરોપ આવે તો પણ સજા ભોગવ્યા પછી હું તે રકમનો ઉપભોગ કરી શકીશ ? ' અઢી લાખ રૂપીઆ જેવી મોટી રકમને માટે પોતાના જીવનનાં પાંચ–સાત વર્ષનો ભોગ આપવો તે કાંઇ વિશાતમાં નથી. "

"પણ સાહેબ જો ચોરી કરવાની જ મારી ઇચ્છા હોત તો થોડો સમય હું રોકાત અને અઢીલાખને બદલે પાંચ લાખ કે દસ લાખની ચોરી શા માટે ન કરત ? "

" પણ એમ રાહ જોવાથી કાંઈ એવો અનુકુળ પ્રસંગ મળી જ જાય એવો નિયમ નથી. " ન્યાયાધીશ બોલ્યો.

થોડો સમય વિચાર કર્યા પછી સૂર્યકાન્ત બોલ્યોઃ–

"સાહેબ ? એક બાબતનું હમણાં જ મને સ્મરણ થયું છે અને હું આશા રાખું છે કે તે બાબત મારી તરફેણમાં જશે ખરી. જે માણસને મેં બેંકમાં પૈસા લેવાને માટે મોકલ્યો હતો તે પૈસા લઇને આવ્યો તે વખતે હું ઉઠવાની તૈયારી કરતો હતો, અને મને ચોક્કસ યાદ છે કે મેં તે માણસની રૂબરૂ નોટો તિજોરીમાં મૂકીને તિજોરી બંધ કરી હતી."

" એ વિષયમાં તેની જુબાની લેવામાં આવશે." ન્યાયાધીશ બોલ્યો. તેણે ઘંટડી કરી એટલે પટાવાળો અંદર આવ્યો. તેને ઉદ્દેશીને તે બોલ્યોઃ " પેહેરેગીરને કહો કે આરોપીને તેની કોટડીમાં લઇ જાઓ. "

સૂર્યકાન્ત ગયા પછી ન્યાયાધીશ શિરસ્તેદાર તરફ ફરીને બોલ્યોઃ " લક્ષ્મીકાન્ત શેઠની પેઢીનો ભૈયો અંજનીપ્રસાદ માંદો હોવાનું ડોકટરનું સર્ટિફિકેટ આપણને મળ્યું છે, ખરૂં ને ? "

" હા, સાહેબ ! "

" એ ભૈયો અત્યારે કયાં હશે ? "

" સાહેબ ? સર્ટિફિકેટમાં લખેલ છે કે તેની માંદગી ગંભીર હોવાથી તેને સ્ટેટહોસ્પિટલમાં રાખવામાં આવેલ છે. "

" વારૂ, ત્યારે ચાલો આપણે હોસ્પિટલમાં જઇએ અને જો તેની તબિયત ઠીક હોય તો આજે જ તેની જુબાની લઈ લઇએ. મારી મોટર મંગાવો. "

ન્યાયાધીશ સાહેબની મોટર તેમના મકાનપર હતી. શિરસ્તેદારે ટેલીફોન કરીને મોટર મંગાવી. મોટર આવી એટલે ન્યાયાધીશ તથા શિરસ્તેદાર બન્ને મોટરમાં બેસીને હોસ્પિટલમાં ગયા. હોસ્પિટલમાં તેઓ હાઉસ સર્જનને મળ્યા. ન્યાયાધીશે તેને અંજનીપ્રસાદની તબીયતના સંબંધમાં પ્રશ્નો કર્યા.

હાઉસ સર્જને કહ્યું: " તેની તબીયત બે દિવસથી કાંઈક ઠીક છે. તે હરીફરી શકે તેવી સ્થિતિમાં નથી, પરંતુ તેની જુબાની લેવામાં વાંધો નથી."

જે ખંડમાં અંજનીપ્રસાદનો ખાટલો હતો તે ખંડમાં ન્યાયાધીશ તથા તેના શિરસ્તેદાર માટે ખુરશી ટેબલની ગોઠવણ કરવામાં આવી. પછી અંજનીપ્રસાદની જુબાની શરૂ થઈ.

શરૂઆતમાં અંજનીપ્રસાદે પોતાને કરવામાં આવેલ પ્રશ્નોનો ઉત્તર આપ્યો: " મેરા નામ અંજનીપ્રસાદ હૈ. મેરી ઉમર શાયદ ચાલીશ બરસકી હોગી. મેરા જન્મ કનોજ મેં હુવા હૈ. મેરાં માતાપિતા હયાત નહિ હૈ. મેરી શાદી નહિ હુઇ હૈ. "

પછી ન્યાયાધીશે પૂછયું: " તમે મારા પ્રશ્નોના સારી રીતે જવાબ આપી શકો એવી તમારી તબીયત છે ને ? "

" હાં, સાહબ ? મેં અચ્છી તરહ સેં આપકે સવાલકા જવાબ દે સકુંગા. "

"તમે મહાવદી ૧૩ શને મંગળવારના રોજ ૨૫૦૦૦૦ રૂપીઆ લેવાને માટે સ્ટેટ બેંકમાં ગયા હતા ? "

" હાંજી, મેં ગયાથા. "

" ત્યાંથી તમે પાછા કેટલા વાગે આવ્યા હતા ? "

" થોડા દેર સે આયાથા. જબ મેં ઓફિસમેં આયા તબ શાયદ પાંચ બજનેકા ટાઇમ હોગા. "

" તમે પૈસા તમારા કેશિયર સૂર્યકાન્તને આપ્યા, પછી તેણે શું કર્યું, એ તમને યાદ છે ખરૂં ? ઉતાવળ કરશો નહિ. પૂરતો વિચાર કરીને જવાબ આપજો. "

" અચ્છા સાહબ ! પહિલે તો ઉનોને સબ નોટ ગીન લીયા. પીછે યે નોટોં કે તીન પેકેટ બનાયા ઔર પેકેટ કો તિજોરીમેં રખા. બાદ તિજોરી કો બંધ કર દીયા ઔર આપ કોટ પહેનકર બહાર ચલે. "

" તમારી હાજરીમાં જ બહાર નિકળ્યો હતો ? તમને બરોબર યાદ છે ? " ન્યાયાધીશે પુનઃ પ્રશ્ન કર્યો.

" હાંજી ! મેરેકો બરોબર યાદ હૈ. મેં ઔર સૂર્યકાન્તજી દોનુ સાથ હી બહાર નિકલે થે. "

હવે તેને કશું પૂછવાનું રહ્યું નહિ. શિરસ્તેદારે જુબાની વાંચી. અંજનીપ્રસાદે મોટા અક્ષરે સહી કરી. સહી કરતાં તે બોલ્યો "સાહબ ! મે ગરીબ આદમી હું. મેરે ઉપર તો કુચ્છ નહિ હૈ ના ? "

" તમારે કશી પણ ચિંતા કરવાની નથી. તમારી પ્રામાણિકતા માટે કોઇને પણ શક નથી. " ન્યાયાધીશે આશ્વાસન આપ્યું.

તે તથા શિરસ્તેદાર મોટરમાં બેઠા બાદ તેણે શિરસ્તેદારને કહ્યું: " આ કેસ વિશેષ ગંભીર બનતો જાય છે. "

## પ્રકરણ ૧૩ મું.

### અજાણ્યો મનુષ્ય

કાન્તાગૌરીને યશવંતરોડ ઉપર નં. ૪૫૨ વાળા મકાનમાં આશ્રય મળ્યો હતો. આ મકાન ન્હાનું પણ ઘાટીલું અને સુંદર હતું.

હવા ઉજાસને માટે આ મકાનમાં કશી પણ ફરિયાદ કરવા જેવું ન હતું.

તેની માલિકણનું નામ અન્નપૂર્ણાબાઈ હતું. અન્નપૂર્ણાબાઇની ઉમર અત્યારે પાંત્રીશ કરતાં વધારેની હશે એમ લાગતું હતું. છતાં પણ તેનું સૌંદર્ય ટકી રહ્યું હતું. જો કે અગાઉ તે અત્યારના કરતાં પણ વિશેષ સુંદર હશે એમ લાગતું હતું. તેનો સ્વભાવ આનંદી અને હસમુખો હતો.

અન્નપૂર્ણા જ્યારે બાર વર્ષની હતી ત્યારે તેનું લગ્ન કરવામાં આવ્યું હતું. લગ્ન પછી પાંચ વર્ષે તે વિધવા થઇ હતી. ત્યારબાદ એકાદ-બે વર્ષમાં તેનાં માતાપિતા પણ સ્વર્ગવાસ પામ્યાં હતાં. તેનો પિતા દશ હજાર રૂપીઆની મિલકત મૂકતો ગયો હતો, તેમજ તેના પિતાની પંદર હજારની મિલકત પણ તેને મળી હતી. તે પોતાના પિતાના મકાનમાં રહેતી હતી. આજથી ત્રણ વર્ષ પહેલાં પોતાના મકાનમાં થયેલી એક ચોરીના સંબંધમાં તેને પ્રભાકર સાથે પરિચય થયો હતો. બન્નેનાં મન મળવાથી તેમણે 'સંસારસુધારા સમાજ'ની સહાયથી પુનર્લગ્ન કરી લીધું હતું. હવે પોતાના પિતાના મકાનમાં રહેવાનું ઠીક નહિ લાગવાથી અન્નપૂર્ણાએ પિતાનું મકાન વેચી નાખ્યું અને તેની જે રકમ ઉપજી તેમાં પોતાની પાસેની મુડીમાંથી બીજી રકમ ઉમેરીને યશવંતરોડ ઉપર આ મકાન તેણે ખરીદી લીધું તથા પતિપત્ની અહીં રહેવા આવ્યાં. આ મકાનમાં તેઓ બીજા ભાડુઆતને રાખતાં હતાં તથા કોઇ એકલડોકલ હોય તો તેને માટે ચહા તથા જમવાની સગવડ પણ કરી આપતાં હતાં. એટલે તેમાંથી સારી આવક થતી હતી. અન્નપૂર્ણાએ પોતાની મદદમાં ત્રણ સ્ત્રીઓ નોકર તરીકે રાખી લીધી હતી. પ્રભાકર છૂપી પોલિસ ખાતામાં નોકર છે એ વાર્તા આ મકાનમાં અન્નપૂર્ણા સિવાય બીજું કોઇ જાણતું ન હતું.

જે દિવસે ન્યાયાધીશે અંજનીપ્રસાદની જુબાની લીધી તે

દિવસે સ્હાંજે અન્નપૂર્ણા પોતાના પતિની રાહ જોઇને બેઠી હતી. પ્રભાકર ઉપર તેનો અત્યંત પ્રેમ હતો. પ્રભાકર આવ્યો એટલે તે પ્રેમથી તેના ખભા પર હાથ મૂકતી બોલી: "આજે તમે બહારથી મોડા આવ્યા."

"હા, આજે તો હું બહુ જ થાકી ગયો હતો." પ્રભાકર પોતાની મધુરીના કોમલ કપોલનો સ્પર્શ કરતો બોલ્યો: "હું લક્ષ્મીકાન્ત શેઠના ગાડીવાન સાથે આજે આખો દિવસ બિલિયર્ડ રમતો હતો. તેને બિલિયર્ડનો ઘણોજ શોખ છે. ગયા પરમ દિવસે મારે તેની સાથે પિછાન થઇ છે અને આજે તો તે મારો જાની દોસ્ત બની ગયો છે! જો હું લક્ષ્મીકાન્તને ત્યાં અંજનીપ્રસાદની જગ્યા માટે માગણી કરૂં તો તેનો ગાડીવાન મારે માટે જરૂર ભલામણ કર્યા સિવાય રહે નહિ."

"તમારે કામ શું કરવાનું?"

"કામ પટાવાળાનું."

"પટાવાળાનું કામ?"

"હા, ત્યાં તપાસ કરવાને માટે એ નોકરી લેવાની જરૂર છે."

"ગાડીવાન પાસેથી તમને કશી બાતમી નથી મળી?"

"એવી મહત્ત્વની બાતમી કશી મળી નથી. તેનો શેઠ લક્ષ્મીકાન્ત સંત પુરુષ જેવો છે. તેનામાં એક પણ દુર્ગુણ નથી. તેને કોઇ પણ પ્રકારનું વ્યસન નથી, તે જુગાર રમતો નથી કે બીજા શેઠીઆઓની માફક વેશ્યાઓમાં ભટકતો નથી. તે મોટો શ્રીમંત છે પણ શ્રીમંતાઇના પ્રમાણમાં તેનું ખર્ચ ઘણું ઓછું છે. તેનો તેની સ્ત્રી અને બાળકો ઉપર પ્રેમ છે. તેને મળવાને માટે ઘણા માણસો આવે છે. પરંતુ તે ભાગ્યેજ કોઇને મળવાને જાય છે."

"તેની સ્ત્રીની ઉમર કેટલી છે?"

"આશરે પચાશ વર્ષની."

"એ કુટુંબની બીજી વ્યક્તિઓના સંબંધમાં કશી માહિતી મળી છે ખરી?" અન્નપૂર્ણાએ પ્રશ્ન કર્યો.

"હા, લક્ષ્મીકાન્ત શેઠનો ન્હાનો દીકરો મુંબઇ સરકારી ખાતામાં મોટો અધિકારી છે. તેનો મોટો દીકરો અહીં રહે છે અને પિતાની પાસે તાલીમ લે છે. તે પણ દરેક બાબતમાં આબેહૂબ તેના બાપના જેવોજ છે. લક્ષ્મીકાન્તની પત્ની કે ભાણેજના સંબંધમાં કશું પણ મારા જાણવામાં આવ્યું નથી."

"જો તમારી જગ્યાએ હું હોઉં તો શું કરૂં એ તમે જાણો છો?" અન્નપૂર્ણા બોલી.

"ના."

"હું તો દિનકરરાય પાસે જઉં અને તેમની સલાહ લઉં."

દિનકરરાયનું નામ શ્રવણ કરીને પ્રભાકર કૂદ્યો.

"સલાહ તો બહુ સારી!" તે બોલ્યો: "હું તેની સલાહ લેવા ને જાઉં એટલે મહેનત હું કરૂં અને યશ તે ખાટી જાય!"

"આડકતરી રીતે તેને પૂછવામાં, તેનો અભિપ્રાય જાણવામાં શું જાય છે?"

"અરે, તું હજી એને પૂરેપૂરો પિછાનતી નથી. તે એટલો બધો ચાલાક છે કે એક શબ્દ ઉપરથી અનુમાન કરી લે. તેની તર્કશક્તિ અપ્રતિમ છે. પણ કાન્તાગૌરીના શા સમાચાર છે?

કાન્તાગૌરીએ તો એમ જ માન્યું હતું કે તેણે આ સ્થળે આવીને રહેવામાં પોતાના પ્રિયતમની આજ્ઞાનું પાલન કર્યું છે અને સારી સલાહનું અનુસરણ કર્યું છે. પરંતુ પોતાને તુરત ન્યાયાધીશની કોર્ટ તરફથી સાક્ષીસમન્સ મળવાથી તેને આશ્ચર્ય થયા સિવાય રહ્યું નહિ તે મનમાં ને મનમાં પોલિસ ખાતાની ચાલાકીની તારિફ કરવા લાગી. કેમકે અહીં પોતે પોતાનું અસલ નામ પૂર્ણા ધારણ કરીને રહેલી હોવા છતાં પણ પોલિસ માત્ર ટુંક સમયમાં પોતાનો પત્તો મેળવી શકી તે કાંઇ સાધારણ ન કહેવાય!

અન્નપૂર્ણાએ પોતાના પતિના પ્રશ્નનો ઉત્તર આપ્યો: "તે ઉપર છે, અને તેને કશી પણ શંકા અત્યારસુધીમાં તો આવી નથી. તેને ન્યાયાધીશે શા સવાલ કર્યા હતા એ તો મારા જાણવામાં નથી.

પરંતુ જ્યારે તે ન્યાયાધીશ પાસેથી આવી ત્યારે અત્યંત ગુસ્સામાં હતી અને લક્ષ્મીકાન્ત શેઠ પાસે જવાનું કહેતી હતી. આજે તેણે એક કાગળ લખીને કામ કરનારીને ટપાલમાં નાંખવાને માટે આપ્યો હતો. આ રહ્યો એ કાગળ."

તેણે એક કવર પ્રભાકરના હાથમાં આપ્યું. તે કવર ઉપર નીચે મુજબ શરનામું કર્યું હતું:-

અત્યંત જરૂરી.

શ્રીયુત મુકુન્દલાલ મુનશી.
C/o શ્રીમાન્ ઠાકોરલાલ ગોવિંદરાય.
ઠે. સરદારગૃહ.
ચંદનગર.

પ્રભાકરે એક કીટલીમાં પાણી ભરી શઘડીપર મૂકી. પાણી ગરમ થઇને નાળચામાંથી વરાળ નિકળવા લાગી એટલે તેની પાસે કવરનો જે ભાગ બંધ કર્યો હતો તે ભાગ ધર્યો. બાફ લાગવાથી થોડી વારે કવર સ્હેલાઇથી ખૂલી ગયું. અંદરથી પત્ર કાઢીને તેણે વાંચી જોયો. પત્રમાં નીચે મુજબ લખ્યું હતું:-

"શ્રીયુત મુકુન્દલાલ મુનશી,

"સૂર્યકાન્તનો ઉપર ચોરીનો આરોપ મૂકીને તેમને કાચી જેલમાં રાખવામાં આવ્યા છે. મારી ખાત્રી છે કે એ ચોરી તેમણે કરી નથી. મેં એ વિષયમાં ત્રણ દિવસ પહેલાં તમને લખ્યું હતું."

"એ કાગળ મારા જોવામાં કેમ નહિ આવ્યો હોય ? પ્રભાકર બોલ્યો. તેણે પોતાની મેળેજ મનનું સમાધાન કર્યું કે "તે બહાર ગઇ હશે તે વખતે જ પોતે જાતે એ કાગળ ટપાલમાં નાખ્યો હશે."

તે પુનઃ વાંચવા લાગ્યો:-

" પરંતુ તેનો તમારા તરફથી કશો પણ જવાબ મળ્યો નથી. જો તમારા જેવો તેમનો ખાસ મિત્ર તેમનો ત્યાગ કરશે તો પછી તેમની મદદે બીજું કોણ આવશે ? જો તમે આ પત્રનો જવાબ

નહિ આપો તો હું મને મારા વચનમાંથી મુક્ત થયેલી સમજીશ અને પછી જરી પણ સંકોચ વગર તમારી તથા ઠાકોરલાલની વચ્ચે થયેલું જે સંભાષણ મારા સાંભળવામાં આવ્યું છે તે સૂર્યકાન્તને જણાવીશ. પરંતુ મને તમારા ઉપર વિશ્વાસ છે. આશા છે કે તમે આવતી કાલે બપોરના બારથી ચાર વાગ્યામાં યશવંત રોડ ઉપર આવેલા નં. ૪૫ર વાળા મકાનમાં મને મળજો. તા.—

" કાન્તાગૌરી. "

પ્રભાકરે એકદમ આ કાગળની નકકલ કરી લીધી અને પછી તે કાગળ તેણે કવરમાં નાખી દીધો. તેજ પળે બહારથી કાન્તાગૌરીનો અવાજ આવ્યો. પ્રભાકર એકદમ અંદરના ઓરડામાં અદૃશ્ય બની ગયો અને કાન્તાગૌરી અંદર આવી. પ્રભાકર અન્નપૂર્ણાબાઇનો ધણી છે અથવા અહીં રહે છે એ વાર્તા કાન્તાગૌરીના જાણવામાં ન હતી.

આપણે તેને પહેલાં જોઈ હતી તે દિવસ કરતાં આજે તે ઘણીજ બદલાઇ ગયેલી દીસતી હતી. તેનો ચ્હેરો ફીક્કો હતો, ઉપસેલો કપોલપ્રદેશ બેસી ગયેલો હતો અને નેત્રો ઊંડાં ઉતરી ગયાં હતાં.

તેને અત્યારે સર્વ પોશાકમાં સજજ થયેલી જોઇને અન્નપૂર્ણાબાઇને આશ્ચર્ય થયું. તેણે પૂછયું: ! પૂર્ણબ્હેન "તમે બહાર જાઓ છો ?"

" હા અત્યારે મારે ખાસ જવાનું છે. એટલે જો કોઇ અત્ર મને મળવાને માટે આવે તો તેને રોકજો એમ કહેવાને માટે હું તમારી પાસે આવી હતી. "

તમારી તબિયત ઠીક નહિ હોવા છતાં તમે અત્યારે રાત્રે કયાં બહાર જાઓ છો ? "

" આ ચીઠી મને મળી છે, " કાન્તા બોલી: " તમે વાંચી જૂઓ."

પ્રભાકર સાભળી શકે એવા હેતુથી અન્નપૂર્ણાએ મોટે સ્વરે ચીઠી વાંચી:—

" સૂર્યકાન્તનો એક મિત્ર તમારી સાથે વાત કરવા ઇચ્છે છે.

તે તમને પોતાના મકાનપર બોલાવી શકે અથવા તો પોતે તમારે ત્યાં આવી શકે એમ નથી. આજે સોમવારે રાત્રે નવ વાગે ટાવર સામે ટ્રામના સ્ટેશન પર તમે આવજો. આ ચીઠી લખનાર પણ તે સ્થળે એ વખતે આવશે અને તમને જે કહેવાનું છે તે કહેશે.

" તમારા મનમાં કશી ભીતિ ઉત્પન્ન ન થાય એ હેતુથી હું તે સ્થળને આપણી મુલાકાત માટે પસંદ કરૂં છું."

" તમે આ લખનારને મળવાને માટે જાઓ છો ? " અન્નપૂર્ણાએ ચીઠી વાંચી રહ્યા બાદ પૂછ્યું.

" બેશક. "

"પણ એક અજાણ્યા માણસને રાત્રીના સમયે મળવામાં જોખમ સમાયેલું છે."

"તેની કાંઇ ચિંતા નહિ. મેં જવાનો ચોક્કસ નિશ્ચય કર્યો છે." એટલું કહીને તે ચાલતી થઇ.

તુરત જ પ્રભાકર બહાર આવ્યો અને બોલ્યોઃ " આ શું ? ગમે તે અજાણ્યો માણસ આપણા મકાનમાં દાખલ થાય, ચીઠી આપી જાય, છતાં પણ તમને તેની ખબર પડે નહિ ! "

અન્નપૂર્ણાએ કશો જવાબ આપ્યો નહિ. પ્રભાકરે વિનાવિલંબ એક મજુરના જેવો પોશાક ધારણ કર્યો, મુખ ઉપર દાઢી, મુછો લગાવી દીધાં.

તે બોલ્યાઃ "હું તેની પાછળ જાઉં છું અને તે કોને મળે છે, શી વાતચીત કરે છે તે જાણી લઉં છું. પેલો મુકુન્દરાય મુનશી ઉપરનો કાગળ ટપાલમાં નખાવી દેજો."

કાન્તાગૌરીના પછી દસ મીનિટે પ્રભાકર મકાનમાંથી બહાર પડયો. તો પણ તે ઉતાવળો ચાલતો હોવાથી તેણે તેને થોડા વખતમાં પકડી પાડી. તે તેની પાછળ ટાવર તરફ જવા લાગ્યો. કાન્તા ટ્રામના સ્ટેશનમાં દાખલ થઇને એક બાંકડાપર બેઠી. પ્રભાકર પણ તેનાથી થોડા અંતરે એક બીજા બાંકડાપર બેઠો. બરોબર નવ વાગે એક

માણુસ ત્યાં આવ્યો અને તે સીધો કાન્તાગૌરી તરફ જઇ તેની પાસે બાંકડાપર બેઠો.

તે મધ્યમ કદનો, હૃષ્ટપુષ્ટ મનુષ્ય હતો. તેની મૂછો અને દાઢી ભરાવદાર હતાં. તેણે સાદો પોશાક ધારણ કર્યો હતો.

પ્રભાકર આ બે જણાંથી થોડા અંતર પર બેઠેલો હોવાથી તેમની વચ્ચે થતું સંભાષણ તે સાંભળી શકે તેમ ન હતો. એટલે વાતચીત દરમિયાન તેમના ચ્હેરાપર થતા ફેરફારનું નિરીક્ષણ કરીને જ તેને સંતોષ માનવાનો હતો.

પ્રથમ કાન્તાગૌરીનાં નેત્રોમાં આશ્ચર્ય પ્રકટ થયું, પછી ભયભીત બનીને તે ટટ્ટાર બની. પરંતુ તુરત જ તે પુનઃ શાંત થઇ ગઈ પ્રથમ તો પોતાની પાસે બેઠેલા મનુષ્યના કથનનો તે અસ્વીકાર કરતી હોય એમ લાગ્યું, પણ છેવટે તે પેલા મનુષ્યને તાબે થઇ. એક પળે તેના ચ્હેરા પર ભીતિ તો બીજી પળે આનંદ જણાતાં હતાં.

પરંતુ પ્રભાકરને આટલાથી સંતોષ થયો ન હતો. તેણે તેમની નજીકમાં જવાનો વિચાર કર્યો, તે ઉઠયો, પણ તે જ વખતે પેલો મનુષ્ય ઉઠયો અને કાન્તાગૌરી પણ ઉઠીને તેની સાથે જવા લાગી.

પ્રભાકરે આ બે જણાંને એક બંધ ગાડીમાં પ્રવેશ કરતાં જોયાં. તે પણ ગાડીની પાછળ દોડવાને તૈયાર થઇ ગયો.

તે એકાદ માઈલ સુધી ગાડીની પાછળ દોડયો. પરંતુ પછી તેની પાંસળીમાં દુઃખાવો ઉત્પન થવાથી તેને ગાડીની પાછળ બેઠક પર ટીંગાઇ જવાની ફરજ પડી. છેવટે એક દારૂના પીઠા પાસે જઇને ગાડી અટકી ગઈ. અને ગાડીવાન પીઠામાં ગયો. પ્રભાકર ગાડીમાં બેઠેલાઓ તેમાંથી નીકળીને કયાં જાય છે તે જોવાને માટે એક બાજુએ ઉભો રહ્યો.

લગભગ પાંચેક મીનિટ થઇ તો પણ કોઇ જોવામાં આવ્યું નહિ. એટલે તે ધીમેથી ગાડી પાસે આવ્યો. તેણે અંદર નજર કરી તો ગાડી ખાલી જોવામાં આવી.

ગાડીને ખાલી જોતાં તેને આશ્ચર્ય થયું. પોતે જાતે એ બે જણાંને આ ગાડીમાં દાખલ થતાં જોયાં હતાં. ત્યારે તેઓ કયાં ગયાં! પરંતુ વિચાર કરતાં તેને માલુમ પડયું કે પોતાનો પીછો કોઇ ન પકડે એવા હેતુથી તેઓ એક બારણેથી ગાડીમાં દાખલ થઈ બીજા બારણેથી નીચે ઉતરી પડયાં હશે. તેણે એ સંબંધમાં ગાડીવાનને પૂછવાનો નિશ્ચય કર્યો. ગાડીવાન પીઠામાંથી બહાર આવ્યો એટલે પ્રભાકરે તેને–તેની ગાડીમાં બેઠેલાં બે જણાં કયે સ્થળે ઉતરી પડયાં એ વગેરે સંબંધમાં સવાલ કરવા માંડયા. પરંતુ ગાડીવાને પીઠામાં જઇને એકાદ પ્યાલો વધારે ઠોકયો હશે એમ લાગ્યું. તેણે આ મજુર જેવા દેખાતા માણસ સામે પોતાની ચાબૂક ઉગામી અને બીડી સળગાવતાં, પોતાની બેઠકપર ચઢીને ગાડી મારી મૂકી.

પ્રભાકર પોતાના કાર્યમાં મળેલી નિષ્ફળતા માટે દિલગીર થતો ઘેર આવ્યો. તેણે તેની સ્ત્રીને પૂછયું: “ કાન્તા ઘેર આવી છે!”

“ના, પણ એ બંડલ તેનાં નામનાં એક મજુર મૂકી ગયો છે.”

પ્રભાકરે એ બંડલ ખોલી જોયાં તો અંદરથી એક સ્ત્રીને ધારણ કરવાનો પોશાક નિકળ્યો. વેશપરિવર્તનને માટે આ પોશાક આવેલો હોવો જોઇએ એવું તેણે અનુમાન કર્યું:

તે પોતાના મકાનપર આવતો હતો તે વખતે પોતાની નિષ્ફળતાના સંબંધમાં પોતાની સ્ત્રીને કશું પણ નહિ કહેવાનો પ્રભાકરે નિશ્ચય કર્યો હતો પણ તેણે પોતાનો નિશ્ચય બદલાવીને તમામ હકીકત અન્નપૂર્ણાને જણાવી.

કાન્તાગૌરી રાત્રે બાર વાગે ઘેર આવી. તેણે અન્નપૂર્ણાબાઇને પૂછયું: “ મારો કશો સામાન આવ્યો છે?”

અન્નપૂર્ણાએ હકારદર્શક મસ્તક હલાવીને કહ્યું: “ બે બંડલ આવ્યાં છે. પણ તમે સૂર્યકાન્તના મિત્રને મળ્યાં?”

“હા, હું તેને મળી છું. તેણે મને સલાહ આપી છે કે મારે મારી યોજનામાં ફેરફાર કરવો. એટલે આવતી કાલે હું અહીંથી જવાની છું.”

" એવું કશું કારણ ઉપસ્થિત થયું છે ખરૂં ? "

" તમને જણાવવા જેવું કશું બન્યું નથી. " કાન્તાગૌરીએ જવાબ આપ્યો અને તે ચાલી ગઈ.

તેના ગયા બાદ પ્રભાકર જે સ્થળે છુપાઈ રહ્યો હતો ત્યાંથી બહાર આવ્યો. તેણે પોતાની સ્ત્રી સાથે આ વિષયમાં ચર્ચા કરી. પરંતુ તેઓ કશા પણ નિર્ણયપર આવી શકયાં નહિ. છેવટે આવતી કાલે દિનકરરાયની સલાહ લેવાનો પ્રભાકરે નિશ્ચય કર્યો. તેની સ્ત્રીએ પણ તેને અનુમોદન આપ્યું.

---

## પ્રકરણ ૧૪ મું.

### દિનકરરાય સલાહ આપે છે.

બીજે દિવસે સ્હવારે પ્રભાકર દિનકરરાયના મકાનપર ગયો. તેણે દ્વારપર અવાજ કર્યો. એટલે અંદરથી એક માણસે આવીને દ્વાર ખોલતાં પ્રભાકરને જોઇને કહ્યું:-

"અહો ! તમે બરોબર વખતસર આવી પહોંચ્યા ! સાહેબ તમારી જ રાહ જૂએ છે."

દિનકરરાય અત્યારે પોતાના ઓફિસરૂમમાં બેઠો હતો. પ્રભાકર ત્યાં ગયો. દિનકરરાય કાંઇક લખતો હતો. તે ફાઉન્ટ પેનને સ્ટેન્ડપર મૂકીને બોલ્યો:–

" કોણ પ્રભાકર ! તમ આવ્યા ? સૂર્યકાન્તના કેસનો નિવેડો હજી સુધી આવ્યો નથી, ખરૂં ? તમે ઉલટો એ કેસને ગુંચવાડાભર્યો કરી મેલ્યો છે. "

તે ઉઠયો અને કટાક્ષપૂર્વક કડક સ્વરે બોલ્યો: "માસ્તર ખીસ-કાલી ! એક માણસ પોતાના ઉપર મૂકવામાં આવેલા વિશ્વાસનો દુરૂપયોગ કરે તેને તમે કેવો માનશો ? એક માણસ પોતાના જાણવામાં

આવેલી તમામ હકીકત નહિ જણાવતાં અધૂરી હકીકત જણાવે અને તેને લીધે ન્યાયાધીશ જુદા માર્ગે દોરવાય તથા એથી ન્યાયના કામને ક્ષતિ પહોંચે અને આરોપીના હિતને હાની પહોંચે તો તેને માટે જવાબદાર કોણ ?"

પ્રભાકર ભયભીત બની ગયો અને બોલ્યો: "પણ સાહેબ !–"

"તમારૂં એવું માનવું છું કે એ પ્રમાણે કરનાર મનુષ્યને સખ્ત સજા થવી જોઈએ, અને તમારી એ માનિનતા બરોબર છે."

"પણ સાહેબ ! હું સોગન—"

"ચૂપ રહો. તમે તમારી ફરજ યથાર્થ બજાવી છે ખરી ? તમારા જાણવામાં આવેલી તમામ હકીકત તમે ન્યાયાધીશને જણાવી છે એમ તમે સાબિત કરવા માગો છો ? જ્યારે દરેક જણ કેશિયરના ઉપર આરોપ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરી રહેલ છે ત્યારે તમે તેના શેઠની વિરૂદ્ધ કામ કરી રહ્યા છો."

દિનકરરાય ખરેખરો ગુસ્સે થયો છે કે કેમ તે પ્રભાકર કળી શકયો નહિ. તે દયામણા ચ્હેરે બોલ્યો: "સાહેબ ! તમારૂં કહેવું તદ્દન ખરૂં છે."

"પણ તમે તમારી બુદ્ધિને ગીરો મૂકી આવ્યા લાગો છો." દિનકરરાયે કહ્યું: "હું ચોક્કસ તો કહી શકતો નથી, તો પણ મારી માનિનતા એવી છે કે તમે પહેલાં જ્યારે ન્યાયાધીશ પાસે આ કેસના સંબંધમાં જુબાની આપી તે વખતે કોની ચાવીથી આ તિજોરી ઉઘડી હતી તે શોધી કાઢવાનું સાધન તમારી પાસે હતું."

"કેવી રીતે ?"

"તમે સૂક્ષ્મદર્શક કાચથી પેલો તિજોરી ઉપર પડેલો લીસોટો જોયો હતો તેનું તમને સ્મરણ હશે જ. જો તમે તેજ વખતે લક્ષ્મીકાન્ત શેઠની તથા તેના કેશિયરની ચાવી તપાસી હોત તો તેમાંની એક ચાવી ઉપર તિજોરીના વાર્નિશનો સ્હેજ ભાગ ચોટેલો તમારા જોવામાં આવી શકયો હોત; અને તે ઉપરથી તમે નક્કી કરી શકત કે અમુક ચાવીથી આ તિજોરી ઉઘડી છે."

પ્રભાકરે જોરથી એ મૂક્કી પોતાના કપાળમાં મારી અને તે બોલ્યોઃ "ખરેખર! હું મહા મૂર્ખ મનુષ્ય છું!"

"તમે મૂર્ખશિરોમણિ છો." દિનકરરાય "બોલ્યોઃ તમે આ એક ખાસ અગત્યના મુદ્દાની ઉપેક્ષા કરી છે. પણ આ ખુરસીપર બેસો અને આ બાબતમાં જે કાંઈ તમે જાણતા હો તે મને જણાવો."

પ્રભાકરે તમામ હકીકત જણાવી પરંતુ પોતાની આબરૂ જવાના ભયથી આગલે દિવસે કાન્તાગૌરી તથા તેની સાથેના અજાણ્યા મનુષ્યે પોતાને આપેલી થાપવાળી હકીકત તેણે છુપાવી રાખી હતી.

તેણે પૂર્ણ કર્યા પછી દિનકરરાય બોલ્યોઃ "માસ્તર ખીસકોલી મને લાગે છે કે તમે હજી કાંઈક છુપાવો છો? તમે પેલી ખાલી ગાડી પાછળ કેટલે સુધી દોડયા હતા? "

પ્રભાકર શરમાઇ ગયો અને બોલ્યોઃ "શું! એ વિષે પણ તમે જાણો છો, સાહેબ! "

એકદમ એક કલ્પના તેના મનમાં સ્ફુરી. તે ખુરસીપરથી ઊભો થઇ ગયો અને બોલ્યોઃ "સમજ્યો–સમજ્યો! ભરાવદાર દાઢી અને મૂછોવાળા ગૃહસ્થ તમેજ હતા."

પ્રભાકરને થયેલા આશ્ચર્યથી તેનો ચ્હેરો એવો રમુજી બની ગયો હતો કે દિનકરરાય ખડખડાટ હસી પડયો.

"અહો! સાહેબ!" પ્રભાકર બોલ્યોઃ "મારી ખાત્રી છે કે તમે નાટકકંપનીમાં હો તો એક ઉત્તમ નટ તરીકે નામના કાઢયા સિવાય રહો નહિ. પરંતુ મેં પણ છદ્મવેશ ધારણ કર્યો હતો."

"હા, પણ તમારો છદ્મવેશ એવો નહતો કે તમે ન ઓળખાઇ આવો. શું દાઢી અને મૂછો લગાવી દીધાથી કિંવા મજુર જેવો પોશાક ધારણ કરવાથી કે ગળામાં રૂમાલ બાંધવાથી પોતાનું વ્યક્તિત્વ છુપાવી શકાય ખરૂં? વેશપરિવર્તનમાં ખરી ખૂબી તો એ છે કે પોતાના નેત્રોમાં પરિવર્તન કરવું જોઇએ."

હવે સમજાયું. દિનકરરાય પોલિસચોકીપર અથવા સુપરિન્ટે-

ન્ડટની ઓફિસમાં કિંવા ન્યાયાધીશની કોર્ટમાં સોનાની ફ્રેમવાળાં આસમાની રંગનાં ચશ્માં સિવાય કદી પણ જોવામાં નહિ આવતો હોવાનું કારણ અત્યારે પ્રભાકર સમજી શકયો.

તે બોલ્યોઃ "પછી કાન્તાગૌરી મુકુન્દરાય મુન્શીની રાહ જોયા સિવાય જે મકાનમાં તે હાલ રહે છે તેનો શા માટે ત્યાગ કરવા ઇચ્છે છે ? તથા તેણે વેશ પરિવર્ત્તનને માટે પોશાક ખરિદ્યો છે તેનું કારણ તમે જાણતા હશો ?"

"તે મારી સલાહ પ્રમાણેજ કરે છે."

"જો એમ હોય તો હું મને તદ્દન મૂર્ખ માનું છું." ડિટેકિટવ બોલ્યો.

"ના, ખીસકોલી ! તમે મૂર્ખ તો નથીજ; પરંતુ તમે તમારા ગજા ઉપરાંતનો ભાર ઉપાડવા ગયા છો."

પ્રભાકર બોલ્યોઃ "ત્યારે સાહેબ ! ચોરી કોણે કરી છે એ તમે કહી શકો તેમ છો ખરા ?"

"ના, એ વિષયમાં તારા કરતાં હું વિશેષ જાણતો નથી. તેં તો એ બાબતમાં અમુક અભિપ્રાય પણ બાંધ્યો છે, જ્યારે હું કશા પણ નિર્ણયપર આવી શકયો નથી. માત્ર તિજોરીના બારણાપર થયેલા લીસોટાના સંબંધમાં હું અમુક નિર્ણયપર આવી શકયો છું."

એ પ્રમાણે કહેતાં દિનકરરાયે તિજોરીના બારણાનો ફોટોગ્રાફ કાઢયો. તેમાં પેલો લીસોટો સ્પષ્ટ જણાતો હતો.

તે બોલ્યોઃ "જો આ લીસોટો. તે ઉપરથી નીચે તરફ ગયો છે. તેની શરૂઆત ચાવીના કાણા પાસેથી થઇને તે ડાબીથી જમણી બાજુએ ગયો છે. અર્થાત્ જે બાજુએ લક્ષ્મીકાન્તની ખાનગી ઓફિસમાં જતી સીડીનું બારણું છે એ દિશા તરફ આ લીસોટો જઇને અટકી ગયો છે. ચાવી પાસે લીસોટો ઊંડો છે, જ્યારે તેનો જે સ્થળે છેડો આવે છે ત્યાં તો તે ભાગ્યેજ જોઇ શકાય તેવો છે."

"અહા, સાહેબ ! એ બધું જોઈ શકાય છે."

"તમે સ્વાભાવિક રીતે જ એમ ધાર્યું હશે કે લીસોટો ચોરે કરેલો હોવો જોઇએ. જૂઓ, અહીંઆ લક્ષ્મીકાન્તના જેવીજ પરંતુ ન્હાની તિજોરી છે. તેની આ ચાવી લ્યો અને તેના પર લીસોટો કરવાનો પ્રયત્ન કરો."

પ્રભાકર ચાવી લઇને તિજોરી પાસે ગયો. તેણે ચાવી તિજોરીના બારણા પર ઘસી. પછી તે બોલ્યોઃ "આનો રંગ ઘણો સખ્ત છે."

લક્ષ્મીકાન્ત શેઠની તિજોરીનો રંગ તો આના કરતાં પણ વધારે સખ્ત છે. એટલે ચોરના ધ્રૂજતા હાથમાંથી ચાવી સરી જવાને લીધે આ લીસોટો થવા પામ્યો નથી, એટલું તો તમે સમજી શકયા હશો જ. આ લીસોટો શાથી થયો હશે તે જાણવાને માટે મેં ત્રણ દિવસ સુધી વિચાર કર્યો હતો, અને ગઇ કાલે જ હું તે જાણી શકયો છું."

દિનકરરાય પોતાના શયનગૃહના દ્વાર પાસે ગયો અને તેણે ચાવી પોતાના હાથમાં પકડી રાખી.

"અહીં આવો," તેણે પ્રભાકરને કહ્યું: "મારી બાજુએ ઊભા રહો. એમ માનો કે હું આ બારણું ઉઘાડવા માગું છું અને તમે મને એમ કરતો અટકાવવા ઇચ્છો છો. તો પછી જ્યારે તમે મને તાળામાં ચાવી નાંખતાં જૂઓ ત્યારે તમે તાત્કાલિક શું કરો?"

"હું મારા બન્ને હાથ વડે તમારો હાથ પકડીને મારી તરફ ખેંચુ: એટલે તમે તાળામાં ચાવી દાખલ કરી શકો નહિ."

"એ પ્રમાણે કરો જોઇ!"

પ્રભાકરે એ પ્રમાણે કર્યું અને જે ચાવી દિનકરરાયે પકડી રાખી હતી તે તાળામાંથી બહાર નિકળીને બારણા પાસે જઇને સરકી ગઈ. તેને પરિણામે જેવો પેલા ફોટોગ્રાફમાં હતો તેવો જ લીસોટો બારણા પર ઉપરથી નીચે તરફ જતો પડી રહ્યો.

પ્રભાકર તો આશ્ચર્યથી દિગ્મૂઢની માફક સ્તબ્ધ બની ગયો.

"હવે તો તમે જોઇ શકો છો ને?" દિનકરરાયે પૂછ્યું.

" હા, સાહેબ ? હવે સમજાય છે. હવે તો એક ન્હાનું છોકરૂં પણ સમજી શકે કે જે વખતે ચોરી થયેલી તે વખતે તિજોરી પાસે બે મનુષ્યો હોવા જોઇએ. એક માણસ નોટો લેવાનો પ્રયત્ન કરતો હશે, બીજો તેને અટકાવવાનો પ્રયયત્ન કરતો હશે."

"તમે એકદમ ઘણાજ આગળ વધી જાઓ છો." દિનકરરાયે કહ્યું: " જે માત્ર સંભવિત છે તેને તમે સત્ય ઘટના તરીકે ઠોકી બેસારો છો."

" ના સાહેબ! ના." પ્રભાકર આવેશપૂર્વક બોલ્યોઃ " મારી ખાત્રી છે કે તમારા જેવો માણસ કદી પણ ભૂલ કરે નહિ."

" વારૂ, ત્યારે આપણી આ શોધ ઉપરથી શું સાબિત થાય છે?"

" પહેલી વાત તો એ કે કેશિયર નિર્દોષ છે."

"કેમ ?"

" કારણ કે તે ગમે તે સમયે તિજોરી ખોલી શકે તેમ હોવાથી તેને બીજા કોઇની હાજરીમાં ચોરી કરવાની જરૂર ન હતી."

" તમારૂં કહેવું ખરૂં છે. પરંતુ એજ દલીલ લક્ષ્મીકાન્ત શેઠને માટે પણ કરી શકાય."

" બરોબર છે, સાહેબ ? લક્ષ્મીકાન્ત શેઠ પણ ગમે ત્યારે એકલો આવીને તિજોરી ખોલી શકે તેમ છે: માટે તે પણ નિર્દોષ છે." પ્રભાકર બોલ્યોઃ પણ ત્યારે હવે આપણે શું કરવું ?"

" જે માણસ ૨,૫૦,૦૦૦ રૂપીઆની નોટો ઉડાવીને પલાયન કરી ગયો છે તેની શોધ કરવી. નિર્દોષના ઉપર શક લઈ જવામાં આવે છે જ્યારે ખરો ચોર મજા કરે છે."

" પણ લક્ષ્મીકાન્ત તથા તેના કેશિયર બે જણાની પાસેજ તિજોરીની ચાવીઓ હતી."

" જે રાત્રે ચોરી થઈ તે રોજ સ્હાંજે લક્ષ્મીકાન્તે તેના ટેબલના ખાનામાં ચાવી મૂકી હતી."

" પણ એકલી ચાવીથી તિજોરી ઉઘડી શકે તેમ નથી. તિજોરી ખોલવાનો શબ્દ જાણવાની પણ જરૂર છે."

દિનકરરાય પોતાના ખભા હીલવતો બોલ્યો: " એ શબ્દ કયો હતો ? "

" કાન્તા ( K–A–N–T–A ) "

" કેશિયરની માશુકનું નામ. કેશિયરે પોતાની માશુકનું નામ તિજોરીના બટનપર ગોઠવ્યું છે એ જાણી શકવા જેટલો જે માણસને કેશિયરની સાથે પરિચય હોય તથા લક્ષ્મીકાન્તના શયનગૃહમાં જવામાં જેને કશો વાંધો આવતો ન હોય એવા માણસને તમે શોધી કાઢો તો ખરો ગુન્હેગાર તમારા હાથમાં આવશે."

દિનકરરાયને આ પ્રમાણે એક મિત્રની માફક સલાહ આપતો જોઇને પ્રભાકરને આશ્ચર્ય થયું. કારણ કે દિનકરરાયનો સ્વભાવ કડક હતો અને તે પોતાના તાબાના માણસો સાથે સખ્તાઇથી કામ લેતો હતો; જ્યારે આજનું તેનું વર્તન પ્રભાકરને જુદાજ પ્રકારનું લાગ્યું. એથી તેણે પૂછ્યું: "સાહેબ ! આ કેસમાં આપનું કંઈ અંગત હિત સમાયું છે ખરૂં ?"

"ખીસકોલી ! બીજાની બાબતમાં માથું મારવાની વૃત્તિ દરેક સમયે લાભદાયી નિવડતી નથી. અમુક કારણને લીધે હું તમને આ કેસમાં મદદ કરૂં છું. આ કેસમાં હું જાતે બહાર આવવા નથી ઇચ્છતો અને તમને પણ મારૂં નામ આપવાની ખાસ મના કરૂં છું. જો આમાં આપણને સફળતા પ્રાપ્ત થશે તો તેનો સર્વ યશ તમને પ્રાપ્ત થશે."

" સાહેબ ? એ વિષયમાં હું મૌનજ ધારણ કરીશ." પ્રભાકરે ખાત્રી આપી.

" વારૂ, ન્યાયાધીશ પન્નાલાલનું મગજ આ કેસમાં ગુંચવાઇ ગયું છે. તેની પાસે આ તિજોરીનો ફોટોગ્રાફ લઇ જાઓ. મેં જેવી રીતે તમારી પાસે ખુલાસો કર્યો, તેવી રીતે તમે લીસોટાના સંબંધમાં તેની પાસે ખુલાસો કરજો અને બધું સમજાવજો; એટલે પછી તે કેશિયરને મુક્ત કરી દેશે. જો કેશિયર મુક્ત થાય તોજ આ કેસમાં હું આગળ વધી શકું તેમ છું."

" કેશિયર તથા તેના શેઠ સિવાય કોઇ બીજા ઉપર મારો શક છે એવું મારે ન્યાયાધીશને બતાવવું ?"

" બેશક, પણ તમે તેને કહેજો કે કેશિયરની હીલચાલ ઉપર તમારી નજર રહેશે."

" પણ જો તે કાન્તાના સંબંધમાં પૂછે તો !"

" તો તમે કહેજો કે જે માણસ ઉપર તમને શક છે તેની હીલચાલ ઉપર નજર રાખી શકે એવા સ્થળે કાન્તાને રાખવામાં આવી છે."

પ્રભાકર ઉઠયો અને જવાને માટે તૈયાર થયો, પરંતુ તેને અટકાવીને દિનકરરાય બોલ્યોઃ " રહો, તમને ગાડી હાંકતાં તથા ઘોડાની સંભાળ લેતાં આવડે છે !"

" હા સાહેબ ! તેનું મને જ્ઞાન છે."

" વારૂ, ત્યારે ન્યાયાધીશને મળ્યા બાદ તમે ઘેર જઇને એક ગાડીવાનનો પોશાક ધારણ કરીને 'સેવા મંડળ' મા જજો. તેના સેક્રેટરીને મારી ચીઠી આપજો. તે ઠાકોરલાલ ગોવિંદરાયના ઉપર તમને પત્ર લખી આપશે. ઠાકોરલાલને ગાડીવાનની જરૂર છે."

": પણ સાહેબ ! ઠાકોરલાલ ઉપર શક લઇ જવાનું કશું પણ કારણ નથી. તે કાંઈ સૂર્યકાન્તનો મિત્ર નથી."

" હું કહું તે પ્રમાણે કરો." દિનકરરાય બોલ્યોઃ " ઠાકોરલાલ સૂર્યકાન્તનો મિત્ર નથી. પણ મુકુન્દરાયનો રક્ષક છે. ઠાકોરલાલ વૃદ્ધ છે, મુકુન્દરાય જુવાન છે. તે બે વચ્ચે ગાઢો સંબંધ હોવાનું કારણ શું ? વળી આપણે એ લોખંડના વેપારીના સંબંધમાં કેટલીક માહિતી મેળવવાની જરૂર છે. તેની ગાડી હાંકવાનું કામ તમારે કરવાનું છે."

" આપની આજ્ઞાનું યથાયોગ્ય રીતે પાલન કરીશ, સાહેબ !"

" ઉતાવળા ન થાઓ. ઠાકોરલાલ શંકાશીળ સ્વભાવનો માણસ છે. તમારે જુવાનસિંગ નામ ધારણ કરવાનું છે અને તમોએ અગાઉ ત્રણ સ્થળે ગાડીવાન તરીકે નોકરી કરેલી તેનાં આ ત્રણ સર્ટિફિકેટ

છે તમે તમારાં નેત્રો ખુલ્લાં રાખીને વફાદારીપૂર્વક નોકરી બજાવજો. પરંતુ વધારે પડતી પ્રામાણિકતા દર્શાવવાની જરૂર નથી. કારણ કે ગાડીવાન પ્રામાણિક હોતા નથી. આપણે હંમેશાં એક બીજાને મળીશું પરંતુ તમારે કદી પણ મારા મકાનપર આવવું નહિ. કારણ કે કોઈ તમારી પાછળ તમારી હીલચાલ તપાસવાને આવતું હોવાનો સંભવ છે. જો કદાચ નહિ ધારેલું બની આવે તો તે તમારી સ્રીને જણાવજો. તે મને માહિતગાર કરશે."

પ્રભાકર ગયા પછી દિનકરરાય પોતાના શયનગૃહમાં અને આગલી રાત્રે જે વેશ તેણે ધારણ કર્યો હતો એ સ્વરૂપમાં તે તૈયાર થઇ ગયો. પછી તે મનોગત બોલ્યો: "મને નથી લાગતું કે હું કશું પણ વિસરી ગયો હોઉં."

પ્રભાકર દિનકરરાયને ત્યાંથી નિકળીને દોડતો ન્યાયાધીશની કોર્ટમાં ગયો. તે ન્યાયાધીશને મળ્યો અને તેણે તમામ હકીકત દિનકરરાયની સૂચના પ્રમાણે ન્યાયાધીશ પાસે રજુ કરી.

ન્યાયાધીશને જો કે સંપૂર્ણ ખાત્રી તો થઇ નહિ, તથાપિ પ્રભાકરની કલ્પનામાં રહેલી મૌલિકતાનો તે સ્વીકાર કર્યા સિવાય રહ્યો નહિ. તેણે કહ્યું કે "ઘણું કરીને આવતી કાલે કેશિયરને મુક્ત કરવામાં આવશે."

બીજે દિવસે ન્યાયાધીશે કેશિયરને મુક્ત કરવાનો હુકમ કર્યો. અલબત સૂર્યકાન્ત મુક્ત થયો ખરો, પરંતુ તે નિર્દોષ ઠરીને નહિ. તેના ઉપરનો આરોપ પૂરવાર નહિ થવાથી તેને મુક્ત કરવામાં આવ્યો હતો. અર્થાત્ લોકોની દૃષ્ટિએ તો તે શકદાર હતો જ.

ન્યાયાધીશે તેના શિરસ્તેદારને કહ્યું: "જે કેસોમાં ખરા ગુન્હેગારનો કદી પણ પત્તો લાગતો નથી એવા પ્રકારનો આ કેસ છે. હું નથી ધારતો કે આમાં ગુન્હેગારનો પત્તો લાગી શકે."

# પ્રકરણ ૧૫ મું.

## સૂર્યકાન્તની મુક્તિ.

સાત દિવસના કારાવાસ પછી મંગળવારે સ્હેવારે સૂર્યકાન્તને મુક્ત કરવામાં આવ્યો.

જો તેની પૂરેપૂરી તપાસ થયા પછી તેને નિર્દોષ ઠરાવીને મુક્ત કરવામાં આવ્યો હોત તો જુદી વાત હતી. પરંતુ આ મુક્તિથી તેના ઉપરનો શક કાંઈ દૂર થયો ન હતો. સૂર્યકાન્તને પણ પોતાની આ પરિસ્થિતિનો ખ્યાલ હતો, અને તેથી તેણે મુક્ત થયા પછી સહુથી પહેલો આત્મહત્યા કરવાનો વિચાર કર્યો.

"નહિ," પરંતુ તે મનોગત બોલ્યોઃ "આત્મહત્યા કરવાનો મને કશો પણ હક્ક નથી. જ્યાં સુધી હું મારી નિર્દોષિતા સિદ્ધ ન કરૂં ત્યાં સુધી હું મરીશ નહિ."

તેના ચ્હેરાપર નિરાશાને લીધે ઉદાસિનતા પથરાઇ રહી હતી. એ સ્થિતિમાં તે પોતાનાના મકાનપર ગયો. તે કાન્તાને ચાહતો ન હતો; પણ કાન્તાનો તેના ઉપર પ્રેમ તથા વિશ્વાસ છે એ વિચાર તેના મનને સ્હેજ પ્રફુલ્લ બનાવતો હતો.

તે જે માળામાં રહેતો હતો તે માળામાં ગયો એટલે માળાનો રક્ષક તેને મળ્યો. માળાના રક્ષકે તેને મળેલી મુક્તિ માટે અભિનંદન આપ્યું. પરંતુ એ દુઃખપ્રદ વિષય નહિ છેડવાના ઇરાદાથી સૂર્યકાન્ત બોલ્યોઃ–

"કાન્તાગૌરી કયાં ગયેલ છે એ તારા જાણવામાં છે?"

"નાજી, જે દિવસે આપને પરહેજ કરવામાં આવ્યા તેજ દિવસે તેઓ ચાલ્યાં ગયાં છે, અને ત્યારબાદ મેં તેમને જોયાં નથી."

"નોકરો કયાં છે?"

"આપના પિતાશ્રીએ અત્ર આવી તેમનો પગાર ચૂકવી આપીને તેમને રજા આપી દીધી છે."

" મારા રૂમની ચાવી તારી પાસે છે ? "

" નાજી, આજે સ્હવારે વ્હેલા તમારા પિતાશ્રી ગયા તે વખતે મને કહેતા ગયા હતા કે તેઓ અહીં પોતાના એક સ્નેહીને મૂકતા જાય છે. તે તમારી ગેરહાજરી દરમિઆન અહીં રહેશે. આપના પિતાશ્રીનો સ્નેહી શરીરે હષ્ટપુષ્ટ અને ભરાવદાર દાઢી અને મૂછો-વાળો છે. "

સૂર્યકાન્તને આ સાંભળીને અત્યંત આશ્ચર્ય થયું, પરંતુ તેણે આશ્ચર્યને વ્યક્ત કર્યું નહિ. તે ઉપર ગયો. રૂમનું દ્વાર બંધ હતું. તેણે દ્વારપર અવાજ કર્યો. એટલે તેના પિતાના સ્નેહીએ દ્વાર ખોલ્યું.

" મહાશય ? તમારો પરીચય થવાથી મને અત્યાનંદ થાય છે." ભરાવદાર દાઢીમૂછોવાળો મનુષ્ય બોલ્યો.

જાણે આ પોતાનું જ મકાન હોય એવી રીતે તે વર્ત્તતો હતો. તે કહેવા લાગ્યોઃ " મને આ સ્થળે જોઇને તમને આશ્ચર્ય થાય એ સ્વાભાવિક છે. તમારા પિતાશ્રીની મારો તમારી સાથે પરિચય કરાવવાની ઇચ્છા હતી. પરંતુ આજે સ્હવારે પત્ર આવવાથી અચાનક તેમને રાંદેર જવું પડયું છે. તમારી નિર્દોષિતાના સંબંધમાં તેમની તથા મારી ખાત્રિ થઈ ચૂકી છે. તે આ પત્ર મૂકતા ગયા છે. તે વાંચવાથી મારા ઉપર તમારો વિશ્વાસ બેસશે. તેમણે પત્રમાં મારા વિષયમાં લખેલ છે."

પત્ર વાંચીને સૂર્યકાન્ત આ અજ્ઞાત મનુષ્યને નમન કરતો બોલ્યોઃ " મારા પિતા જણાવે છે કે તમે તેમના ખાસ મિત્ર છો અને મારે તમારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખવો તથા દરેક બાબતમાં તમારી સલાહ લેવી. "

" બરોબર છે. આજે સ્હવારે તમારા પિતાએ મને કહ્યું હતું કે 'વિદ્યાસાગર ! (મારૂં નામ વિદ્યાસાગર છે)! મારો દીકરો સંકડા-મણુમાં આવી ગયો છે. આપણે તેને મદદ કરવી જોઇએ.' એટલે મેં તમને સહાય કરવાનો નિશ્ચય કર્યો છે. કહો, હવે તમે શું કરવા ઇચ્છો છો ?"

આ પ્રશ્નથી કેશિયરનો ક્રોધ જાગૃત થયો. તે બોલ્યોઃ "જે બદમાશે મને તારા જ બનાવ્યો છે, અપકીર્તિત કર્યો છે, તેને શોધી કાઢીને ન્યાયદેવતા સમક્ષ રજુ કરવાની મારી ઇચ્છા છે. એટલું કરીશ ત્યારેજ મારા વૈરની તૃપ્તિ થશે."

"એ પ્રમાણે કરવાને માટે તમારી પાસે કશું સાધન છે?"

"ના, એક પણ સાધન નથી. પરંતુ મને તેમાં યશ પ્રાપ્ત થશેજ. કેમકે એક મનુષ્ય કોઇપણ કાર્યમાં પોતાના જીવનની પરવા વગર મંડયો રહે છે તો તેને અવશ્ય યશ પ્રાપ્ત થાય છે. **कार्य साधयामि वा देहं पातयामि ।**"

"બરોબર કહ્યું. મેં એક યોજના કરી રાખી છે. પ્રથમ તો તમે આ તમામ ફરનિચર વેચી નાખો, ભાડું ઉતારી નાંખો અને અદશ્ય બની જાઓ."

"અદસ્ય બની જાઉં !" કેશિયરના મુખમાંથી ઉદ્‌ગાર સરી પડયો; "એમ કરૂં તો મેં પોતેજ મારા ગુન્હાનો સ્વીકાર કરેલો ગણાય."

"પરંતુ તમારે તમારા શત્રુને પકડવાનો છે. તે જ્યાંસુધી અચેત ન બને ત્યાંસુધી તેને પકડી શકાય તેમ નથી, અને જ્યાંસુધી તમે જાહેરમાં દેખાવ દો ત્યાંસુધી તે અચેત બનવાની આશા નથી."

સૂર્યકાન્ત બે મીનિટ વિચાર કરીને બોલ્યોઃ "તમારી સલાહ મને વાજબી લાગે છે."

"મારી ખાત્રી હતી કે તમને મારી સલાહ ગમવીજ જોઇએ. તમારી પાસે પૈસા છે? નથી? ત્યારે તો ફરનિચર વેચવાથી જે રકમ ઉપજશે તે ઘણી ઉપયોગી થઇ પડશે. મારી ખાત્રી જ હતી કે તમ મારી સલાહ માનશો અને તેથી મેં ફરનિચરના ગ્રાહકની પણ ગોઠવણ કરી રાખી છે. તે તમારાં ચિત્રો સિવાય બીજી બધી વસ્તુઓના તમને ૬૦૦૦ રૂપીઆ આપશે."

કશિયરના મનમાં કષ્ટ થતું હોય એમ તેના ચ્હેરાપરથી લાગ્યું. એટલે વિદ્યાસાગર બોલ્યો: "હું કબૂલ કરૂં છું કે આ પ્રમાણે કરવામાં તમારા જીવ ઉપર આવતું હશે. પણ તેમ કર્યા સિવાય બીજો ઉપાયજ નથી. વારૂ, મુકુન્દરાય મુનશી નામના એક ગૃહસ્થ તમારા મિત્ર છે, ખરૂં કે નહિ ?"

"હાજી, તે મારા જાની મિત્ર છે."

"એ કોણ છે ?"

"મુકુન્દરાય લક્ષ્મીકાન્ત શેઠની પત્નીને દૂરના સગપણે તેના ભાઇનો દીકરો થાય. એટલે લક્ષ્મીકાન્ત મુકુન્દરાયનો ફુવો થાય. મુકુન્દરાયની આર્થિક સ્થિતિ સારી હોવા સાથે તે સારી કેળવણી પામેલો, હૂશિયાર અને વફાદાર મિત્ર છે."

"મને આનંદ થાય છે કે તેના જેવા યુવાનનો થોડા સમયમાં પરિચય કરવાનો લાભ મને પ્રાપ્ત થશે." વિદ્યાસાગર બોલ્યો: "મેં તમારી ગેરહાજરીમાં તમારા નામથી તેનાપર પત્ર લખીને તેને અહીં બોલાવેલ છે."

"શું ! તમે એમ ધારો છો કે–"

"હું કશું પણ ધારતો નથી. હું માત્ર તેને જોવાજ ઇચ્છું છું."

તેજ વખતે બહારથી અવાજ આવ્યો.

"હું તમને બન્નેને જોઇ શકું તથા તમારી વાતચીત સાંભળી શકું એવા સ્થળે છૂપાઇ રહેવાની ઇચ્છા રાખું છું. એવું સ્થળ ક્યાં છે?"

"મારા આ શયનગૃહમાં જઇને પલંગ પાછળ છૂપાઇ રહો. બારણું ખૂલ્લું રહેશે."

" વારૂ, પણ સૂર્યકાન્ત ! મારા વિષે કિંવા તમારી ભવિષ્યની યોજના વિષે એક પણ શબ્દ ઉચ્ચારશો નહિ. જાણે તમે નિર્બળ હો, હતાશ બની ગયા હો, જીવનમાં તમને કશો રસ ન રહ્યો હોય એવો દેખાવ ધારણ કરજો. " એ પ્રમાણે સલાહ આપીને વિદ્યાસાગર શયનગૃહમાં અદશ્ય બની ગયો.

સૂર્યકાન્તે દ્વાર ખોલ્યું. મુકુન્દરાય અંદર દાખલ થયો. તે દેખાવડો હતો. તેને ચોવીસ વર્ષ થવા છતાં તે વીશ વર્ષનો યુવાન લાગતો હતો. તેનાં વિશાળ નેત્રો અંતઃકરણની સરલતાની પ્રતિતી આપતાં હતાં. તેનું બદન ગૌર અને આકર્ષક હતું.

તે એકદમ આવીને સૂર્યકાન્તને ભેટી પડયો.

" સૂર્યકાન્ત ! વ્હાલા સૂર્યકાન્ત ! " તે બોલ્યોઃ " તારા પત્રથી હું બિલકુલ ગભરાઇ ગયો હતો. મને લાગ્યું કે તું દિવાનો તો નથી થઇ ગયો ! એટલે જ મેં અહીં આવવાની એકદમ ઉતાવળ કરી હતી. "

સૂર્યકાન્તને આશ્ચર્ય થયું કે પોતે જે પત્ર લખ્યો નથી, તેમાં શી હકીકત હશે ?

" એવો નાહિમ્મતવાન ન બન. હતાશ શા માટે થાય છે ? " મુકુન્દરાય કહેવા લાગ્યોઃ " હજી તું યુવાન છે. તારા જીવનનો પુનઃ પ્રારંભ કરી શકીશ. હું શ્રીમંત છું અને મારી અર્ધી મીલકત તારા ઉપભોગ માટે તૈયાર છે. "

પોતાના મિત્રના ઔદાર્યથી સૂર્યકાન્તનું અંતર દ્રવવા લાગ્યું.

તે બોલ્યોઃ " મુકુન્દ ! હું તારો અત્યંત આભાર માનું છું. પરંતુ આખા જગતની મીલકત મને મળે તોપણ તે મારે મન નિરર્થક છે. "

" કેમ ? તારો શો વિચાર છે ? તું ચંદ્રનગરમાં રહેવા ઇચ્છે છે ? "

" હું શું કરવાનો છું તે હું પોતેજ જાણતો નથી. હજી મેં કશો પણ વિચાર કર્યો નથી. "

" તું તારા જીવનનો પુનઃ પ્રારંભ કર. પણ જ્યાંસુધી આ ચોરીનો નિકાલ ન આવે, કોણે ચોરી કરી છે તે નક્કી ન થાય ત્યાં સુધી તારાથી ચંદ્રનગરમાં રહી શકાય તેમ નથી."

" એમ માનો કે એનો નિર્ણય નજ આવે તો ? "

" એટલા માટે જ હું કહું છું કે ચંદનગરના લોકો તને ભૂલી જાય એ પ્રમાણે તારે કરવું જોઈએ. થોડા સમય પહેલાં જ હું ઠાકોરલાલ સાથે તારી વાત કરતો હતો. તેણે કહ્યું કે ' જો હું સૂર્યકાન્તની જગ્યાએ હોઉં તો રંગુન, જાપાન કિંવા આફ્રિકા ચાલ્યો જાઉં અને ત્યાંથી પૈસા પેદા કરીને અહીં આવું તથા મારા ઉપર શક લાવનારાઓને મારી સંપત્તિના જોરે દબાવી દઉં ! ' "

" હું એ બાબતનો વિચાર કરી જોઇશ. " સૂર્યકાન્ત બોલ્યો: " પણ લક્ષ્મીકાન્ત શેઠ શું કહે છે ? "

" એક મહિનો થયા મેં તો તેમને જોયા પણ નથી. પરંતુ રસિકલાલ દ્વારા મેં સાંભળ્યું હતું કે મારા ફુવા અત્યંત ઉશ્કેરાઇ ગયા છે. તેમનું અંતર ભેદાઇ ગયું છે. મારી ફઇ તથા મનોરમાની મન:સ્થિતિમાં કશો પણ ફેરફાર થયો નથી. પેલા યમુનાપ્રસાદને ત્યાં વિવાહ આવવાનાં છે. તેને માટે મારી ફઇ તથા મનોરમા નવીન વસ્ત્રો તૈયાર કરવાના કાર્યમાં ગુંથાયાં છે. વારુ, સૂર્યકાન્ત ! હું હવે જઇશ. ગમે તે થાય, તો પણ, મારા ઉપર વિશ્વાસ રાખજે. હું તારો મિત્ર છું અને તને મારાથી બનતી મદદ કરવાને તૈયાર છું."

મુકુન્દરાય ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૧૬ મું.

### અજ્ઞાત મિત્રની સહાય

મુકુન્દરાય દાદરપરથી નીચે ઉતરી બહાર રસ્તાપર ગયો હશે તે વખતે વિદ્યાસાગર અંદરના ખંડમાંથી બહાર આવ્યો.

તે બોલ્યો: " ખરો મિત્ર ! તેણે પોતાની તમામ મીલકત તારા ચરણે ધરી દીધી હોત તો પણ શી હરકત હતી ? એવાં વચન કર્યાં બંધનકર્ત્તા હતાં ? પણ હું એટલું તો માનું છું કે જો તેની તથા તારી વચ્ચે મોટા મહાસાગરનું અંતર પડતું હોય તો તે તને ઘણી ખુશીથી પાંચ-દશ હજાર રૂપીઆ આપે ખરો "

" એમ કેમ ! "

" તેણે તને કહ્યું ને કે તે તેના ફુવાને એક મહિનો થયા મળતા નથી. તેજ કારણથી કદાચ તે તારો પણ પુનઃ મેળાપ ન થાય એવું ઇચ્છતા હોય એ બનવા જોગ છે. "

" હું કશું પણ સમજી શકતા નથી. "

કદાચ ભવિષ્યમાં સમજાશે. પણ હવે તું તારાં વસ્ત્રો બદલી લે, એટલે આપણે તારા શેઠ લક્ષ્મીકાન્તને મળવાને માટે જઇએ. "

" ના, હું તેની પાસે કદી પણ જઇશ નહિ." સૂર્યકાન્ત બોલ્યો.

" હું દિલગીર છું કે ત્યાં જવાની ખાસ જરૂર છે. મારે લક્ષ્મીકાન્ત શેઠને મળવું છે. માત્ર તારે પાંચ મીનિટજ તેની સન્મુખ રોકાવું પડશે. હું તારો સગો છું એમ જણાવીશ અને તારે એક પણ શબ્દ બોલવો પડશે નહિ. "

સૂર્યકાન્તે કબૂલ કર્યું અને તે પોતાના શયનગૃહમાં વસ્ત્રો બદલવાને માટે ગયો. ત્યારબાદ દ્વારાપર અવાજ થયો. વિદ્યાસાગરે બારણું ખોલ્યું. આ માળાનો રક્ષક અંદર આવ્યો. તે બોલ્યોઃ "આજે સ્હવારે સૂર્યકાન્ત માટે આ પત્ર આવ્યો હતો. તે આપવાનું હું ભૂલી ગયો હતો."

કવર ઉપર સૂર્યકાન્તનું શરનામું કરેલું હતું. પરંતુ તે હાથે લખેલું નહોતું. એકાદ પુસ્તક કે વર્તમાનપત્રમાંથી અક્ષરો કાપીને તે અક્ષરો કવર પર ચોટાડી શરનામું કરવામાં આવ્યું હતું.

માળાના રક્ષકને રોકાવાનું કહીને વિદ્યાસાગર તે કાગળ લઇ શયનગૃહમાં સૂર્યકાન્ત પાસે ગયો. તેણે કવર ખોલ્યું. તેમાં દરેક હજાર હજારની એવી પાંચ નોટો હતી અને એક કાગળ હતો. આ કાગળ પરના અક્ષરો પણ લખેલા ન હતા, પરંતુ કવર ઉપર જેવી રીતે છાપેલા અક્ષરો ચોટાડયા હતા તેવી રીતે આ કાગળ ઉપર પણ ચોટાડયા હતા. તે અક્ષરો આ પ્રમાણે હતાઃ—

"પ્રિય સૂર્યકાન્ત !

"તમારી પરિસ્થિતિથી પરિચિત એક મિત્ર તમને આ મદદ મોકલે છે. તેનું હૃદય પણ તમારા જેટલું જ દુઃખિત બન્યું છે. ચંદ્રનગરનો ત્યાગ કરો, ભારતવર્ષનો ત્યાગ કરો. તમે હજી યુવાન છો. ભવિષ્યઅંધકાર પૂર્ણ નથી. તમે વિનાવિલંબે ચાલ્યા જાઓ. પ્રભુ તમારૂં કલ્યાણ કરો."

વિદ્યાસાગરે આ પત્ર મોટા સ્વરે વાંચ્યો. એ સાંભળીને સૂર્ય-કાન્ત ગુસ્સે થયો. તે બોલ્યોઃ "બધા હું અહીંથી ચાલ્યો જાઉં એમજ ઇચ્છે છે. !"

"હા," વિદ્યાસાગરે સ્મિત કરતાં કહ્યુંઃ "અમુક એવા મનુષ્યો છે કે જે તને પૂર્ણપણે ધિક્કારે છે અને ગમે તે ભોગે તારો નાશ કરવાને માટે પણ તૈયાર છે. કેમકે તેમના ભાવિ જીવનમાં તુ વિઘ્નરૂપ છે."

"પણ મહાશય ! મને કહો, તે કોણ છે ?"

"સૂર્યકાન્ત ! જો એ હું જાણતો હોત તો ચોરને પકડતાં મને કશી પણ વાર લાગત નહિ; પરંતુ આપણે તેમને શોધી કાઢીશું. મને મળેલી માહિતી ઉપરથી એટલું તો હું જોઇ શકું છું કે મારૂં અનુમાન ખોટું નથી. વારૂ, બહાર ચાલ, આપણે માળાના રક્ષકને પૂછી જોઇએ."

વિદ્યાસાગરે માળાના રક્ષકને પૂછ્યુંઃ "આ કાગળ કોણ આપી ગયું હતું એ તમારા જાણવામાં છે ?"

"હાજી, આ રસ્તાના નાકાપર એક હોટેલ છે, ત્યાં કામ કરતો એક છોકરો મને આ કાગળ આપી ગયો હતો."

"વારૂ, એ છોકરાને તમે બોલાવી લાવો."

તે પત્રમાં જે નોટો હતી તેના નંબર અને જે નોટો તિજોરીમાંથી ચોરાઇ હતી તેના નંબર વિદ્યાસાગરે મેળવી જોયા. તેની ખાત્રી થઈ કે આ નોટો ચોરાયેલી નોટોમાંની ન હતી. પછી તે બોલ્યોઃ

" મારી ખાત્રી છે કે આ નોટા ચોરી કરનારે મોકલી નથી; અને તો પછી જે વખતે ચોરી થઇ તે વખતે જે બીજી વ્યક્તિ તિજોરી પાસે હતી અને જે ચોરીને અટકાવી શકવાને અસમર્થ હતી તેના તરફથી આ નોટા આવેલી હોવી જોઈએ. "

**વિદ્યાસાગર**ના કથનમાં સમાયેલો તર્ક કેશિયરને વાસ્તવિક લાગ્યો " હવે આ બીજી વ્યક્તિ કોણ છે તે આપણે જોઇએ." એમ કહીને **વિદ્યાસાગરે** પેલો કાગળ હાથમાં લઇને વણુ-ચારવાર વાંચી જોયો. તે બોલ્યોઃ " મને એમ લાગે છે કે આ કાગળ ઉપર અક્ષરો અથવા શબ્દો ચોટાડનાર કોઇ સ્ત્રી છે. એક પુરુષ બીજાને પૈસા મોકલતાં 'મદદ' શબ્દ કદી પણ લખે નહિ. ને એમ લખે કે 'ઉછિના આપું છું.' વળી 'તેનું હૃદય પણ તમારા જેટલું જ દુઃખિત બન્યું છે' એ વાકય પણ સ્ત્રીનું છે. એટલે મને લાગે છે કે કોઈ સ્ત્રીએ આ પત્ર મોકલેલો હોવો જોઇએ. "

" તમારી ભૂલ થાય છે. " સૂર્યકાન્ત વચ્ચે બોલ્યોઃ " આ કાર્યમાં કોઇ પણ સ્ત્રી ભળેલી હોવાનો સંભવ નથી. "

પરંતુ તેના શબ્દો તરફ લક્ષ આપ્યા સિવાય **વિદ્યાસાગર** બોલ્યોઃ " આ કાગળ પર ચોડવામાં આવેલા અક્ષરો શેમાંથી કાપી કાઢવામાં આવ્યા છે, તે આપણે શોધી કાઢવું જોઇએ. "

તેણે બારી પાસે જઇ પ્રકાશની સહાયથી કાગળનું બારિક નિરીક્ષણ કર્યું. પછી તે બોલ્યોઃ " અક્ષરો ન્હાના, અણીશુદ્ધ અને સ્વચ્છ છે. શાહી પણ ભરાયેલી નથી. વળાંક સુંદર છે, અને તે જે કાગળપર છાપવામાં આવ્યા છે તે પણ ઉંચો ગ્લેઝડ કાગળ છે. એટલે આ અક્ષરો કોઇ પણ વર્ત્તમાનપત્ર અથવા તો નવલકથાના પુસ્તકમાંથી કાપી કાઢવામાં આવ્યા હોય એમ લાગતું નથી. આ અક્ષરો ' પોઇન્ટ સીસ્ટમ'ના છે અને તે ' ગુજરાતી ટાઈપ ફાઉન્ડરી'-માં તૈયાર થયેલા છે. હા, 'ગુજરાતી પ્રેસ'માં છપાયેલા કોઇ પુસ્તકમાંથી આ અક્ષરો કાપી કાઢવામાં આવ્યા હોવા જોઇએ. "

તે **વિચારમગ્ન** બની ગયો. **થોડી વારે તે વિચારનિદ્રામાંથી**

જાગૃત થઇને બોલ્યો: “ આ અક્ષરો ‘ ગુજરાતી પ્રેસ ’ તરફથી પ્રકટ થયેલ ભગવદ્‌ગીતામાંથી કાપી કાઢ્યા છે. ”

તેણે થુંકવાળી આંગળી કરીને અમુક અક્ષરોપર ઘસી. એટલે તે કાગળપરથી ઉખડી ગયા. તેની પાછળ બાળબોધ લિપિમાં ‘ धृतरा ’ એ પ્રમાણે લખેલું જોવામાં આવ્યું. તે બોલ્યો: “નક્કી, ‘ ભગવદ્‌ગીતા ’ જ ! ”

થોડી વાર પછી તે પુનઃ બોલ્યો: “ પણ જે પ્રતમાંથી આ અક્ષરો કાપ્યા છે તે પ્રતનું શું થયું હશે ? તેને બાળી નાખી હશે ? નહિ, તેના જેવું બાંધેલું પાકા પુંઠાનું પુસ્તક બાળવાથી તે જાહેર થયા સિવાય રહે નહિ. એટલે તેને બાળી નાખેલ નહિ હોય. તે પુસ્તકને ઘરમાં એકાદા ખુણામાં કચરામાં ફેંકી દીધું હશે. ”

તે વખતે માળાનો રક્ષક હોટેલનો છોકરાને લઇને આવ્યો.

વિદ્યાસાગર પોતાની મીઠી ભાષામાં બોલ્યો: “ આજે સહવારે આ પત્ર તું લાવ્યો હતો ? ”

“ હાજી, આ પત્ર હું જ લાવ્યો હતો. તેના કવર ઉપર છાપેલા અક્ષરો જોઇને મારૂં તેના તરફ ખાસ ધ્યાન ખેંચાયું હતું. ”

એ પત્ર તને કોણે આપ્યો હતો ? આપનાર સ્ત્રી હતી કે પુરુષ ? ”

“ તે પત્ર એક છોકરાએ મને આપ્યો હતો. ”

“ તું એ છોકરાને ઓળખે છે ? ”

“ નાજી ”

“ એ છોકરો કેવો હતો ? ”

“તે પાતળો હતો. બહુ ઉંચો નહોતો. તેણે લીલો કબજો પહેર્યો હતો. તેનો કાળો કોટ ફાટેલો—

“ એવાં કપડાંવાળા તો ઘણા હોય. તેને કોણે મોકલ્યો છે, એ બાબત તેણે તને કશું કહ્યું હતું ? ”

“ ના સાહેબ ! તેણે મને માત્ર બે આના આપીને કહ્યું હતું કે એક ગાડીવાને એ પત્ર તેને આપ્યો હતો. ”

આ જવાબથી **વિદ્યાસાગરને** સંતોષ થયો નહિ. તે બોલ્યોઃ "જો તું પુનઃ એ છોકરાને જૂએ તો ઓળખે ખરો ?"

"હા, સાહેબ! જરૂર ઓળખું."

"વારૂ, અત્યારે એક દિવસમાં તું શું પેદા કરે છે ?"

"ખાવુંપીવું ને બે આનાઃ વખતે આવા એક-બે આના મળે."

"બસ, હું તને રોજનો એક રૂપીઓ આપીશ. તારે બીજું કશું કામ નહિ કરતાં આખો દિવસ એ છોકરાની શોધમાં આખા ગામમાં ફરવું. રોજ રહાંજે તારે યશવંત રોડપર નં ૪૫૨ વાળા મકાનમાં આવીને હાજરી આપી જવી. એ વખતે જે કાંઇ જાણવામાં આવ્યું હોય તે કહેવું, અને તને તે વખતે તારો રૂપીઓ મળશે. ત્યાં આવીને **વિદ્યાસાગરને** મળવાનું કહેવું. **વિદ્યાસાગર** ન હોય તો **અન્નપૂર્ણા**બાઇ નામની સ્ત્રીને હકીકત જણાવવી. તે તને રૂપીઓ **આપશે.** જો તું એ છોકરાને શોધી કાઢીશ તો તને બીજા દસ રૂપીઆ બક્ષિસ મળશે. કેમ, એ કબૂલ છે ?"

"વાહ, આવી સારી નોકરી કોણ કબૂલ ન કરે ?"

"તો પછી એક પળ પણ ગૂમાવ્યા સિવાય તારા કામે લાગી જા."

**સૂર્યકાન્ત** બોલ્યોઃ "શું તમને એમ લાગે છે કે આ કાર્યમાં કોઈ સ્ત્રીનો પણ હાથ છે ?"

"હા, અને વળી તે સ્ત્રી ધર્મવાન છે. તેની પાસે 'ભગવદ્‌ગીતા'ના ટીકાવાળા બે ગુટકા હોવા જોઇએ. તેમાંના એક પુસ્તકનો તને પત્ર લખવામાં તેણે ઉપયોગ કર્યો છે. મને આશા છે કે તે સ્ત્રીને હું શોધી કાઢ્યા સિવાય રહીશ નહિ."

તેણે નીચે બેસી થોડીક લીટીઓ લખી અને કાગળ વાળીને ગજવામાં મૂકયો. પછી તે બોલ્યોઃ "જો તું તૈયાર હોય તો આપણે **લક્ષ્મીકાન્ત** શેઠને ત્યાં જઇએ. માર્ગમાં એકાદ લોજમાં ભોજન કરી લઇશું."

## પ્રકરણ ૧૭ મું

### હૃદયવેધક દૃશ્ય.

લક્ષ્મીકાન્તનું અંતર ભેદાઈ ગયું છે એમ મુકુન્દરાયે કહ્યું હતું, તેમાં તેણે જરી પણ અતિશયોકિત કરી ન હતી. તે આખો દિવસ પોતાની ખાનગી ઓફિસમાં બેસી રહેતો અને પોતાના સેક્રેટરી સિવાય બીજા કોઇને ભાગ્યે જ મળતો.

સૂર્યકાન્ત મુકત થયો તે દિવસે બપોરના ત્રણ વાગે તેની ઓફિસમાં એક પટાવાળો દાખલ થઇને બોલ્યો: "સાહેબ! આગલા કેશિયર સૂર્યકાન્ત તથા તેમનો એક સગો આપને મળવા ઇચ્છે છે."

"શું! સૂર્યકાન્ત મારે ત્યાં—" તેણે ગુસ્સાપૂર્વક ગર્જના કરી. પરંતુ તેને લાગ્યું કે પોતાના નોકરની સન્મુખ આ પ્રમાણે પોતાના હૃદયને પ્રકટ થવા દેવું તે યોગ્ય નથી. એટલે તે શાંત પડીને બોલ્યો: "એ બન્ને ગૃહસ્થોને અંદર મોકલ."

જો વિદ્યાસાગરે ચમત્કારિક દૃશ્ય જોવાની ધારણા રાખી હોય તો તેમાં તેને નિરાશ થવું પડયું નહિ. જાણે લક્ષ્મીકાન્તના મગજ-તરફ આખા શરીરનું રક્ત ધસી આવતું હોય એ પ્રમાણે તેનું મુખ લાલચોળ બની ગયું હતું અને સૂર્યકાન્તના ચ્હેરાપર પ્રેતકળા આવી ગઇ હતી. તેઓ એક બીજા તરફ અત્યંત તિરસ્કારપૂર્વક જોઇ રહ્યા હતા.

એક મીનિટ પર્યંત વિદ્યાસાગર આ બે શત્રુ બનેલા એક સમયના શેઠનોકર સામે શાંતપણે જોઇ રહ્યો. ત્યારબાદ તે બોલ્યો:—

"સાહેબ? તમારા સાંભળવામાં આવી ચૂકયું હશે જ કે મારા આ ભત્રિજાને મુકિત મળી છે."

"હા," લક્ષ્મીકાન્તે શાન્તતાને ધારણ કરવાનો પ્રશંસનીય પ્રયત્ન કરતાં કહ્યું: "તેની વિરૂદ્ધ પૂરતો પૂરાવો નહિ મળવાથી તેને મુક્ત કર્યાનું મારા જાણવામાં આવ્યું છે."

" ખરોબર છે, સાહેબ ! અને તે જ કારણને લઇને તેણે આફ્રિકા જવાનો વિચાર કર્યો છે. "

લક્ષ્મીકાન્તના હૃદય ઉપરથી જાણે એક મોટો બોજો ઓછો થયો હોય એવી રીતે છૂટકારાનો દમ ખેંચતો તે બોલ્યો: " અહો તેણે પરદેશ જવાનો નિશ્ચય કર્યો છે. " આ શબ્દો તેણે એવી રીતે ઉચ્ચાર્યા હતા કે તેમાં સૂર્યકાન્તનું છલોછલ અપમાન સમાયેલું હતું.

વિદ્યાસાગરે તેની એ ભાષા તરફ લક્ષ આપ્યા સિવાય કહ્યું: " પરંતુ તે અહીંથી વિદાય થાય તે પહેલાં તેના એક વખતના શેઠને મળવાનો મેં તેને આગ્રહ કર્યો હતો. "

" સૂર્યકાન્ત મને મળવા આવ્યો ન હોત તો મને આનંદ થાત. મારે વિશેષ કશું પણ કહેવાનું નથી." લક્ષ્મીકાન્ત બોલ્યો.

લક્ષ્મીકાન્ત પોતાને જવાનું સૂચન કરે છે એમ વિદ્યાસાગર સમજી ગયો અને તે સૂર્યકાન્તનો હાથ ખેંચીને બહાર નીકળ્યો.

રાજમાર્ગપર આવ્યા બાદ સૂર્યકાન્ત બોલ્યો: "મહાશય ! તમારી આજ્ઞાનું મેં પાલન કર્યું છે. હું આશા રાખું છું કે તમને હવે સંતોષ થયો હશે. "

" હા, તારા સિવાય એકલો હું લક્ષ્મીકાન્તને મળી શકું તેમ ન હતો. તેની મુલાકાતથી મારે જે જાણવાનું હતું તે હું જાણી શકયો છું. મારી ખાત્રી થઇ છે કે ચોરીમાં તેનો બીલકુલ હાથ નથી. "

" પણ મહાશય ! તે કદાચ ઢોંગ કરતો હશે તો ? "

" ના, તે ઢોંગ કરતો નથી. હું હિમ્મતપૂર્વક કહું છું કે તેની તિજોરીમાં થયેલી ચોરીના વિષયમાં તેને કશી પણ માહિતી નથી."

તે બન્ને જણા લક્ષ્મીકાન્તની પેઢી પાસેથી નિકળ્યા બાદ થોડે દૂર રાજમાર્ગપર એક બાજુએ ઊભા રહીને વાત કરતા હતા. વિદ્યાસાગર તે વખતે અવારનવાર આમ તેમ જોતો હતો. જાણે તે કોઇની રાહ જોતો હોય એમ લાગતું હતું. એકાએક તેના મુખમાંથી ઉદ્‌ગાર સરી પડયો. તેણે રસિકલાલને તેમના તરફ દોડતો આવતો જોયો હતો.

રસિકલાલ ઉતાવળમાં હોય એમ લાગતું હતું. તે સૂર્યકાન્તને મળેલી મુક્તિ માટે તેનું અભિનંદન કરવાની પણ દરકાર કર્યા વગર વિદ્યાસાગરને ઉદ્દેશીને બોલ્યો:—

" તેઓ ગયાં છે. "

" ઘણો વખત થયો ? "

" ના, હજી માત્ર આશરે પાએક કલાક થયો હશે. "

" ત્યારે આપણે વધુ સમય ગૂમાવવાનો નથી." એમ કહેતાં વિદ્યાસાગરે સૂર્યકાન્તના મકાનમાંથી નિકળતાં પહેલાં જે ચીઠી લખી હતી તે રસિકલાલને આપીને કહ્યું: " આ તેને આપજે અને તું તુરત પાછો તારી ઓફિસમાં જા, એટલે તારી ગેરહાજરી કોઇના લક્ષમાં આવે નહિ. "

રસિકલાલ જેવો આવ્યો હતો તેટલી જ ત્વરાથી ચાલ્યો ગયો. સૂર્યકાન્ત આમાંનું કશું પણ સમજી શકયો ન હતો. તે આશ્ચર્યપૂર્વક બોલ્યો:—

" તમારે રસિકલાલ સાથે ઓળખાણ છે, એ મારા જાણવામાં ન હતું. પણ આપણે કયાં જવાનું છે ? "

"એ હમણાં જ તારા જાણવામાં આવશે." એમ કહીને વિદ્યાસાગરે ત્વરાથી ચાલવા માંડયું. સૂર્યકાન્ત પણ તેની પાછળ ખેંચાયો.

તે બન્ને ચાલતાં ચાલતાં એક મોટી કાપડની દુકાન પાસે આવ્યા. વિદ્યાસાગર બોલ્યો: " આપણે આ દુકાનમાં જવું છે. "

તેઓ દુકાનની અંદર દાખલ થયા. આ દુકાન મોટી હતી. તેમાં દેશી તથા વિદેશી જાતજાતનું કાપડ હતું. પુષ્કળ લોકો દુકાનમાં આમતેમ ફરતા અને ખરીદી કરતા હતા. વિદ્યાસાગર સૂર્યકાન્તને લઇને ઉપલા માળપર ગયો. ત્યાં એક ચાળીશ વર્ષની સુંદર અને આકર્ષક પોશાકવાળી એક સ્ત્રી એક દ્વાર પાસે ઊભેલી તેના જોવામાં આવી. તેણે વિદ્યાસાગરને નમન કર્યું.

વિદ્યાસાગરે પ્રશ્નાત્મક દૃષ્ટિથી એ સ્ત્રીની સામે જોયું.

તેના પ્રત્યુત્તરમાં તે બોલી: " હા. "

" આ ખંડમાં ? " વિદ્યાસાગરે જે દ્વાર પાસે તે ઊભી હતી તેની સામે આંગળી કરીને કહ્યું.

" ના, પેલા ન્હાના ખંડમાં. " તે સ્ત્રીએ જવાબ આપ્યો.

વિદ્યાસાગરે એ ખંડનું દ્વાર ધીમેથી ખોલીને સૂર્યકાન્તને કહ્યું: " અંદર જા, પણ શાંત રહેજે. "

એ ખંડમાં સૂર્યકાન્તની દૃષ્ટિ જતાં જ તેના મુખમાંથી ઉદ્ગાર સરી પડયોઃ—

" મનોરમા ? "

લક્ષ્મીકાન્તની ભાણેજ આ ખંડની મધ્યમાં ઊભી હતી. તે હમેશના કરતાં વિશેષ સુંદર દેખાતી હતી. તે પોતાને માટે તૈયાર કરવામાં આવેલું પોલકું પોતાને બંધબેસતું થાય છે કે નહિ એ જોતી હતી. સૂર્યકાન્તને જોઇને તેને એટલું બધુ આશ્ચર્ય થયું કે તેને લગભગ મૂર્ચ્છા આવી ગઇ.

પરંતુ તેની એ નબળાઇ માત્ર એક પળજ રહી. પુનઃ તે સાવધ બની ગઇ અને તેનાં કોમળ નેત્રોમાં મગરૂરી અને તિરસ્કાર ઉભરાઇ ગયાં.

તે બોલીઃ " સૂર્યકાન્ત ! કેટલી ધૃષ્ટતા ! તમે મારા ઉપર જાસુસી કરી અહીં મારી પાછળ આવ્યા છો ? તમે સોગન ખાધા હતા કે તમે કદી પણ મને મળવાનો પ્રયત્ન કરશો નહિ. તમારા એ સોગન કયાં ગયા ? "

"મનોરમા ! મેં સોગન ખાધા હતા અને તેનો હું કદી પણ ભંગ કરત નહિ. હું મારી પોતાની ઇચ્છાથી અહીં આવ્યો નથી. અહીં આવવાનો મને વિચાર પણ ન હતો. પરંતુ તું મારા દુર્દૈવના પ્રસંગમાં મારો તિરસ્કાર કરીશ એવી તો મને કલ્પના પણ આવી ન હતી. "

મનોરમાના અંતરમાં થતી ગડભાંજ સૂર્યકાન્ત જોઈ શકતો હતો, છતાં પણ તે સ્થિર અવાજે બોલીઃ "સૂર્યકાન્ત ! તમને મારો પૂરતો પરિચય છે, એ ઉપરથી એટલું તો તમે સમજી શકશોજ કે એક બ્હેનને પોતાના વ્હાલા ભાઇ માટે જેટલું લાગતું હોય તેટલું મને તમારા માટે લાગે છે. "

"પણ એવો મેં શો ગુન્હો કર્યો છે કે તું ત્રણ વર્ષપર્યંત મને સુખના શિખરપર બેસાડી હવે મને હડસેલો દે છે?" પોતાનાથી આ દુઃખ સહન ન થતું હોય એવા ભાવપૂર્વક સૂર્યકાન્તે પ્રશ્ન કર્યો.

"મેં તમને કહ્યું છે કે ભૂતકાળને ભૂલી જાઓ." મનોરમા બડબડી.

"ભૂલી જાઉં!" સૂર્યકાન્ત બોલ્યોઃ "કેવી રીતે ભૂલી જાઉં? મારી નાડીઓમાં ઉછાળા મારતા રક્તને અટકાવવાની મારામાં શક્તિ છે ખરી?"

આજ ખંડમાં મનોરમાની દાસી હતી. તે આ કરૂણ રસપૂર્ણ દશ્ય જોઇને રડી પડી હતી. આ બે જણાંને અત્યારસુધી તેનો ખ્યાલ પણ રહ્યો ન હતો. તેઓ તેને ડુસકાં ભરતી જોઇને ચમક્યાં. સૂર્યકાન્તે તેની તરફ જોયું. એ સ્ત્રીએ એક નોકરના જેવો સાદો પોશાક ધારણ કર્યો હતો, તેના શરીરપર વિશેષ દાગીના ન હતા, તોપણ તે તેને ઓળખ્યા સિવાય રહ્યો નહિ. તે કાન્તાગૌરી હતી.

આ પરિસ્થિતિથી સૂર્યકાન્ત એટલો બધો ગભરાઇ ગયો હતો કે તે એક પણ શબ્દ બોલી શક્યો નહિ. તે બે સુંદરીઓની વચ્ચે ઊભો હતો. એકના ઉપર તેનો પ્રેમ હતો, જ્યારે બીજી તેને દેવ તુલ્ય પૂજતી હતી. કાન્તા કશું પણ નહિ બોલતાં અને પોતાને મનોરમા પાસે ઉઘાડો નહિ પાડતાં રડે છે એ જોઇને તેને આશ્ચર્ય થયું.

સૂર્યકાન્ત મૌન હતો તે દરમિયાન મનોરમા પૂર્વવત્ બની ગઈ અને જવાને માટે તૈયારી કરતી હતી. તે જવાને માટે તૈયાર થઈ એટલે બોલીઃ—

"તમે શા માટે આવ્યા? આપણે બન્ને દુઃખી છીએ, અને હું તો તમારા કરતાં પણ વિશેષ દુઃખી છું. આપણને બન્નેને હિમ્મતની જરૂર છે. સૂર્યકાન્ત? ભવિષ્યમાં કોઇ વખત મારૂં કાર્ય વાજબી હોવાની તમારી ખાત્રી કરી આપવાનો પ્રસંગ મને પ્રાપ્ત થશે. જય જય, મારા એકજ મિત્રા છેવટની સલામ!"

તે સૂર્યકાન્ત તરફ વળી, તેના કપાળ પર ચુંબન કરીને કાન્તાની સાથે બહાર ચાલી ગઇ.

સૂર્યકાન્ત જાણે સ્વપ્નમાંથી જાગૃત થયો હોય એવો ભાવ તેના વદનપર જણાતો હતો. તે આશ્ચર્યમાં નિમગ્ન બની ગયો હતો તેણે પોતાના મનને પ્રશ્ન કર્યો: "મારે માટે આટલો શ્રમ ઉઠાવનાર, આટલી કાળજી રાખનાર અને મને અનુકુળ થઇ પડે એવી ઘટના ગોઠવનાર આ અદ્‌ભુત શક્તિવાળો માણસ કોણ હશે?" તેનો આ પ્રશ્ન વિદ્યાસાગરના સંબંધમાં હતો. જ્યારે વિદ્યાસાગર તેની પાસે અંદર આવ્યો ત્યારે સૂર્યકાન્તે તેને સહુથી પહેલો એ પ્રશ્ન કર્યો કે:–

"તમે કોણ છો?"

"તારા પિતાનો મિત્ર." તેને પ્રત્યુત્તર મળ્યો.

સૂર્યકાન્તે કહ્યું: "હું મારા નામ ઉપર લાગેલા કલંકને દૂર કરવા ઇચ્છતો હતો તેનું કારણ માત્ર એકજ હતુ. કોઇ વાર મનોરમા પુનઃ મારી પાસે આવશે, મને પ્રાપ્ત થશે એવી મને આશા હતી. પણ આજની મુલાકાત પછી એ આશા રહી નથી. તો પછી હવે મારે મારા નામને કલંકવિરહિત બનાવીને શું કરવું છે ? નહિ, આ જીવન હવે નકામું છે!"

સૂર્યકાન્તનો આ નિશ્ચય સાંભળતાં વિદ્યાસાગરને ભીતિ લાગી. તે બોલ્યો:

"સૂર્યકાન્ત! હું તમારી વચ્ચેનું સંભાષણ સંભાળતો હતો તે માટે હું તારી ક્ષમા માગું છું. પણ મને આશા છે કે પરિણામે સહુ સારૂં થશે. તને કશી શંકા નથી આવતી? તું તેના શબ્દો નથી સમજી શકતો? સૂર્યકાન્ત ! હિમ્મત રાખ. હજી મનોરમાનો તારા ઉપરનો પ્રેમ નષ્ટ થયો નથી."

"જો હું એમ માની શકતો હોત !"

"મારા ઉપર વિશ્વાસ રાખ. હું ભૂલ કરતો નથી. તેના અંતરમાં તેના પ્રેમ તથા તે પોતાની જે ફરજ સમજે છે એ બેની વચ્ચે

યુદ્ધ મચી રહ્યું છે. એ યુદ્ધના પરિણામે તેના અંતરમાં થતું દુઃખ મારા જેટલું તું જાણી શકયો નથી."

આ શબ્દથી સૂર્યકાન્તનાં આશા અને વિશ્વાસ પુનઃજાગૃત થયાં.

વિદ્યાસાગર કહેવા લાગ્યોઃ "તું પ્રત્યક્ષ પૂરાવા સામે પણ શા માટે તારાં નેત્રો બંધ કરી દે છે? મનોરમા ચોરનું નામ જાણે છે એ તું સમજી શકતો નથી?"

"અશકય!"

"તદ્દન ખરૂં છે. પરંતુ કોઇ પણ માનવસત્તા તે નામ તેનું હૃદય ચીરીને બહાર કાઢી શકે તેમ નથી. તે અત્યારે તારો ભોગ આપે છે, પરંતુ તે પોતાનો ભોગ તો કયારનીયે આપી ચૂકી છે."

"અફ્સોસ !" સૂર્યકાન્ત વિદ્યાસાગરનો હસ્ત પોતાના બન્ને હસ્ત વડે પકડીને બોલ્યો; "તમે કદાચ મને મૂર્ખ સમજશો; પણ હું કેટલું સહન કરૂં છું તેનો તમને ખ્યાલ નથી."

"જેમ તેં સહન કર્યું છે, તે પ્રમાણે મેં પણ સહન કરેલું છે" વિદ્યાસાગર બોલ્યો. એ વખતે તેનાં નેત્રોપર અશ્રુબિન્દુ ચમકતાં હતાં.

સૂર્યકાન્ત થોડીક પળ મૌન રહ્યો. તે બોલ્યોઃ મહાશય! મેં નિશ્ચય કરી લીધો છે. મારી પ્રતિજ્ઞા મારા જીવન કરતાં પણ અધિક છે. તે પ્રતિજ્ઞાને નિષ્કલંકિત બનાવવાનું મારૂં પ્રથમ કર્તવ્ય છે. હું આપની આજ્ઞાનું પાલન કરવાને તૈયાર છું."

તેજ દિવસે સૂર્યકાન્તે પોતાનું ફરનિચર વેચી નાખ્યું અને તેણે પોતાના મિત્રોને લખી નાખ્યું કે તે થોડા દિવસમાં કેપટાઉન જવાને માટે સ્ટીમરમાં રવાના થનાર છે. પરંતુ તેજ રોજ ત્યાંથી તે અન્નપૂર્ણાબાઈના મકાનમાં રહેવાને માટે ગયો.

રાત્રે લગભગ અગીયાર વાગે તે બારી ખોલીને ખૂલ્લી હવાનું આસ્વાદન લેતો ઊભો હતો. તે વખતે એકાએક બહારથી આવેલા પવનના ઝપાટામાં એક કાગળ તેના ખંડમાં ઉડવા લાગ્યો. એ તરફ તેનું લક્ષ જતાં તેણે કાગળ ઉપાડીને જોયો તો કાન્તાના

હસ્તાક્ષર હતા. આ કાગળ ફાટી ગયેલો હતો અને તેમાં નીચે મુજબ અક્ષરો હતાઃ—

"મુકુન્દરાય તરફથી.....................

"..........સૂર્યકાન્તની વિરૂદ્ધ કારસ્થાન......

"......તેને ચેતવો, અને.........................

"તેમાં શ્રીમતી મનો.............................

તે રાત્રીએ સૂર્યકાન્તને બિલકુલ નિદ્રા આવી નહિ.

## પ્રકરણ ૧૮ મું.

### વિદ્યાસાગર બાતમી મેળવે છે.

વિદ્યાસાગર સૂર્યકાન્તથી છૂટો પડયો ત્યારે તેણે બીજે દિવસે સ્હાંજના પાંચવાગે તેને એક કોફીગૃહમાં બોલાવ્યો હતો. કારણ કે તે વખતે એ કોફીગૃહમાં ઓછા માણસો આવતા હતા. સૂર્યકાન્ત બરોબર તે જ સમયે ત્યાં પહોંચ્યો. વિદ્યાસાગર તેની રાહ જોતો બેઠો હતો. વિદ્યાસાગરે કોફી તથા બિસ્કિટ મંગાવ્યાં. નોકર કોફીના બે કપ તથા બિસ્કિટની બે રકાબી મૂકીને ગયો ત્યારબાદ વિદ્યાસાગર બોલ્યોઃ—

"સૂર્યકાન્ત ! મારી સૂચનાઓને બરોબર અમલમાં મૂકી છે ને ?"

"હાજી."

"તું ફરનિચરના દલાલને મળ્યો હતો ?"

"હાજી, મેં તમારી ચીઠી તેને આપી હતી. તેણે તમામ ફરનિચર વેચી નાખ્યું છે અને જરૂરની વસ્તુઓ યશવંતરોડ ઉપર અન્નપૂર્ણાબાઇના મકાનમાં મોકલી આપી છે."

"વારૂ, મારે તને કેટલાક સારા સમાચારો આપવાના છે. મેં મારા બાતમીદારોને આ સ્થળે બોલાવ્યા છે. તે આવે તે દરમિયાન આપણે મુકુન્દરાય તરફ થોડુંક લક્ષ આપીએ."

" મુકુન્દરાયનું શું છે ? "

" તે કયા ગામનો વતની છે એ તારા જાણવામાં છે ? " **વિદ્યાસાગરે** પ્રશ્ન કર્યો.

" હા, લક્ષ્મીકાન્ત શેઠની પત્નીનું પિયેર જે ગામમાં છે, તે ગામનો અર્થાત અંકલેશ્વરનો વતની છે. "

" તારી ચોક્કસ ખાત્રી છે ? "

"હા હા, મારી ચોક્કસ ખાત્રી છે. તેણે પોતે જ સેંકડો વાર મને એ કહ્યું હશે. "

" પણ મને એ જરીક વિચિત્ર લાગે છે ખરૂ. " **વિદ્યાસાગર** બોલ્યો.

" વિચિત્ર શા માટે ? " સૂર્યકાન્તે પૂછ્યું.

" અંકલેશ્વર સુંદર ગામ છે. પરંતુ તે તારા મિત્રનું જન્મસ્થાન હોય એ હું માની શકતો નથી. "

" પણ મારી પાસે તેના પૂરાવા છે. "

" એ પૂરાવા ખરા નથી. તું જ્યારે કારાગૃહમાં હતો ત્યારે મેં અંકલેશ્વર પત્ર લખ્યો હતો. તેનો પ્રત્યુત્તર મને મળ્યો છે જો સાંભળ. "

તેણે એક પત્ર કાઢીને વાંચવા માંડયોઃ—

" મુનશીનું કુટુંબ ઘણા જૂના વખતનું છે. તેઓ સુરતથી અહીં આવીને વસ્યા હતા. લગભગ સોએક વર્ષ આવ્યાને થયા હશે.

"મુનશી કુટુંબની અહીં જાગીર પણ છે. કુટુંબનો છેલ્લો પુરુષ માત્ર પોતાની પાછળ બે દીકરીઓ મૂકીને ગુજરી ગયો છે. તેને એક પણ પુત્ર ન હતો, અથવા તેના કુટુંબમાં બીજો કોઈ પણ પુરુષ હતો નહિ. "

સૂર્યકાન્ત આશ્ચર્યચકિત બન્યો. તે બોલ્યોઃ " પણ તો પછી લક્ષ્મીકાન્ત તેને પોતાના ભત્રિજા તરીકે શા માટે માને છે ? "

" એટલે કે તેની સ્ત્રીના ભત્રિજા તરીકે. પણ આપણે આ બીજો પત્ર વાંચીએ. "

વિદ્યાસાગરે બીજો પત્ર કાઢયો અને વાંચવા માંડયોઃ—

" વિશેષ તપાસ કરતાં માલુમ પડયું છે કે મુનશી કુટુંબનો છેલ્લો પુરુષ ગુજરી ગયો ત્યારે દેવાદાર સ્થિતિમાં હતો. તેણે જુગાર તથા રંડીબાજી અને બીજાં દુર્વ્યસનોમાં લખલૂટ ખર્ચ કર્યું હતું. પોતાની તમામ જાગીર મૂકી ખાધી હતી. તેને બે દીકરીઓ હતી. એક ન્હાનપણથી વિધવા થવાને લીધે વનિતાવિશ્રામમાં દાખલ થઇ છે. બીજી દીકરીને સુરતના એક ગૃહસ્થ સાથે પરણાવી છે. છેલ્લા પુરુષની વિધવા, પોતાની એક સગી ચંદનગરના એક શ્રીમંત ગૃહસ્થની પત્ની છે, તેની મદદ ઉપર પોતાનો નિર્વાહ ચલાવે છે. અત્યારે મુનશી કુટુંબમાં એક પણ પુરુષ હયાત નથી."

પત્ર પૂરો થયા પછી તે બોલ્યોઃ " આ પ્રમાણે જવાબ મળ્યો છે. પરંતુ આટલું બસ છે. કદાચ કોઇ એમ કહે કે મુનશી કુટુંબનો છેલ્લો પુરુષ મૃત્યુ પામ્યો તે વખતે તેની પત્ની સગર્ભા હોય અને પતિના મૃત્યુ પછી તેને પુત્રનો જન્મ થયો હોય. પરંતુ એ પણ બનવા જોગ નથી; કારણ કે તમારા મિત્ર મુકુન્દરાયને ચોવીશ વર્ષ થયાં છે, જ્યારે મુનશી કુટુંબના છેલ્લા પુરુષને મરી ગયાને વીશ વર્ષ થયાં છે."

"ત્યારે એ કોણ હશે ?" સૂર્યકાન્તે પૂછ્યું.

" એ હું જાણતો નથી, અને એ શોધી કાઢવાનું કાર્ય ઘણું મુસ્કેલ છે. એક મનુષ્ય આપણને કહી શકે તેમ છે, પરંતુ તે કહે નહિ."

" કોણ ? ઠાકોરલાલ ? "

" હા, ઠાકોરલાલને મુકુન્દરાયના જન્મની માહિતી હોવી જોઇએ."

"મને ઠાકોરલાલને જોતાં કોણ જાણે કુદરતી રીતે જ ભીતિ ઉત્પન્ન થાય છે. તે મને ગમતો નથી."

"તારા પિતાએ તેના સંબંધમાં મને કેટલીક હકીકત જણાવી છે; પરંતુ હજી વિશેષ માહિતી મળવાની મને આશા છે."

"મારા પિતાશ્રીએ શું કહ્યું હતું ?"

"જે કહ્યું હતું એ તેને માટે સારૂં તો ન હતું જ. મેં તેની નોંધ કરી લીધી છે. સાંભળ."

વિદ્યાસાગરે પોતાની નોટબુકમાં કરેલી નોંધ વાંચી:—

"ઠાકોરલાલનો જન્મ ભરૂચ પાસે નર્મદા કિનારા પર આવેલા કરણગઢ નામના ગામમાં થયો હતો. તેના મોટા ભાઈનું નામ વિપિનચંદ્ર હતું. વિપિનચંદ્રે એક વખત એક ઝઘડામાં એક માણસનું ખૂન કર્યું તથા બીજાને ગંભીર જખમ કર્યા હતા. એથી વિપિનચંદ્રને પરદેશ ખાતે ચાલ્યા જવું પડયું હતું. તે દેખાવડો, સરલ અંતઃકરણનો, પ્રતિભા-સંપન્ન અને એકનિષ્ટ હતો; જ્યારે ઠાકોરલાલમાં તેના કરતાં ઉલટા જ ગુણો છે.

"પોતાના પિતાના મૃત્યુ પછી ઠાકોરલાલ ચંદ્રનગરમાં આવ્યો, તેને તેના પિતાનો વારસો મળ્યો, એટલું જ નહિ પરંતુ બે વર્ષ પછી તેના ભાઈનો જે ભાગ હતો, તે પણ તેને મળ્યો.

"તેણે એ તમામ મિલકત થોડા સમયમાં જ નકામાં ખર્ચોમાં ઉડાવી દીધી. એટલે તેને નોકરી કરવાની જરૂર પડી. તે આપણા રાજ્યમાં સૈન્યમાં દાખલ થયો. નોકરીનો ત્યાગ કર્યા પછી તે અદશ્ય બની ગયો હતો; પરંતુ એટલું જાણવામાં આવ્યું હતું કે તે મુંબાઇ તથા પુનામાં રહેતો હતો.

"છેવટે તે ચંદ્રનગરમાં આવ્યો. એ વખતે તે દુઃખી હાલતમાં હતો અને તેને હલકા માણસોની સોબત હતી.

"તે જુગાર કે એવા પ્રકારના ધંધા કરીને પોતાનો નિર્વાહ ચલાવતો હતો. એવામાં તેનો ભાઈ આફ્રિકામાંથી પુષ્કળ સંપત્તિ મેળવીને પાછો દેશમાં આવ્યાનું તેના સાંભળવામાં આવ્યું. વિપિનચંદ્રની શરીરની સંપત્તિ સારી હતી અને તે કાંઈ વૃદ્ધ થઇ ગયો ન હતો; એટલે તેણે અનંતપુરમાં લોખંડની ચીજો બનાવવાનું કારખાનું ખોલ્યું હતું. ઠાકોરલાલ તેને મળ્યો અને તેની સાથે રહેવા લાગ્યો.

આજથી છ માસ પહેલાં વિપિનચંદ્ર ઠાકોરલાલની હાજરીમાં મૃત્યુ પામ્યો હતો. તેના મૃત્યુથી ઠાકોરલાલ પોતાના ભાઇની મોટી મિલકતનો માલિક થયો છે અને તેને તેમની જાગીરના સરદારપદની પણ પ્રાપ્તિ થઇ છે."

સૂર્યકાન્ત થોડો સમય વિચાર કરીને બોલ્યો:—

"આ ઉપરથી એટલું જણાય છે કે મેં ઠાકોરલાલને પહેલ-વહેલો લક્ષ્મીકાન્ત શેઠને ત્યાં જોયો તે વખતે એ ઘણી જ દુઃખી અવસ્થામાં હતો. ત્યારપછી થોડા સમયે મુકુન્દરાય આવી ચડ્યો અને પછી એક માસે મનોરમાએ એકાએક મને રજા આપી દીધી."

"હવે મને લાગે છે કે તું આ બધી હકીકતોનો મુદ્દો સમજી ગયો છે." વિદ્યાસાગરે કહ્યું.

તે જ વખતે એક નવીન ગ્રાહકે હોટેલમાં પ્રવેશ કરવાથી વિદ્યાસાગર બોલતો અટકી ગયો. આ નવીન ગ્રાહકે સારા કુટુંબના નોકર જેવો પોશાક ધારણ કર્યો હતો. તે આસપાસ દૃષ્ટિ કરીને વિદ્યાસાગરની પાસે આવ્યો.

"અહો કોણ! જીવાનસિંગ?" વિદ્યાસાગર બોલ્યો.

સૂર્યકાન્ત આ ચંચળ દેખાતા નોકર તરફ જોઈ રહ્યો. તેનો ચ્હેરો તેને પરિચિત લાગતો હતો. જીવાનસિંગ બાજુના હોટેલ-પાસે ખુરસીપર બેઠો હતો અને તેણે 'લેમન—આઇસ'ના ગ્લાસની હોટેલના છોકરા પાસે માગણી કરી હતી.

જીવાનસિંગ બોલ્યો: "સાહેબ? મારે કહેવું જોઇએ કે મારૂં કાર્ય સહેલું નથી. ગઇ કાલે મારો શેઠ બહાર ગયો હતો. હું પણ તેની પાછળ પાછળ ગયો. તે પેલી સુંદરીને મળવાને માટે યશવંતરોડ ઉપર નં ૪૫ર વાળા મકાનમાં ગયો હતો; પરંતુ ત્યાં તેને માલૂમ પડયું કે તે સુંદરી એ મકાનનો ત્યાગ કરીને ચાલી ગઇ છે, એટલે તે એકદમ ઘેર આવ્યો. તે વખતે મુકુન્દરાય તેની રાહ જોતો બેઠો હતો. મારા શેઠનું અસ્થિર વદન જોઇને મુકુન્દરાયે તેને પુછ્યું કે

'શી હકીકત છે?' ઠાકોરલાલે જવાબ આપ્યો કે 'પેલી આપણા હાથમાંથી છટકી ગઇ છે.' મુકુન્દે પૂછ્યું: 'તે કશું વિશેષ જાણે છે ખરી?' ઠાકોરલાલે જવાબ આપ્યો: 'તને જે કહ્યું હતું એટલું માત્ર તેના જાણવામાં છે; પરંતુ એટલું પણ કોઇને ખરા માર્ગપર ચઢવાને માટે પુરતું છે. મુકુંદનો ચ્હેરો ફીકો બની ગયો અને તેણે કહ્યું: 'જો સ્થિતિ એટલી ગંભીર હોય તો આપણે માટે તેના જેવા વર્ગની સ્ત્રીનો કાયદાની સહાયથી નિકાલ લાવવાનું કામ સહેલું છે?' પછી બન્ને ખડખડાટ હસી પડયા."

"તેમની કલ્પના તો બહુ સારી છે;" વિદ્યાસાગરે કહ્યું: "પરંતુ તેમણે અત્યારઅગાઉ જો વિચાર કર્યો હોત તો કદાચ તેમની કલ્પનાને પાર પાડી શકત. હવે તો બહુ મોડું થઇ ગયું છે."

સૂર્યકાન્ત કુતૂહલવૃત્તિપૂર્વક આ હકીકત સાંભળતો હતો. તેનુ લોહી ઉછાળા મારી રહ્યું હતું. તેને લાગ્યું કે કાન્તાના હસ્તાક્ષર વાળા કાગળના કકડાપરના અસંબંધ લખાણનો અર્થ હવે સમજાય છે ખરો.

જુવાનસિંગ કહેવા લાગ્યો: "કાલે સ્હાંજે મારો શેઠ સાત વાગે જમ્યા પછી લક્ષ્મીકાન્ત શેઠને ત્યાં ગયો હતો અને મોડી રાત્રી સુધી રોકાયો હતો."

"શું?" સૂર્યકાન્ત બોલ્યો: "તેણે જે દિવસે ચોરી થયેલી તે દિવસે લક્ષ્મીકાન્ત શેઠને ઉદ્દેશીને અપમાનભરી ભાષા વાપરેલી હોવા છતાં પણ તેણે તેને ત્યાં જવાની હિમ્મત કરી હતી?"

"જ્યારે તે એ મકાનમાંથી બહાર પડયો ત્યારે તેનો દેખાવ કેવો હતો?" વિદ્યાસાગરે પૂછ્યું.

"એ વખતે તો કશું મારા ખ્યાલમાં આવ્યું ન હતું; કેમકે અંધારૂં હોવાથી તેનો ચ્હેરો હું જોઇ શકતો ન હતો; પરંતુ તેને ગાડીમાં લઇને હું ઘેર આવ્યો ત્યારબાદ તે તેના ખંડમાં ગયો એટલે મેં તેની પાછળ જઇને પૂછ્યું: 'કેમ સાહેબ! કાંઇ જોઇએ છે?' તે

વખતે તેના ચ્હેરા તરફ જોતાં તથા તેના સ્વર ઉપરથી મને લાગ્યું કે તે નારાજ થયેલો હોવો જોઇએ."

જુવાનસિંગ એકાદ પળ થોભીને બોલ્યો: "આજે સ્હવારે મારો શેઠ ઉઠયો ત્યારથી ગુસ્સામાં હતો. બપોરે મુકુન્દરાય મળવાને આવ્યો અને તે બન્ને જણા બોલાચાલીપરથી મારામારી ઉપર આવી ગયા. મારા શેઠે મુકુન્દને ગળામાંથી પકડયો. એટલે મુકુન્દે છરી કાઢી. તેઓ મરાઠી ભાષામાં બોલતા હતા. એટલે તેઓ જે બોલતા હતા તે હું સમજી શકતો ન હતો. તેઓ શાંત થયા પછી પુનઃ માતૃભાષામાં બોલવા લાગ્યા. મુકુન્દરાય જવાને માટે તૈયાર થયો એટલે મારો શેઠ બોલ્યો: 'જ્યારે એ મુલાકાતને અટકાવી શકાય તેમ નથી અને તે આજે જ થવાની છે, તો પછી તું આજે સ્હાંજે તારા મકાન પર હાજર રહેજે ?' 'હું જરૂર હાજર રહીશ !' મુકુન્દે જવાબ આપ્યો."

સ્હાંજ પડી ગઇ હતી. કોફીગૃહમાં મનુષ્યસંખ્યા વધવા લાગી હતી.

"હવે તું જા." વિદ્યાસાગરે જુવાનસિંગને કહ્યું: "કદાચ તારા શેઠને તારી જરૂર પડશે. પેલો માણસ મારી સાથે વાત કરવા ઇચ્છે છે."

એ માણસ રસિકલાલ હતો. તેના ચ્હેરાપર ચિંતાનો વિકાર દૃષ્ટિગોચર થતો હતો અને તેનું શરીર ધ્રુજતું હતું. તે પ્રથમ થોડે દૂર જઇને એક ટેબલ પાસે બેઠો. ત્યાં બેસી કોફીનું પાન કર્યા પછી તે ઉઠયો અને પોતાના તરફ કોઇનું ખાસ લક્ષ નથી એવી ખાત્રી કર્યા પછી તે વિદ્યાસાગર પાસે આવ્યો તથા તેની પાસે પડેલી ખાલી ખુરસીપર બેસીને તેણે એક ન્હાનું પુસ્તક વિદ્યાસાગરના હાથમાં આપતાં કહ્યું:—

"આ પુસ્તક કબાટમાં કપડાંની પાછળથી તેને હાથ લાગ્યું હતું."

આ સુંદર પુંઠાંનું 'ભગવદ્ ગીતા'નું પુસ્તક હતું. તે પુસ્તકનાં પાનાં વિદ્યાસાગરે ફેરવી જોયાં તો તેને જણાયું કે જે પત્ર સૂચ-

કાન્તને મળ્યો હતો તેના પર ચોટાડવામાં આવેલા અક્ષરો તથા શબ્દો આ પુસ્તકમાંથી કાતરી કાઢવામાં આવ્યા હતા.

આ પુસ્તક જોતાં સૂર્યકાન્ત સ્તબ્ધ બની ગયો. તે બોલ્યોઃ " આ પુસ્તક તો મનોરમાનું છે. મેં તેની ઇચ્છાથી તેના જન્મ દિવસને રોજ તેને ભેટ આપ્યું છે. તેના મુખપૃષ્ટ ઉપર મેં તેનું નામ પણ લખેલું છે. "

તે સમયે એક મનુષ્યને કોટી–ગૃહના દ્વારપર જોવાથી વિદ્યાસાગર ઉઠયો અને તેને મળવાને માટે ગયો. તે માણસે તેને એક ચીઠી આપી. તે ચીઠી વાંચીને વિદ્યાસાગર ઉશ્કેરાયા જેવો લાગતો હતો તે બોલ્યોઃ " કદાચ હજી પણ આપણે તેમને પકડી શકીશું. "

તે સૂર્યકાન્તનો હાથ પકડીને તેને બહાર લઈ ગયો. બહાર નિકળ્યા પછી તેણે ઘડિયાળ સામે જોયું. તે બોલ્યોઃ " લોકલ અર્ધા કલાક પછી રવાના થશે. તેટલો વખત થોભવાનું સલાહભરેલું નથી."

" કયાં જવું છે ? "

" રતનપુર. "

તેઓ આગળ ચાલતાં એક મોટર તેમના જોવામાં આવી. તેના હાંકનારને વિદ્યાસાગરે પૂછયું: " અમારે રતનપુર જવું છે. શું લઈશ ? "

" પણ હું નવો માણસ છું. રતનપુરનો રસ્તો મારા જાણવામાં નથી. "

" હું બતાવીશ. " સૂર્યકાન્તે કહ્યું.

" હું દશ રૂપીઆ લઈશ. "

" જો તું અમને વીશ મીનિટની અંદર ત્યાં પહોંચાડીશ તો હું તને દશને બદલે પંદર રૂપીઆ આપીશ. " વિદ્યાસાગરે કહ્યું અને તે તથા સૂર્યકાન્ત મોટરમાં ચઢી બેઠા. મોટર ઝપાટાબંધ ચાલુ થઈ.

# પ્રકરણ ૧૯ મું.

## મુકુન્દના મકાનમાં જાસુસી.

મોટર ડ્રાઈવરે મોટરની ગતિને વેગવતી બનાવી દીધી હતી. મોટરને આટલી ઝડપથી જતી જોઇને રસ્તામાં એક-બે સ્થળે તેને પોલિસે ટોક્યો; પરંતુ ડ્રાઈવરે તેની દરકાર કરી નહિ. બરોબર અઢાર મીનિટે તેઓ ઇષ્ટ સ્થળે આવી પહોંચ્યા. તેઓ જે સ્થળે ઉતરવાના હતા તેજ સ્થળે એક બીજી ગાડીના દીવા દૃષ્ટિએ પડતા હતા. વિદ્યાસાગર તથા સૂર્યકાન્ત મોટરને સ્હેજ દૂર ઊભી રખાવીને ઉતરી પડયા.

અત્યારે આકાશ વાદળાંથી છવાયેલું હતું. ઝરમર વર્ષાદ પડતો હતો. તેઓ દોડતા મુકુન્દરાયના બંગલાના દરવાજા પાસે આવ્યા. આ દરવાજાની બહાર બીજી ગાડી ઊભી હતી.

વિદ્યાસાગરે ગાડીવાન પાસેથી તેની ગાડીમાં કોણ આવ્યું છે છે તે જાણવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તે માણુસ ગાડી ઉપર પાતાની બેઠકપર બેઠો બેઠો ઝોકાં ખાતો હતો. તેણે વિદ્યાસાગર તથા સૂર્યકાન્તને ગઠિયા ધાર્યા અને જવાબ આપવાને બદલે બીજા માણસોને બોલાવવાની ધમકી આપી.

બંગલાની ફરતો બગીચો હતો. તેમાં પ્રવેશદ્વારમાંથી દાખલ થવાની આ બે જણા હિમ્મત કરી શકયા નહિ. એટલે તેઓ બગીચાને ફરતી જે દિવાલ હતી, તે દિવાલની પાસે લપાતા લપાતા આગળ ચાલ્યા. દિવાલ દશ-બાર ફુટ ઉંચી હતી. કોઇ સ્થળે તેના ઉપર ચડવાનો લાગ મળે છે કે કેમ એ તેઓ જોતા હતા.

એક સ્થળે દિવાલનો ઉપરનો ભાગ થોડો પડી ગયો હતો અને તેના વાટા પણ ઉખડી ગયા હતા. ત્યાં વિદ્યાસાગરે ચડવાનો પ્રયત્ન કર્યો. તે શરીરે હષ્ટપુષ્ટ હોવા છતાં તેનામાં ચંચળતા હોવાથી તેને દિવાલપર ચડી જવામાં મુશ્કેલી નડી નહિ. તેણે કૂદકો

મારીને દિવાલના ઉપરના ભાગને પકડી લીધો તથા સૂર્યકાન્તને પણ ઉપર ચડવામાં મદદ કરી.

જે બંગલામાં મુકુન્દરાય રહેતો હતો તે બગીચાની મધ્ય ભાગમાં હતો. આ બંગલો ન્હાનો હતો. તેને બે માળ હતા અને બીજા માળપર દીવાનો પ્રકાશ દેખાતો હતો.

"આ બંગલો તેં જોયો છે?" વિદ્યાસાગરે પૂછયું: "કયા ખંડમાંથી પ્રકાશ આવે છે?"

"મુકુન્દરાયના શયનગૃહમાંથી."

"નીચે કયા કયા ખંડ છે?"

"રસોડું, દિવાનખાનું અને આનંદગૃહ."

"અને માળ ઉપર?"

"ઉપર એક પુસ્તકાલય, બે દિવાનખાનાં અને શયનગૃહ છે."

"નોકરો કયાં રહે છે?"

"માત્ર બે જ નોકરો છે. એક પુરુષ તથા તેની સ્ત્રી. સ્ત્રી રસોઇ કરે છે, પેલો પુરુષ પરચુરણ કામકાજ કરે છે તેઓ સ્હવારે અહીં આવે છે અને રાત્રે બધાં જમી રહ્યાં પછી પોતાને ઘેર ચાલ્યાં જાય છે."

વિદ્યાસાગર બોલ્યોઃ "ત્યારે તો મને લાગે છે કે મુકુન્દરાય તથા તેને ત્યાં આવનાર મનુષ્યની વચ્ચે ચાલતી વાતચીત આપણે સાંભળી શકીશું."

તેમણે બંગલાનું દ્વાર ખોલવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તે અંદરથી બંધ કરેલું હતું. પછી નીચલા માળની બારીઓ ખોલવાનો તેમણે પ્રયત્ન કર્યો; પરંતુ તેમાં પણ તેમને સફળતા મળી નહિ. વિદ્યાસાગર અફળ જતા શ્રમથી કંટાળી ગયો હતો. તેણે બંગલાની આસપાસ ફરીને ચોતરફ જોયું, પણ એકે સ્થળે અંદર જવાનો રસ્તો મળ્યો નાહ.

તે બોલ્યોઃ "માત્ર તેઓ શું કરે છે તે હું જોઇ શકું તો પણ બસ!"

સૂર્યકાન્તને વિદ્યાસાગરનું અત્યારનું વર્તન જોઇને આશ્ચર્ય થતું હતું. વિદ્યાસાગર આવાં કામ કરવાને ટેવાયલો હોય એમ લાગતું હતું અને આ બગીચો જાણે પોતાનો જ હોય એવી રીતે તે અંદર ફરતો હતો.

સૂર્યકાન્તના મનમાં એક વિચાર સ્ફુર્યો. તે બોલ્યોઃ "બગીચામાં પેલી બાજુએ એક નિઃસરણી રહે છે."

તેઓ એ તરફ ગયા અને નિઃસરણી શોધી લાવ્યા. તેમણે એ નિઃસરણી જે બારીમાંથી પ્રકાશ આવતો હતો તે બારી પાસે ઉભી કરી, પરંતુ તે બારીથી લગભગ છ ફુટ જેટલી ટુંકી પડી. વિદ્યાસાગર એમ હારી જાય તેમ ન હતો. તેણે નિઃસરણી ઉંચી કરીને તેના નીચલા બે પાયા પોતાના ખભા ઉપર રાખ્યા અને સૂર્યકાન્તને ઉપર ચડવાનું કહ્યું.

સૂર્યકાન્ત બારી પાસે પહોંચ્યો કે તુરત જ તેના મુખમાંથી એક બૂમ નિકળી પડી અને તે જમીનપર કૂદી પડયો. વિદ્યાસાગર નિઃસરણીને જમીનપર મૂકીને તેની પાસે ગયો અને બોલ્યોઃ "શું છે? આટલો બધો ગભરાઈ કેમ ગયો છે?"

પરંતુ સૂર્યકાન્ત આ વખતે ઉભો થઇ ગયો હતો. તેણે ઘોઘરા સ્વરે જવાબ આપ્યોઃ "ઉપલા માળ પર મુકુન્દની સાથે મનોરમા છે!"

"તારી ચોક્કસ ખાત્રી છે? તારી ભૂલ તો થતી નથી?" તેણે પૂછ્યું.

"ચોક્કસ ખાત્રી છે," સૂર્યકાન્તે કહ્યું: "પણ મનોરમા! પવિત્ર અને સદ્ગુણી મનોરમા મારા પ્રિય મિત્રની પ્રિયતમા! એ વિચાર જ મારા મનને દગ્ધ કરી મેલે છે. નહિ, આના કરતાં ભયંકર માનહાની મેં સહન કરી છે, તો આવા પ્રસંગથી મારે ગભરાવું જોઇએ નહિ."

તે એકદમ બંગલા તરફ દોડવા લાગ્યો, પરંતુ વિદ્યાસાગર તેને અટકાવીને બોલ્યોઃ "તું કયાં જાય છે? શું કરવા માગે છે?"

" મારૂં વેર લેવા માગું છું." સૂર્યકાન્તે જવાબ આપ્યોઃ " હું બારણું તોડી, બંગલામાં દાખલ થઇશ અને એ લોકોના આવા વર્તનનો જવાબ માગીશ."

" નહિ, સૂર્યકાન્ત ! હું તને એ પ્રમાણે નહિ કરવા દઉં." વિદ્યાસાગરે સત્તાત્મક સ્વરે કહ્યું: " જો તું અવાજ કરે તો મુકુન્દરાય ચેતી જશે અને તે પલાયન થઇ જશે. પછી તું તારા નામને લાગેલા કલંકને દૂર નહિ કરી શકે."

" એમ થાય તો પણ શું ?"

" તારે મન કાંઇ નહિ, પણ હું એમ નહિ થવા દઉં. મેં તારી નિર્દોષિતા પૂરવાર કરવાની પ્રતિજ્ઞા લીધી છે. તું તારૂં વેર લઇ શકીશ, પરંતુ જો એક મનુષ્યને કારાગૃહમાં મોકલી શકાય તેમ હોય તો તેનું ખૂન કરવાની ઇચ્છા કરવી તે ગાંડપણ છે."

" ત્યારે મારે શું કરવું ?"

" રાહ જોવી. વૈર અત્યંત મધુર ફળ છે. તે ફળને વધારે પરિપક્વ થવા દેવામાં આવે તો જ તેમાં ખરો સ્વાદ આવે છે. વળી," વિદ્યાસાગર કહેવા લાગ્યોઃ " મનોરમા પોતાની સ્વેચ્છાથી આ સ્થળે આવી છે એમ તું શા ઉપરથી માની લે છે ? આપણી ખાત્રી થઇ ચૂકી છે કે તે પોતાની ઇચ્છાનો–સ્વતંત્રતાનો–પોતાના દેહનો ભોગ આપી રહી છે."

સૂર્યકાન્ત એક પળ વિચાર કરીને બોલ્યોઃ—

" મહાશય ! તમે ઉપર ચડીને અંદરનું દૃશ્ય જૂઓ. તે દૃશ્ય ગમે તેવું દુઃખપ્રદ હોય તો પણ મને અક્ષરેઅક્ષર જણાવવાનું વચન આપો."

" મારૂં વચન છે કે હું તને રજેરજ હકીકત જણાવીશ."

સૂર્યકાન્તે નિઃસરણી ઉંચી કરીને પોતાના ખભાપર મૂકી, અને તે બોલ્યોઃ " હારે ઉપર ચડીને જૂઓ."

નિઃસરણીને સ્હેજ પણ આંચકો લગાવ્યા સિવાય વિદ્યાસાગર

ચપળતાથી તેનાપર ચઢી ગયો અને પેલી બારીમાંથી જોવા લાગ્યો. બારીનાં કાચનાં બારણાં બંધ હતાં. મનોરમા શયનગૃહના મધ્યભાગમાં ઊભી હતી. તે ધીમે ધીમે બોલતી હતી પણ તેના વદનપર કંટાળો અને તિરસ્કાર વ્યક્ત થતાં હતાં.

મુકુન્દરાય એક ખુરસીપર બેઠો હતો. તે કોઈ કોઇ વાર પોતાના ખભા હીલવતો હતો અને પાસે પડેલા ટેબલપરની વસ્તુઓ આમથી તેમ અને તેમથી આમ કરતો હતો. જાણે તે મનોરમા જે કહેતી હતી તે શાંતપણે સાંભળતો હોય એમ લાગતું હતું.

બહાર પવન પુષ્કળ ફૂંકાતો હોવાને લીધે આ બે જણા જે વાત કરતાં હતાં તે વિદ્યાસાગર સાંભળી શકતો ન હતો. તો પણ તે એટલું તો જોઇ શક્યો હતો કે આ બે જણાં વચ્ચે કશો કલહ ચાલી રહ્યો હતો. જો કે તે પ્રેમીઓનો કલહ તો નહોતો જ. તેનું લક્ષ મુકુન્દરાયના ચ્હેરા તરફ હતું. તેના મુખપર પ્રકાશ પડતો હોવાથી વિદ્યાસાગરને જોવાની અનુકુળતા મળી હતી. મુકુન્દરાયે બાહ્યતઃ બેદરકારીનો ભાવ ધારણ કર્યો હતો; છતાં પણ અવારનવાર તેનું શરીર કમ્પતું હતું અને ચ્હેરાપર ભીતિનો વિકાર દૃષ્ટિએ પડતો હતો.

મનોરમા હતાશ વદને બે હાથ જોડીને તેને પ્રાર્થના કરતી હોય–તેને સમજાવવાનો પ્રયત્ન કરતી હોય એમ લાગતું હતું. તેનું મસ્તક નીચું નમેલું હતું.

તે પોતાનું મ્હોં બીજી બાજુ તરફ ફેરવીને એકાદ–બે શબ્દના ટુંકા જવાબ આપતો હતો.

બે અથવા ત્રણ વખત મનોરમા નિરાશ બનીને બહાર જતી હોય એમ લાગતું હતું; પરંતુ તે પુનઃ આવતી અને એક વિશેષ પ્રયત્ન કરી જોવાની ઇચ્છા રાખતી હતી. છેવટે મુકુન્દરાય ઉઠ્યો અને તેણે કાગળોનું એક પાકીટ મનોરમાને આપ્યું.

" અહો !" વિદ્યાસાગરે વિચાર્યું: " હું ધારૂં છું કે તે ગુપ્ત પત્રો હોવા જોઇએ. "

પરંતુ આથી **મનોરમાને** સંતોષ થયેલો લાગ્યો નહિ. તે જાણે કોઇ બીજી વસ્તુની માગણી કરતી હોય એવી રીતે તેણે બોલવાનું ચાલુ રાખ્યું; અને મુકુન્દરાયે તેની માગણીનો ઇનકાર કરતાં આ કાગળો મનોરમાએ ટેબલપર ફેંક્યા.

પાકીટમાંથી કેટલાક કાગળો બહાર સરી પડયા. **વિદ્યાસાગરે** તે કાગળોનું બની શકયું તેટલું નિરીક્ષણ કર્યું. ધીરધાર કરનારા પોતાને ત્યાં દાગીના વગેરે ગીરવી મૂકનારાઓને તેમના માલની જે પહોંચ આપે છે, તેવા જુદા જુદા રંગના કાગળ હતા. **મનોરમાએ** એ કાગળો તપાસ્યા અને તેમાંથી ત્રણ કાગળો પસંદ કરીને ઉચકયા તથા તેની ઘડીવાળીને પોતાના ગજવામાં મૂકી દીધા. હવે તેણે જવાનો નિશ્ચય કર્યો મુકુન્દરાય પણ ઉઠયો અને તેણે એક દીવો લીધો."

**વિદ્યાસાગર** કશો પણ અવાજ ન થાય તેવી રીતે નીચે ઉતરી પડયો. તેણે તથા **સૂર્યકાંતે** નિઃસરણીને દૂર એક બાજુએ મૂકી દીધી અને તેઓ અંધકારમાં છૂપાઇ રહ્યા.

મુકુન્દરાય તથા **મનોરમા** બંગલાના પ્રવેશદ્વાર પાસે દષ્ટિએ પડયાં. મુકુન્દરાયે નમન કર્યું, પરંતુ **મનોરમા** તેની તરફ ધિક્કારની દષ્ટિથી જોઇ રહી હતી. જો કે આથી મુકુન્દરાયને કશું લાગ્યું હોય એમ જણાતું ન હતું. તે બોલ્યોઃ " જેવી તમારી મરજી !"

પછી **મનોરમા** બહાર નીકળી, ગાડીમાં બેઠી. ગાડી ઝપાટા બંધ ચાલી ગઈ.

**સૂર્યકાન્તે** કહ્યું: " તમે તમામ સત્ય હકીકત કહેવાનું મને વચન આપ્યું છે. "

**"મનોરમાનો મુકુન્દરાય સાથે અનિષ્ટ સંબંધ છે એવી શંકા તારા મનમાં ઉપસ્થિત થવા દેવા માટે પણ આજથી એક મહિના બાદ તને દિલગીરી થયા સિવાય રહેશે નહિ; પણ હવે આપણે અહીંથી જલ્દી ચાલ્યા જઇએ. આપણે આપણાં પગલાંને ભુંસી શકીએ**

તેમ નથી, પરંતુ આપણાં પગલાં અને નિઃસરણીના સ્થાનમાં થયેલા ફેરફારપરથી રાત્રે બગીચામાં ચાર આવ્યા હતા એવી કલ્પના કરવામાં આવશે."

તેઓ દિવાલ પર થઈને રાજમાર્ગપર આવ્યા. થોડાંક પગલાં ચાલ્યા હશે ત્યાં બગીચાનો દરવાજો બંધ થતો જોવામાં આવ્યો અને તેમાંથી એક વ્યક્તિ નિકળીને રેલ્વે સ્ટેશન તરફ જતી દૃષ્ટિએ પડી.

"એ મુકુન્દરાય જ છે. આ માણસ અત્યારે ઠાકોરલાલને ત્યાં અત્યારની ઘટના જણાવવા જાય છે. એ આપણે જુવાનસિંગ પાસેથી જાણી શકીશું. જો તેઓ મરાઠીમાં વાત ન કરતો—"

તે એકાદ પળ મૌન રહીને બોલ્યાઃ "પણ મુકુન્દરાય જેવો યુવાન મનુષ્ય આવા એકાંત બંગલામાં રહે છે તેનું કારણ શું?"

"તેનું કારણ એ છે કે અહીંથી પા કલાકના રસ્તાપર લક્ષ્મીકાન્ત શેઠનો બંગલો છે."

"તે ઉન્હાળામાં એ બંગલામાં રહેવા આવતા હશે; અને તેથી તેમની નજીકમાં બંગલો રાખ્યો હોય તો સારૂં એવા હેતુથી જ મુકુન્દરાય અહીં રહેતો હશે. વારૂ, ગામમાં તેનું મકાન છે કે નહિ?"

"હા છે. ગામમાં પણ લક્ષ્મીકાન્ત શેઠના મકાનની નજીકમાંજ તેનું મકાન છે. બહુ સખ્ત ઠંડી હોય છે ત્યારે તે એ મકાનમાં રહે છે. તે માત્ર થોડા દિવસ થયા જ આ મકાનમાં રહેવાને આવ્યો છે; હમણાંસુધી પોતાના ગામના મકાનમાં રહેતો હતો."

અત્યારે અહીંથી મોટર કે ગાડી મળવી મુશ્કેલ હતી, એટલે તેમણે લોકલ ટ્રેનમાં જવાનો વિચાર કર્યો; પરંતુ સ્ટેશનપર હમણાંજ મુકુન્દરાય ગયો હતો. તે જો આ બે જણાને અત્યારે સ્ટેશનપર આવેલા જૂએ તો તેને શંકા આવ્યા સિવાય રહે નહિ. વિદ્યાસાગરે પોતાની ઘડિઆળ સામે જોયું, તો લોકલ ટ્રેન દશ મીનિટમાં આવવાની હતી એમ તેને લાગ્યું. ત્યારપછી બીજી લોકલ એક કલાકે આવનાર હતી. તે દરમિયાન નજીકમાં એકાદી હોટેલ હોય તો ત્યાં જઈને વિશ્રાંતિ લેવાનો તેમણે વિચાર કર્યો.

તેઓ આગળ ચાલ્યા તો એક ન્હાની હોટેલ દૃષ્ટિએ પડી. તેઓ અંદર દાખલ થયા અને તેમણે સ્ટ્રોંગ ચહાના બે કપનો

ઓર્ડર આપ્યો. હોટેલમાં ચહા પિધા પછી બન્નેએ સીગારેટ સળગાવી. થોડી વારે પુનઃ બે કપ કોફીનો ઓર્ડર આપ્યો. એ પ્રમાણે કરીને અર્ધો પોણો કલાક ગાળી નાખ્યો. ત્યારબાદ તેઓ ત્યાંથી ઉઠીને સ્ટેશનપર આવ્યા. સ્ટેશનપર થોડી વાર રોકાયા એટલે લોકલ આવી. લોકલમાં તેઓ ચંદનગર આવ્યા. આ બધો વખત દરમિયાન વિદ્યાસાગર કશું પણ બોલતો ન હતો. તેને એમ લાગતું હતું કે આજ રાત્રીની ઘટનાથી તેની શંકાઓ નિર્મૂળ થશે, પરંતુ એ ઘટનાએ તો તેને ઉલટો વિશેષ મુંઝવણમાં મેલ્યો હતો. મુદ્દામાં ફેરફાર થયો ન હતો પણ સંયોગોમાં પરિવર્તન થયું હતું.

તેઓ અન્નપૂર્ણાબાઇના મકાનપર પહોંચ્યા તે વખતે ઘડિયાળમાં બરોબર બાર વાગ્યા. અન્નપૂર્ણાબાઇએ ગરમ–ગરમ ભોજન તૈયાર રાખ્યું હતું. બન્ને જણાએ વિશેષ રૂચી ન હોવા છતાં પણ થોડું થોડું ખાઇ લીધું.

પછી વિદ્યાસાગર જતી વખતે બોલ્યોઃ "આવતી કાલે આખો દિવસ આપણે મળીશું નહિ. રાત્રે આ વખતે હું અહીં આવીશ. કાલે યમુનાપ્રસાદને ત્યાં લગ્નપ્રસંગ હોઈ તેણે પોતાના સ્નેહી સંબંધીઓનું સ્નેહસંમેલન કરવાનો ઇરાદો રાખ્યો છે. હું ત્યાં જઈશ અને જે જાણવાની મારી ઇચ્છા છે તે હું ત્યાં જાણી શકીશ."

સૂર્યકાન્તને આશ્ચર્ય થયું. યમુનાપ્રસાદ જેવા અત્યંત શ્રીમંત મનુષ્યને ત્યાં વિદ્યાસાગરને આમંત્રણ! તેણે પૂછ્યુંઃ "તમને આમંત્રણ છે?"

"મને આમંત્રણ નથી અને થવાની આશા પણ નથી, પરંતુ મારા એક મિત્રને બદલે હું ત્યાં હાજરી આપવાનો છું. તેમાં પણ મારી તો ખાસ જરૂર પડવાની છે." તેણે સ્મિત કર્યું.

"મને પણ ત્યાં આમંત્રણ હોત તો કેવો આનંદ આવત?" સૂર્યકાન્ત મનોગત બોલ્યોઃ "મનોરમાની મોહક મૂર્તિનાં દર્શન થઇ શકત."



# પ્રકરણ ૨૦ મું.

## બહુરૂપીના વેશમાં.

યમુનાપ્રસાદ મોટો મીલમાલિક હતો. બે કાપડની મીલો અને એક કાચનું કારખાનું તેની સ્વતંત્ર માલિકીનાં હતાં; જ્યારે સાત આઠ જુદી જુદી મીલોમાં તે ડિરેક્ટર હતો. તદુપરાંત તેની મોટી કાપડની દુકાન હતી અને એક શરાફી પેઢી હતી. તેની ભારતવર્ષના ગણ્યાગાંઠ્યા કોટયાધીશોમાં ગણના થતી હતી. આટલું હોવા છતાં તે સ્વભાવે શાંત, સાદો, મીલનસાર અને દયાળુ હતો; જે ગુણો શ્રીમંતાઈની સાથે ભાગ્યેજ નિવાસ કરે છે. આજે તેની એકની એક દીકરીનું લગ્ન હતું. લગ્નનું મુહૂર્ત રહાંજના પાંચ વાગ્યાનું હતું. તે પ્રસંગે તેણે પોતાના સગાંસંબંધીઓ ઉપરાંત અન્ય પુષ્કળ સ્નેહીઓ તથા રાજ્યના અધિકારીવર્ગને આમંત્ર્યા હતા. તેમના આનંદને માટે હારમોનિયમ, પિયાનો, ગ્રામોફોન, વગેરે વાજીંત્રોની ગવૈયાઓની, જાદુના ખેલ કરવાની તથા એક બહુરૂપીની વ્યવસ્થા કરી હતી. તે ઉપરાંત ઉંચા પ્રકારની મીઠાઇ, ચીવડો, ચહા, દુધ, કોફી, કોકો, આઇસક્રીમ, સોડા, લેમન, વગેરેની પણ વિપુલતા હતી.

તેના ભવ્ય પ્રાસાદ સરખા બંગલામાં એક ન્હાનો મંડપ બાંધવામાં આવ્યો હતો ત્યાં લગ્નવિધિ થનાર હતો. જ્યારે એક મોટા વિશાળ મંડપમાં આમંત્રિત ગૃહસ્થો તથા સન્નારીઓને માટે ખુરસી, કોચ, ગાલીચા વગેરેની વ્યવસ્થા કરી હતી. યમુનાપ્રસાદને ત્યાં આ કામકાજને માટે અસંખ્ય માણસો હોવા છતાં આજ સ્હવારથી તેને એક ઘડીની પણ ફુરસદ મળી ન હતી; કારણ કે પોતાને ત્યાં આવનાર કોઈ પણ ગૃહસ્થ કે સન્નારીને કશી પણ વાતની તાણ ન પડે એવી તેની ઇચ્છા હતી અને તેથી તે જાતે ઝીણામાં ઝીણી વ્યવસ્થા પણ તપાસતો હતો.

ચાર વાગ્યાથી ગવૈયાઓ, જાદુનો ખેલ કરનાર તથા બહુરૂપી વગેરે આવી ગયા હતા. પોણાપાંચ વાગતાં મ્હેમાનો આવવા લાગ્યા. તેમનું યોગ્ય સન્માન થવા લાગ્યું. પેલો બહુરૂપી એક બાજુએ ઉભો ઉભો કોણ કોણ આવે છે તે જોતો હતો. થોડી વારે લક્ષ્મીકાન્ત, તેની પત્ની અને મનોરમાએ પ્રાસાદમાં પ્રવેશ કર્યો. લક્ષ્મીકાન્તે વિવાહ પ્રસંગને અનુસરતો સુંદર પોશાક ધારણ કર્યો હતો, પરંતુ તેના વદન ઉપર પ્રફુલ્લતા આવી ન હતી. તેની પત્ની અને મનોરમાનો પોશાક સર્વનું આકર્ષણ કરી રહ્યો હતો. લક્ષ્મીકાન્તની પત્નીની ઉંમર અડતાલીશ વર્ષની હતી; પરંતુ આ પોશાકમાં તે વયના પ્રમાણમાં ઘણી યુવાન દેખાતી હતી.

મનોરમા સર્વનાં નેત્રોને વેધી રહી હતી. તેઓ મંડપમાં આવ્યાં એટલે સરદાર ઠાકોરલાલ તેમની પાસે આવ્યો અને થોડી વાર તેમની સાથે મંદ સ્વરે વાત કરવા લાગ્યો. બહુરૂપીનું આ તરફ લક્ષ હતું. મનોરમાને આ મનુષ્ય સાથે સંભાષણ કરવામાં આનંદ થતો હોય એમ લાગતું ન હતું, પણ તેના ચ્હેરાપર ગુસ્સો તો જણાતો નહોતો જ.

થોડીવારે એક માણસ બહુરૂપી પાસે આવ્યો. તેણે તેને કેટલીક સૂચના કરી. બહુરૂપીએ તેને જવાબ આપ્યો તે દરમિયાન ઠાકોરલાલ અને મનોરમા તેની દૃષ્ટિમાંથી છટકયાં. બહુરૂપી તેમની શોધમાં ગયો તો બગીચામાં તેણે મનોરમાને લક્ષ્મીકાન્તની પત્ની વિમળાગૌરી તથા મુકુન્દરાયની પાસે ઊભેલી જોઈ.

અત્યારે મનોરમાના વદનપર દિલગીરી છવાયેલી દેખાતી હતી અને મુકુન્દરાય તથા વિમળાગૌરી કોઈ ગંભીર વિષયની ચર્ચા કરતાં હોય એમ લાગતું હતું. ઠાકોરલાલ એકલો એવા સ્થળે બેઠો હતો કે ત્યાંથી તેનું લક્ષ આ ત્રણ જણાં પર રહેતું હતું. જો કે મનોરમા તેને જોઈ શકે તેમ ન હતું.

“ અહો ? ” બહુરૂપી બોલ્યો: “ આ તો ગઇ કાલ રાત્રીના

દશ્યનું અનુસંધાન હોવું જોઇએ. આ બે જણાના પંજામાં આ બે સ્ત્રીઓ ફસેલી છે; પણ કેવી રીતે અને શા માટે ? "

પાંચેક મીનિટ બાદ મંડપમાં જાદુના ખેલ શરૂ થયા. એટલે બગીચામાં ફરનારાંઓ મંડપ તરફ જવા લાગ્યાં. બહુરૂપીને લાગ્યું કે હવે પોતાની યોજનાને અમલમાં મૂકવાનો સમય આવી લાગ્યો છે.

જાદુના થોડાઘણા ખેલ થયા પછી બહુરૂપી મ્હેમાનોની મધ્યમાં ઉપસ્થિત થયો. તેના હાથમાં એક ન્હાનો દંડ હતો. એ દંડને આમ તેમ હલાવતો તે બોલ્યોઃ–

" મહેરબાન બાનુઓ અને ગૃહસ્થો !......ધન્ય છે મને કે આજે આપસર્વની સમક્ષ મારૂં કૌશલ્ય બતાવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. "

એ પ્રમાણે કહીને તેણે જાતજાતનાં જનાવરોની બોલી કરવા માંડી તથા અંગ્રેજ, જાપાન, ચીનો, આરબ, પઠાણ, મારવાડી, કણબી, ટેલીગો બ્રાહ્મણ, વગેરેની ભાષા અને રીત રીવાજનું આબેહુબ અનુકરણ કરીને મ્હેમાનોને પુષ્કળ હસાવ્યાં. પછી તે પુનઃ બોલ્યોઃ–

" આજે આપ સહુની સમક્ષ એક અત્યંત મનોરમ્ય દશ્ય રજુ કરવાની મને આજ્ઞા કરવામાં આવી છે. એ નાટક પહેલવહેલું પેકિનમાં ભજવવામાં આવ્યું હતું. બાનુઓ અને ગૃહસ્થો આપ આપનાં સ્થાનપર બેસી જાઓ. પાત્રો તૈયારી કરી રહ્યાં છે. "

બહુરૂપીનો ઉદ્દેશ વિમળાગૌરીના લક્ષને પોતાના તરફ આકર્ષવાનો હતો. અત્યારે તે એક સ્થળે એકલી બેઠી હતી. મનોરમા અને મુકુન્દરાય તેનાથી દૂર હતાં. બહુરૂપીને તેના પ્રયત્નમાં યશ મળ્યો ખરો.

" બાનુઓ અને ગૃહસ્થો ! " તે પુનઃ બોલવા લાગ્યોઃ "આપણે અત્યારે ચીન દેશમાં વિહાર કરી રહ્યાં છીએ. પહેલું દશ્ય રજુ થાય છે. સુપ્રસિદ્ધ મેન્ડેરીન લીફો પોતાના કુટુંબની મધ્યમાં આપણી દષ્ટિએ પડે છે. તેની બાજુએ બેઠેલી સુંદર સ્ત્રી તેની પત્ની

છે તેના જેવી સદ્‌ગુણી સ્રી ચીનમાં બીજી એકે નથી. તેના પતિ અને બાળકો ઉપર તેનો અતોનાત પ્રેમ છે. તેના સદ્‌ગુણોને લીધે તે સર્વ વાતે સુખી છે; કારણ કે કોન્ફ્યુસીયસ કહે છે કે ' સદ્‌ગુણ દુર્ગુણ કરતાં વિશેષ આનંદપ્રદ છે.' "

વિમળાગૌરીએ આ વખતે નજીક આવીને બહુરૂપીની બાજુમાં બેઠક લીધી હતી.

બહુરૂપી પડઘમના અવાજનું અનુકરણ કર્યા પછી બોલ્યોઃ–

" પ્રવેશ બીજો ! જે વૃદ્ધ સ્રી કોચ પર બેઠેલી જોવામાં આવે છે તે પહેલા પ્રવેશની સુંદરી–લીકોની પત્ની છે. તે અત્યારે અગાઉના જેવી સુંદર, સચ્ચરિત્રવાન્ કે સુખી નથી. આ એક શોકપ્રદ બનાવ છે. એક દિવસે પેકિનના રાજમાર્ગ પર એક યુવાન લુટારો તેની દષ્ટિએ પડે છે અને તે લુટારાના પ્રેમમાં મુગ્ધ બને છે."

બહુરૂપી આ પ્રમાણે બોલતો હતો તે દરમિયાન વિમળાગૌરી તરફ ફરીને તેની સામે જોઈ રહ્યો હતો.

" બાનુઓ અને ગૃહસ્થો ! તમને મારા શબ્દોથી કદાચ આશ્ચર્ય થશે; " તેણે આગળ ચલાવ્યું: " પરંતુ મને કશું આશ્ચર્ય થતું નથી. મારા વિદ્યાગુરુએ મને શિક્ષણ આપ્યું છે કે મનુષ્ય વૃદ્ધ થાય છે પણ તેનું હૃદય કદી પણ વૃદ્ધ થતું નથી. ' આ સ્રી પચાસ વર્ષની છે, છતાં એક યુવાન ઉપર તેનો પ્રેમ છે. અહા આ દશ્ય કેવું શિક્ષણ આપે છે ? પણ નહિ, કોઈ કોઈ વાર તેને પોતાની ભૂલનો ખ્યાલ આવે છે, અને તેના અંતરની વેદના અસહ્ય થઈ પડે છે. તે સમજે છે કે પોતાની મનોવૃત્તિ અધમ માર્ગ તરફ દોરાઈ છે. તે સારી રીતે સમજે છે કે આ યુવાન મારી વૃદ્ધાવસ્થાને લીધે મારી કરચલી વળી ગયેલી ચામડી ઉપર, મારા ખરબચડા ગાલ ઉપર, મારાં નિસ્તેજ નેત્રો ઉપર પ્રેમ કરશે નહિ.' એટલે તે પોતાના સૌંદર્યને જાળવી રાખવાનો પ્રયત્ન કરે છે."

બહુરૂપીએ પોતાનાં નેત્રો લક્ષ્મીકાન્તની પત્ની ઉપર રાખ્યાં હતાં; પરંતુ તેના અત્યારસુધીના શબ્દોએ વિમળાગૌરી ઉપર કશી

પણુ અસર કરીહોય એમ લાગ્યું નહિ. તે મનમાં વિચારવા લાગ્યા કે પોતાની કલ્પના ખોટી તો નથી ને ? આ વખતે ઠાકોરલાલ પણુ શ્રોતાઓના સમુદાયમાં દાખલ થયો હતો.

" હવે ત્રીજો પ્રવેશ ! " બહુરૂપી બોલ્યો: " પેલી વૃદ્ધ સ્ત્રી મેન્ડેરીનની પત્ની પોતાના હૃદયની ચિંતાને દૂર કરવામાં સફલ થઇ છે. તેણે મનમાં નિશ્ચય કર્યો છે કે' આ યુવાનનો મારા ઉપર પ્રેમ નથી–પ્રેમ થઇ શકે એમ નથી. તો પછી મારે તેને તેનો સ્વાર્થ બતાવીને મારી તરફ આકર્ષવો.' આ વિચારથી તે આ યુવાનને પોતાની સાથે શહેરના મુખ્ય મુખ્ય મનુષ્યો પાસે લઇ જઇને તેમની સાથે તેનો પરિચય કરાવે છે. તદુપરાંત એ યુવાનને ધનસંપન્ન બનાવવાને તે પોતાનું જવાહિર તેને આપે છે. તે એ જવાહિર મારવાડીને ત્યાં લઇ જઇને ગીરવી મૂકે છે; પરંતુ મારવાડી પાસેથી મળેલી તેની પહોંચ આ વૃદ્ધા સુંદરીને આપવાની ના કહે છે."

હવે બહુરૂપીને સંતોષ થયો. કારણુ કે વિમળાગૌરીના વદન ઉપર ભીતિ અને અશાંતિનો વિકાર દૃષ્ટિએ પડતો હતો. એક વખત તેણે આ સ્થળેથી ઉઠીને બહાર જવાનો પ્રયત્ન કર્યો; પરંતુ જાણે તે પોતાની ખુરસીને ચોટી રહી હોય તેમ તેને લાગ્યું, એટલે તે બેસી રહી.

" બાનુઓ અને ગૃહસ્થો ! એક દિવસ એવો આવે છે કે તે દિવસે મેન્ડેરિનની પત્ની પેલા બદમાશ લૂટારાને કશું પણુ આપી શકતી નથી. એટલે પેલો લૂટારો મેન્ડેરિનનો અતિ મૂલ્યવાન્ મણિ ચોરવાનો વિચાર કરે છે. આ મણિ અત્યંત મૂલ્યવાન્ હોવા ઉપરાંત તે મેન્ડેરિનના કુટુંબમાં પરંપરાથી આવેલો હોઇ મેન્ડેરિનના મનમાં તેનું તેનું મહત્ત્વ વિશેષ છે. એથી તે એ મણિને પોતાના એક મજબૂત ખંડમાં કોઇથી પણુ ન તૂટે તેવી તિજોરીમાં રાખે છે, અને ત્રણુ સિપાઇઓ તેના ઉપર સતત પહેરો ભર્યા કરે છે. મેન્ડેરિનની પત્ની પેલા યુવાનની માગણીનો ઇન્કાર કરે છે;

કારણ કે એ મણિની ચોરીનો આરોપ સિપાઈઓ ઉપર આવશે અને તેમને મૃત્યુની સજા થઇ ગરદન મારવામાં આવશે એ વિચારથી તેનું અંતર દગ્ધ બની જાય છે; પરંતુ આ યુવાન લૂટારો કોઇ પણ રીતે મેન્ડેરિનની પત્નીને પોતાના મત સાથે સંમત બનાવે છે અને મહા મૂલ્યવાન્ મણિ અદશ્ય થઈ જાય છે.

"ચોથા પ્રવેશમાં ગુન્હેગારો દાદર ઉપરથી આ મણિવાળા મજબૂત ખંડમાં પ્રવેશ કરતાં દૃષ્ટિએ પડે છે. તેઓ—"

તે બોલતો અટકી ગયો. તેનાં શ્રોતાઓમાંથી ચાર-પાંચ જણાનું લક્ષ બેભાન બની ગયેલી વિમળાગૌરી તરફ આકર્ષાયું અને તેઓ તેની પાસે મદદને માટે ગયા.

બહુરૂપીને કોઇએ પોતાના હસ્તને સ્પર્શ કર્યો હોય એમ લાગ્યું. તેણે દૃષ્ટિ ફેરવી તો ઠાકોરલાલ તથા મુકુન્દરાય તેની દૃષ્ટિએ પડયા. એ બે જણાના ચ્હેરા ફીક્કા પડી ગયા હતા, પરંતુ તેમનાં નેત્રોમાંથી અગ્નિ વરસતો હતો.

"ગૃહસ્થો! આપની શી ઈચ્છા છે?" બહુરૂપી અત્યંત સભ્યતા અને વિનયપૂર્વક બોલ્યો.

"તમારી સાથે વાત કરવાની." તેમણે જવાબ આપ્યો.

## પ્રકરણ ૨૧ મું.

### બહુરૂપી ગુમ!

બહુરૂપી આ બે જણાની પાછળ પાછળ ગયો. તેઓ બગીચામાં દાખલ થયા. અત્યારે તેઓ તમામ મનુષ્યોની દૃષ્ટિથી અદશ્ય બની ગયા હતા. માત્ર થોડા સમય પહેલાં જેણે બહુરૂપીને અમુક સૂચના કરી હતી તેની દૃષ્ટિ આ લોકો પર હતી.

પહેલાં ઠાકોરલાલે મૌનનો ભંગ કર્યો: "તમે જે ચીનના નાટકનું દશ્ય તમારા શબ્દો દ્વારા રજુ કર્યું, તેનો અર્થ શો છે?"

"તેનો અર્થ શો હોય ? ચીનમાં એ નાટક ભજવાય છે, તેનું ભાષાંતર મેં મારા શ્રોતાઓ સન્મુખ રજુ કર્યું છે."

"માફ કરો. તમે બીજી બધી વાત જવા દઇને એટલું કબૂલ કરો કે તમે આ બધો આક્ષેપ લક્ષ્મીકાન્ત શેઠની પત્ની કમળાગૌરી ઉપર કરતા હતા."

આ લોકોને શો જવાબ આપવો તેનો ખુલાસો જાણે ઉંચે આકાશમાં ચમકતા તારા પાસેથી મેળવવા માગતો હોય તે પ્રમાણે બહુરૂપી ઉંચે જોવા લાગ્યો. જો કે તેનાં નેત્રોમાં અર્થપૂર્ણ તેજ ચમકતું હતું.

છેવટે તે બોલ્યોઃ "ગૃહસ્થો! વિમળાગૌરીને હું પિછાનતો પણ નથી, એટલે તમારો આક્ષેપ તદ્દન અસંભવિત છે. માત્ર મેં આ નાટકમાં જે મેન્ડેરિનની પત્નીની હકીકત જણાવી છે તે તમે વિમળાગૌરીને લાગુ પાડી દીધી હોય એમ લાગે છે."

"શું તમે એમ કહો છો કે તમને લક્ષ્મીકાન્ત શેઠના દુર્ભાગ્યની ખબર નથી?"

"દુર્ભાગ્ય!"

"અર્થાત્ તેની પેઢીમાંથી થયેલી ચોરીની."

"અહો! હવે સમજ્યો. તેમનો કેશિયર ૨,૫૦,૦૦૦ રૂપીઆ ચોરી ગયો છે તે. અરે એવું તો રોજ બન્યા કરતું હશે, તેને અને મારા નાટકને શો સંબંધ હોઇ શકે?"

ઠાકોરલાલ જવાબ આપવા જતો હતો પરંતુ તે અટકી ગયો. કેમકે મુકુન્દરાયે તેને પડખામાં ઠોંસો લગાવ્યો હતો. તે બહુરૂપી તરફ શંકાશીળ દૃષ્ટિથી જોવા લાગ્યો. પોતે ઉચ્ચારેલા થોડાક અર્થ-સૂચક શબ્દો માટે તેને અત્યંત પશ્ચાત્તાપ થવા લાગ્યો.

તે અભિમાનપૂર્ણ સ્વરે બોલ્યોઃ "વારુ, કદાચ મારી ભૂલ થતી હશે. તમે કરેલા ખુલાસા પછી હું મારી ભૂલ કબૂલ કરું છું."

"મેં તમને કશો પણ ખુલાસો કર્યો નથી." બહુરૂપી પણ તેના તરફ વેધક દૃષ્ટિએ જોતો બોલ્યો.

"શું !"

"વચ્ચે ન બોલો; પ્રથમ મને કહેવા દો. જે ગૃહસ્થ પ્રત્યે મને અત્યંત માન છે, તે ગૃહસ્થની પત્નીના હૃદયને મેં અજાણતાં કે કશા પણ ઇરાદા વગર દુભાવ્યું છે એમ લાગતું હોય તો તે બાબતનો જવાબ લેવાનો અધિકાર એ સ્ત્રીના પતિને છે. તમે કદાચ કહેશો કે લક્ષ્મીકાન્ત શેઠ વૃદ્ધ છે અને તે મારી સાથે તકરારમાં ઉતરવાને યોગ્ય નથી, તો તેમનો દીકરો પણ આ મેળાવડામાં હાજર છે, તે મને પૂછી શકે; પરંતુ વિમળાગૌરીની પ્રતિષ્ઠા પ્રત્યે લાગણી દર્શાવી તેના પક્ષ લેનાર તમે કોણ છો ? તમે તેના સગા છો ? મેં તો માત્ર શ્રોતાઓને આનંદ આપવાને ખાતર એક નાટક રજુ કર્યું હતું તેના અમુક પ્રસંગને વિમળાગૌરી ઉપર લાગુ પાડી તેનું અપમાન કરવાનો તમને શો અધિકાર છે ?"

બહુરૂપીના આ મક્કમ અને વજુદવાળા કથનનો કશો જવાબ આપી શકાય તેમ નહિ હોવાથી ઠાકોરલાલે બીજો માર્ગ લીધો.

"હું લક્ષ્મીકાન્ત શેઠનો મિત્ર છું." તે બોલ્યો: "અને તેથી તેની પ્રતિષ્ઠાનું રક્ષણ કરવું તે હું મારી ફરજ સમજું છું. વળી એક બીજું પણ કારણ છે થોડા સમયમાં જ મારો તેમની સાથે સંબંધ જોડાવાનો છે. એક અઠવાડિયાની અંદર જ તેમની ભાણેજ મનોરમા નું સગપણ મારી સાથે થવાનું છે."

આ વર્તમાનથી બહુરૂપીને આશ્ચર્ય થયું ખરૂં, પરંતુ પોતાના આશ્ચર્યને વ્યક્ત થવા નહિ દેતાં તે માર્મિક સ્વરે બોલ્યો: "સાહેબ ! તે માટે હું તમને અભિનંદન આપું છું. આજના મેળાવડામાં તેના જેવી સ્વરૂપવતી મેં બીજી એક પણ સ્ત્રી જોઈ નથી. તદુપરાંત તેનો પિતા પોતાની પુત્રીને માટે અઢી લાખ રૂપીઆ મૂકતો ગયો છે."

આ બે જણા વચ્ચે સંભાષણ ચાલતું હતું તે વખતે મુકુન્દ-

રાયના ચ્હેરા પર અધિરાઈ પ્રકટી રહી હતી. તે અહીંથી ચાલ્યો જવા માગતો હતો. પરંતુ તેની અધિરતાની દરકાર કર્યા સિવાય ઠાકોરલાલ બોલ્યો: "જે માણસ પોતાનું ખરૂં સ્વરૂપ છૂપાવીને બહુરૂપીના વેશમાં અમારી સમક્ષ રજુ થાય છે તેની સાથે ચર્ચા કરવી નિરર્થક છે."

"સાહેબ હું કોણ છું એ જો તમારે જાણવું હોય તો તમે આ પ્રસાદના માલિકને પૂછી શકો છો."

"તમે કોણ છો?" ઠાકોરલાલ ઉચ્ચ સ્વરે બોલ્યો: "તમે–"

પરંતુ મુકુન્દરાયની ઇશારતથી તે આગળ બોલતો અટકી ગયો. તેણે વાકય પૂરૂં નહિ કરવાથી બહુરૂપીએ કહ્યું:—

"સાહેબ! હું તમારા ભાઇ વિપિનચંદ્રનો મિત્ર છું. તે જીવતા હતા તે વખતે હું તેમનો સલાહકારક અને ખાસ વિશ્વાસુ હતો."

આ સરલ જણાતા શબ્દોએ ઠાકોરલાલની ઉપર વજ્ર સમો આઘાત કર્યો. તેનો ચ્હેરો એકદમ મ્લાન બની ગયો અને જાણે તે કોઇ પ્રેતને જોતો હોય એ પ્રમાણે ભયભીત બની ગયો. તેને બોલવાની ઇચ્છા હતી પરંતુ તેના શબ્દો ગળાની બહાર નિકળતા ન હતા.

"ચાલો હવે." મુકુન્દરાયે કહ્યું. તે પોતાની શાંતિ જાળવી શકયો હતો. ઠાકોરલાબ જાણે પુષ્કળ મદ્યપાન કરીને છાકટો બન્યો હોય એવી રીતે લથડતો તેની સાથે ઘસડાયો.

ઠાકોરલાલને બહુરૂપીના છેવટના શબ્દોથી જેટલો આઘાત થયો હતો તેટલું જ આશ્ચર્ય પોતાના શબ્દોની થયેલી અસર જોઇને બહુરૂપીને થયું હતું.

તે મનોગત બોલ્યો: "મારા શબ્દોથી ભૂતકાળની કઇ ભયંકર ઘટના આ નરાધમના અંતરમાં જાગૃત થઈ હશે!"

જે માણસનું આ ત્રણ જણા ઉપર લક્ષ હતું તે ઠાકોરલાલ તથા મુકુન્દરાય ગયા પછી બહુરૂપી પાસે આવીને બોલ્યો: "વિદ્યાસાગર! હવે તમને સંતોષ થયો?"

"હા અને ના. ના, કારણ કે અત્ર આવીને હું મારા ઉદ્દેશને પૂર્ણપણે સિદ્ધ કરી શક્યો નથી. હા એટલા માટે કે આ બે બંદમાશોના વર્તન ઉપરથી હવે તેમના સંબંધમાં હું શંકાશીળતામાં રહ્યો નથી પરંતુ મારી ચોક્કસ ખાત્રી થઇ ગઇ છે. જે ગુપ્ત ઘટનાની મને શંકા પણ ન હતી તે મારી પાસે અનાયાસે પ્રકટ થવા માટે હું પરમેશ્વરનો આભાર માનું છું."

તે વખતે મ્હેમાનો માંહેના ચાર–પાંચ જણા ત્યાં આવવાથી તેઓ વાત કરતા અટકી ગયા. પેલો મનુષ્ય ત્યાંથી ચાલ્યો ગયો.

હવે બહુરૂપી વિમળાગૌરીની શી સ્થિતિ છે તે જોવાને માટે ગયો. વિમળા અત્યારે સ્વસ્થ હતી અને તે મનોરમા સાથે સંભાષણ કરી રહી હતી. પછી બહુરૂપીએ ઠાકોરલાલ તથા મુકુન્દરાયને બીજા માણસોને પ્રશ્નો કરતા જોયા.

"અહો!" તેણે વિચાર્યું: "હું કોણ છું એ જાણવાનો તેઓ પ્રયત્ન કરતા લાગે છે."

પરંતુ એ બે જણાએ પોતાના પ્રયત્નનો ત્યાગ કરી દીધો. તેઓ વિમળાગૌરી અને મનોરમાને નમન કરીને આ પ્રાસાદમાંથી બહાર નિકળ્યા. બહુરૂપી પણ પોતાના વિચિત્ર પોશાકને ઢાંકવાને માટે એક પગના ઘુંટણ સુધીનો લાંબો ઓવરકોટ ધારણ કરીને પાછળ થોડી વારે બહાર પડ્યો.

રાજમાર્ગ પર આવ્યા બાદ તેણે ગજવામાંથી સીગારેટ કાઢીને સળગાવી અને ધૂમ્રપાન કરતો કરતો તે ચાલવા લાગ્યો. પચાશેક કદમ ચાલ્યો હશે ત્યાં એક માણસ દોડતો તેના તરફ આવ્યો અને પોતાનામાં જેટલું બળ હતું તેટલા બળપૂર્વક તેણે બહુરૂપી ઉપર છરાવડે હુમલો કર્યો. એક નિમિષમાત્રમાં બહુરૂપી પરિસ્થિતિને સમજી ગયો. તેણે સ્વરક્ષણનો પ્રયત્ન કર્યો, અને તે ફરી ગયો. એથી છરો છાતીમાં ખુંચવાને બદલે તેના હાથને સ્હેજ જખમ કરીને સરકી ગયો.

પોતાનો ઘા નિષ્ફળ ગયેલો જોઇને આ બદમાશ પુનઃ હુમલો કરવાને બદલે પલાયન થઇ ગયો અને અંધકારમાં વિલિન બની ગયો.

"મારી ખાત્રી છે કે તે મુકુન્દરાય હોવો જોઇએ." બહુરૂપી મનોગત બોલ્યોઃ "અને તો પછી ઠાકોરલાલ પણ આટલામાં જ હોવો જોઇએ."

આ જખમ જો કે ભયંકર ન હતો, છતાં પણ લોહી નીકળવાથી પિડા થતી હતી. બહુરૂપીએ રૂમાલ જોરથી જખમની આસપાસ વિંટાળીને બાંધી દીધો.

તેણે વિચાર્યું: "જ્યારે આ લોકો મારૂં ખૂન કરવાને માટે તત્પર થયા છે ત્યારે એટલું સિદ્ધ થાય છે કે આમાં કશો ગંભીર ભેદ હોવો જોઇએ અને તેમના એ ગંભીર રહસ્યનો સુગાવો મને લાગ્યો છે એવી તેમની માનિનતા હોવી જોઇએ."

જખમ ઉપર રૂમાલ બાંધવાથી લોહી નિકળતું બંધ થઇ ગયું અને વેદના પણ ઓછી થઇ; એટલે તે પોતાના ઉપર હલ્લો કરનાર જે બાજુએ ગયો હતો તે બાજુએ જવા લાગ્યો, પરંતુ તે રસ્તાની બાજુએ નહિ ચાલતાં મધ્યમાં ચાલતો હતો; કેમકે પુનઃ હુમલો થાય તો સાવચેત રહી શકાય. કોઇ તેની દૃષ્ટિએ પડતું ન હતું, પરંતુ તેની ખાત્રી હતી કે પોતાના ઉપર એ લોકોની નજર હોવી જોઇએ.

આશરે અર્ધોક માઇલ ચાલ્યા પછી જમણી બાજુએ વળવાનું આવ્યું. તે વખતે બે મનુષ્યોના ઓળા પણ તે રસ્તા તરફ વળેલા તેની દૃષ્ટિએ પડયા. તે એ રસ્તા પર ચાલતો હતો તે વખતે પણ તેના શત્રુઓ તેની પાછળને પાછળ હતા. વિદ્યાસાગર ઉર્ફે બહુરૂપીએ તમામ પરિસ્થિતિનો પોતાના મનમાં વિચાર કરી જોયો. તેને લાગ્યું કે હવે આ લોકો પોતાનું ખૂન કરવા ઇચ્છતા નથી, પણ પોતે કોણ છે તે જાણવાની તેમની ઇચ્છા હોવી જોઇએ. તેમને તેમના પ્રયત્નમાં યશ પ્રાપ્ત થયા બાદ તેઓ પોતાની પાછળ નહિ

આવતાં પલાયન થઇ જશે અને પછી કાયમને માટે કદાચ અદશ્ય બની જશે.

જો તેણે ધાર્યું હોત તો તે અત્યારે આ બન્નેને પકડાવી શકયો હોત; પરંતુ એમ કરવું તેને યોગ્ય લાગ્યું નહિ. તે મુકુન્દરાય ઉપર પોતાનું ખૂન કરવાનો આરોપ મૂકી શકત, પણ ઠાકોરલાલની વિરૂદ્ધ કશો પૂરાવો નહિ હોવાથી તે છટકી જાત; અને ઠાકોરલાલ છટકી જાય એ તેને કોઇ પણ રીતે ગમતું ન હતું. કેમકે તેજ તેને હવે મુખ્ય ગુન્હેગાર લાગતો હતો.

એટલાપૂરતો વિચાર કર્યા પછી તેને લાગ્યું કે જ્યાં સુધી બન્ને જણાની વિરૂદ્ધમાં પૂરતી સાબિતી ન મળે ત્યાં સુધી તેમના સંબંધમાં પોલિસની મદદ લેવી તે ઇષ્ટ નથી.

હવે માત્ર પોતાની પાછળ આવનારાઓને થાપ આપવાની હતી. તે ત્વરિત ગતિએ ચાલવા લાગ્યો. પેલા બન્ને જણા પણ તેટલી જ ઉતાવળથી ચાલતા હતા. એવામાં એક મકાન આવ્યું. તે મકાન પાસે ઊભેલા બે પોલિસના સિપાઇઓ સાથે વાતો કરવાને મિષે વિદ્યાસાગર ઊભો રહ્યો. જો કે તેમની સાથે તે બિનઅગત્યની વાતો કરતો હતો.

તેને પોલીસના સિપાઇઓ પાસે ઊભો રહેલો જોઇને મુકુન્દરાય તથા ઠાકોરલાલ ચમકયા અને તેઓ આશરે ચાલીશેક કદમ દૂર ઊભા રહ્યા. વિદ્યાસાગરે પોલિસની સાથે વાત કરતાં પેલા મકાનના દ્વારપર અવાજ કરવાથી દ્વાર ખૂલ્યું. તે પોલીસને સલામ કરીને એકદમ એ મકાનમાં દાખલ થઇ ગયો. પોલિસ ત્યાંથી ચાલ્યા ગયા.

પોલિસના સિપાઇઓ પસાર થઇ ગયા બાદ એક–બે મીનિટે મુકુન્દરાય તથા ઠાકોરલાલ એ મકાન પાસે આવ્યા. મકાનના રક્ષકે દ્વાર બંધ કરી દીધું. હતું આ લોકોએ દ્વારપર અવાજ કર્યો. રક્ષકે દ્વાર ખોલ્યું.

મુકુન્દરાયે પૂછ્યું: " હમણાં જે માણસ લાંબો ઓવરકોટ પહેરીને આ મકાનમાં દાખલ થયો તેને તમે ઓળખો છો ? "

રક્ષકે કહ્યું કે " હું તેને ઓળખતો નથી. "

" તે ક્યાં ગયો ! "

" કહી શકાય નહિ. કદાચ કોઈની પાસે ઉપર મળવાને ગયો હોય, અથવા તો આ મકાનનું દ્વાર બીજી બાજુએ પણ છે, ત્યાંથી બહાર નિકળીને ચાલ્યો ગયો હોય."

" થયું ! " મુકુન્દરાય બોલ્યોઃ " હવે તેનો પત્તો આપણે મેળવી શકીએ તેમ નથી. "

## પ્રકરણ ૨૨ મું.

### સૂર્યકાન્તનો પત્ર.

મોડી રાત્રે વિદ્યાસાગર અન્નપૂર્ણાબાઈના મકાનપર પહોંચ્યો. સૂર્યકાન્ત અધિરતાપૂર્વક તેની રાહ જોતો જાગતો બેસી રહ્યો હતો. પ્રથમ તો વિદ્યાસાગરે પોતાને થયેલા જખમને પાણી વડે ધોઇને તેનાપર મલમ લગાવ્યું. ઘા ઠરવાથી પિડા વિશેષ થતી હતી.

તેણે એ જખમ સૂર્યકાન્તને બતાવતાં કહ્યુંઃ " જો, આ તારા મિત્ર મુકુન્દરાયનું સ્મરણચિહ્ન ? "

પછી તે જખમ પર મલમ લગાવી, સીગારેટ સળગાવીને બોલ્યોઃ " આપણા શત્રુઓ ચેતી ગયા છે. આપણે ઢીલ કરીશું તો તેઓ છટકી જશે; માટે વિદ્યુતવેગે તેમનાપર હલ્લો કરવો જોઇએ. મેં એક બાબતમાં ભૂલ કરી હતી. હું ખોટા માર્ગપર હતો. મેં મુકુન્દરાય તથા વિમળાગૌરી વચ્ચે અનિષ્ટ સંબંધ હોવાનું શોધી કાઢયું હતું તે દિવસે મને એમ લાગ્યું હતું કે આ કેસનું મુખ્ય સુત્ર મારા હાથમાં આવી ગયું છે અને તે મને સત્યના માર્ગ ઉપર લઇ જશે. "

" ત્યારે શું તે નિર્દોષ છે ? "

" ના, નિર્દોષ તો નથી જ; પરંતુ આપણે માનીએ છીએ તે

રીતે તે દોષિત નથી. હું એમ માનતો હતો કે તે આ દેખાવડા યુવાનમાં મુગ્ધ બની ગઈ છે અને તે નિઃસંકોચપણે પોતાના પતિના ગૃહમાં આવજા કરી શકે એ માટે તેણે તેને પોતાના પતિ પાસે પોતાના ભત્રિજા તરીકે જાહેર કર્યો છે. તેણે પ્રારંભમાં તો પોતાની પાસે જે પૈસા હતા તે તેને આપી દીધા. તે પૈસેટકે ખાલી થઇ ગઇ, એટલે તેણે પોતાનું જવાહિર તેને આપ્યું. જ્યારે કશું પણ આપવાનું બાકી ન રહ્યું ત્યારે તેણે તેને પોતાના પતિની તિજોરી ખોલવાની અનુકુળતા કરી આપી. આવા પ્રકારની મારી માનિનતા હતી.

" મારી એ માનિનતાથી સર્વ વસ્તુસ્થિતિ સ્પષ્ટ થતી નથી અને ત્યાં જ મારી ભૂલ થાય છે. જો મારી વિચારસરણી સાચી હોય તો તેમાં ઠાકોરલાલનો હાથ હોવાનું કશું કારણ લાગતું નથી; પરંતુ ઠાકોરલાલ આ કેસની અંદર ભળેલો છે એ ચોક્કસ છે; અને તેનો ખુલાસો શો છે ? "

" તે માત્ર મુકુન્દરાયનો મદદગાર હોવો જોઇએ. "

" એ જ ભૂલ છે. હું પણ માનતો હતો. કે મુખ્ય ગુન્હેગાર મુકુન્દરાય છે, પરંતુ તે નથી. ગઇ કાલે એ બે જણા વચ્ચે થયેલી તકરારમાં ઠાકોરલાલે મુકુન્દરાયને કહ્યું હતું કે ' જો તું મારી સામો થશે તો હું કાચના કકડાની માફક તારા ટુકડેટુકડા કરી નાખીશ. મારી ખાત્રી થઈ છે કે મુકુન્દરાય આગેવાન નથી પણ ઠાકોરલાલનો નાબેદાર ગુલામ છે. મનોરમા પણ મુકુન્દરાયના નહિ પણ ઠાકોરલાલના કબજામાં છે. "

સૂર્યકાન્તે વિદ્યાસાગરના આ કથન સામે દલીલ કરવા માંડી. વિદ્યાસાગર વિનાવિલંબે તેના મનની ખાત્રી કરાવી શકયો હોત. ઠાકોરલાલે આજે રાત્રે તેને મનોરમાનું પોતાની સાથે સગપણ થવાનું છે એમ કહ્યું હતું. એ હકીકત જો તે સૂર્યકાન્તને જણાવે તો સૂર્યકાન્તની ખાત્રી થયા સિવાય રહે નહિ. પરંતુ એ હકીકત તેને જણાવી તેના મનને દુઃખી બનાવવાની તેની ઇચ્છા ન

હતી. આ સગપણ થતું પોતે બરોબર વખતસર અટકાવી શકશે એવી તેની ખાત્રી હતી.

વિદ્યાસાગર બોલ્યો: "મારી ખાત્રી થઇ છે કે વિમળાગૌરી ઠાકોરલાલના કબજામાં છે. ઠાકોરલાલની તેના ઉપરની સત્તામાં શો ભેદ સમાયેલો છે તે જ જોવાનું છે. વિમળાગૌરીનું જીવન નિષ્કલંક છે. તે તથા ઠાકોરલાલ બાલ્યાવસ્થામાં એક બીજાને મળ્યાં હતાં. ત્યારપછી ઘણાં વર્ષે અહીંઆ આશરે પંદર માસ પહેલાં તેઓ પુનઃ મળે છે. એટલે જો ઠાકોરલાલની સત્તાના રહસ્યને જાણવું હોય તો આપણે તેમના ભૂતકાળની માહિતી મેળવવી જોઇએ."

"આપણે ભૂતકાળના સંબંધમાં કશું પણ જાણતા નથી." સૂર્યકાન્ત બોલ્યો.

પરંતુ આપણે ઠાકોરલાલના ભૂતકાલિન જીવનની તપાસ કરશું તો બધી હકીકત જાણી શકીશું. આજે રાત્રે તેની પાસે તેના ભાઇ વિપિનચંદ્રના નામનો મેં ઉચ્ચાર કર્યો તે વખતે તે એકદમ ફીકો પડી ગયો હતો અને તેનાં નેત્રો ભયપૂર્ણ બની ગયાં હતાં. મને વિપિનચંદ્રના મૃત્યુમાં કશું ઊંડું રહસ્ય સમાયેલું માલૂમ પડે છે."

"તમને ખૂન થયું હોય એવી શંકા આવે છે?"

"હા, જે લોકો મારૂં ખૂન કરવાના ઠરાવ ઉપર આવ્યા હતા, તે બીજાનું પણ ખૂન કરે એમ હું બેશક માની શકું છું. હવે તો તિજોરીમાંથી કરવામાં આવેલી ચોરીનો ભેદ ખોલવાનું કામ એક સામાન્ય રમત જેવું થઇ પડયું છે. તેનો સહેલાઇથી ખુલાસો થઇ શકે તેમ છે. કોણે ચાવી મેળવી હશે તથા કોણે તિજોરીને ખોલવાનો શબ્દ મેળવ્યો હશે તે હું જાણી ગયો છું."

સૂર્યકાન્ત એકદમ ઊભો થઈ ગયો. તેનાં નેત્રો આશાથી ચમકતાં હતાં. તે બોલ્યો: "તે ચાવી લક્ષ્મીકાન્ત શેઠની હોવી જોઇએ."

"હા, પણ તિજોરી ખોલવાનો શબ્દ જણાવનાર તું છે. હું માનું છું કે એ વાત તું ભૂલી ગયો છે. પણ સદ્‌ભાગ્યે તારી પ્રિયત-

આને તેનું સ્મરણ છે. જે દિવસે આ ચોરીની વાર્તા પ્રકટ થઈ તેના બે દિવસ પહેલાં તેં તારે ત્યાં મુકુન્દરાય તથા બીજા બે મિત્રોને જમવાને માટે બોલાવેલા એ તને યાદ છે ખરૂં? ભોજન થઈ રહ્યા પછી તમે દિવાનખાનામાં મુખવાસ લેતા હતા, તે વખતે તારી તારી પ્રિયતમાની વચ્ચે અમુક કારણથી બોલાચાલી થઇ હતી."

"હા–હા, એ મને યાદ છે."

"એ વખતે તેં તેને શું કહ્યું હતું એ તારા જાણવામાં છે?"

"ના."

"વારૂ, ત્યારે હું તને કહીશ. તેં તારી માશુકને એવો જવાબ આપ્યો હતો કે 'હું તારી દરકાર નથી કરતો અથવા તારા ઉપર મારો ભાવ નથી એમ માનવામાં તું ભૂલ કરે છે; કારણ કે તારૂં નામ તો મારા શેઠની તિજોરી ઉપર કાયમ મારાં નેત્રો સમક્ષ હું રાખું છું.' આ પ્રમાણે તું બોલ્યો હતો?"

સૂર્યકાન્ત અત્યંત આવેશમાં આવી ગયો.

"હા,–હા,–હા,–હા, હવે મને બધું યાદ આવે છે!" તે બોલ્યો.

"ત્યારે હવે બીજું બધું તો તું સમજી શકે છે. મુકુન્દરાય અને ઠાકોરલાલ એ બેમાંથી એકે વિમળગૌરીને પોતાના પતિના ટેબલના ખાનામાંથી ચાવી લેવાની ફરજ પાડી હોય એ સંભવિત છે અને એ કાર્ય કાંઈ મુશ્કેલ પણ નથી. જો કે તેણે એકદમ એ વાત કબૂલ કરી નહિ હોય, પરંતુ તેને સખ્ત ધમકી આપવામાં આવી હશે અને તેને તાબે થવું પડયું હશે. જે રાત્રે ચોરી થઈ તેના બીજા દિવસે તેની મનોવ્યથા અસહ્ય થઇ પડી હતી. તેણે જ તને ૫૦૦૦ રૂપીઆ મોકલ્યા હતા."

"પણ ત્યારે ચોર કોણ? મુકુન્દરાય કે ઠાકોરલાલ? તેઓ વિમળાગૌરીને શા કારણથી પોતાના કાબુમાં રાખી શકયા હશે? અને મનોરમા આ ઘટનામાં શી રીતે અને શા માટે ભળી હશે?"

" સૂર્યકાન્ત ! હજી એ પ્રશ્નોનો જવાબ હું આપી શકું તેમ નથી, અને તેટલા માટે જ હું તેમને અત્યારે પરહેજ કરાવવા ઇચ્છતો નથી. મને માત્ર દસ દિવસની મુદત મળે તો બસ છે. જો એટલા દિવસમાં હું તારા પ્રશ્નોનો જવાબ નહિ શોધી શકું તો પછી આપણે જેટલું જાણીએ છીએ તેટલું હું ન્યાયાધીશ પન્નાલાલને જણાવીશ. હું આજે રાત્રે નિદ્રા લેવા ઇચ્છતો નથી. પરોઢની ટ્રેનમાં હું ભરૂચ જવા ધારૂં છું. તેની આસપાસના પ્રદેશમાંથી ઠાકોરલાલ અને વિમળાગૌરી આવેલાં છે."

" હા, તેમનું વતન ત્યાં છે એ હું જાણું છું."

" મારી ગેરહાજરી દરમિયાન મુકુન્દરાય કે ઠાકોરલાલ છટકી શકે તેમ નથી. પોલિસ તેમને પોતાની નજર તળે રાખશે, પણ સૂર્યકાન્ત ! તું એક પ્રતિજ્ઞા લે. હું અહીં પુનઃ ન આવું ત્યાંસુધી તારે આ મકાનની અંદર કેદ તરીકે રહેવું, બહાર નિકળવું નહિ."

સૂર્યકાન્તે તે પ્રતિજ્ઞા લીધી અને કહ્યું: " પણ તમે મને આટલી બધી સહાય શા માટે કરો છો તે કૃપા કરીને જણાવો."

" આજે નહિ, પરંતુ જે દિવસે તારૂં લગ્ન મનોરમા સાથે થશે તે દિવસે તારી અને કાન્તાગૌરી, બે જણાંની સમક્ષ એનું કારણ હું જણાવીશ."

વિદ્યાસાગર ચાલ્યો ગયો. સૂર્યકાન્ત બિછાનામાં પડયો, પરંતુ તેને નિદ્રા આવી નહિ. તેને પોતાના આ અદ્દભુત સંરક્ષકના બુદ્ધિ-કૌશલ્ય અને સહાસિકતાનો વિચાર આવતો હતો. તેના મનની એટલી તો ખાત્રી થઇ હતી કે જો આ મનુષ્યની સહાય ન હોત તો તે પોતે એકલો કશું કરી શકયો હોત નહિ.

તેણે પોતાની પ્રતિજ્ઞાનું યથાર્થ પાલન કર્યું હતું. તે આ મકાનની બારીમાંથી બહાર ડોકીયું પણ કરતો નહતો. તે દરમિયાન બે વખત તેને વિદ્યાસાગરના સમાચાર મળ્યા હતા. પ્રથમ તો વિદ્યાસાગરનો પત્ર તેને મળ્યો હતો. તેમાં વિદ્યાસાગરે જણાવ્યું હતું કે

"હું તમારા પિતાને મળ્યો છું અને તેમણે મને મારા કાર્યમાં સારી મદદ કરી છે."

બીજી વખત ઠાકોરલાલનો ગાડીવાન જીવાનસિંગ તેની પાસે આવ્યો હતો અને તેણે જણાવ્યું હતું કે "વિદ્યાસાગરનો પત્ર છે. તેઓ લખે છે કે કશી ચિંતા કરવી નહિ. બધું બરાબર ચાલે છે. સફળતા મળવામાં હવે વિશેષ વિલંબ લાગશે નહિ."

વિદ્યાસાગરના જવાબ બાદ નવમે દિવસે અન્નપૂર્ણાબાઇના કહેવા છતાં પણ સૂર્યકાન્તે સંધ્યાકાળ પછી બહાર ફરવા જવાનો વિચાર કર્યો. રસ્તામાં એક ફેરીઓ મળ્યો. તેની પાસે રહાંજનું એક વર્ત્તમાનપત્ર હતું. સૂર્યકાન્તે ઘણા દિવસથી એક પણ વર્ત્તમાન પત્ર વાંચ્યું નહતું. તેણે આ વર્ત્તમાન પત્ર ખરીદ્યું. ત્યારબાદ તે એક હોટેલમાં ગયો. ત્યાં સોડા–આઇસનું પાન કરતાં તે આ વર્ત્તમાન પત્રમાં નજર ફેરવવા લાગ્યો; તો એક આશ્ચર્યકારક ઘટના તેની દૃષ્ટિએ પડી. આ વર્ત્તમાનપત્રમાં લક્ષ્મીકાન્ત શેઠની ભાણેજ મનોરમાનું સગપણ કરણગઢના સરદાર ઠાકોરલાલ સાથે થયાની હકીકત પ્રકટ થઇ હતી તથા તેમનું લગ્ન થોડા દિવસમાં થનાર છે, એમ પણ જણાવવામાં આવ્યું હતું.

આ હકીકત વાંચતાં તેની આંખે અંધારાં આવી ગયાં. ક્રોધ અને શોક બન્નેએ એકી સાથે તેના ઉપર આક્રમણ કર્યું. તેને વિચાર આવ્યો કે વિદ્યાસાગર અહીં નથી. તેને આ બાબતની માહિતી નથી. માટે મારે જ આ લગ્નમાં કોઈ પણ રીતે વિઘ્ન નાંખવું જોઇએ. એ વિચાર દૃઢ થયો અને તેણે કોટના અંદરના ખીસામાંથી એક નોટબુક તથા પેનસીલ કાઢી. નોટ બુકમાંથી એક પાનું ફાડીને તેણે ડાબા હાથે એક પત્ર તેના એક વખતના શેઠ લક્ષ્મીકાન્ત ઉપર લખ્યો:—

"શ્રીમાન્ શેઠ શ્રી લક્ષ્મીકાન્ત,

"તમારા કેશિયરે ચોરી કરી છે એવી તમારી ખાત્રી થવાથી તમે તેને ન્યાયાસન સમક્ષ રજુ કર્યો હતો.

" પણ તેણે તમારા પૈસાની ચોરી કરી હોય તો તમારાં પત્નીશ્રી **વિમળાગૌરીનું** જવાહિર પણ તેણે જ ચોર્યું છે અને ગીરવી મૂક્યું છે ?

" જો તમારી જગ્યાએ હું હોઉં તો **વિમળાગૌરી** ઉપર નજર રાખું અને તેમના ભત્રિજા મુકુંદરાય મુનશી ઉપર લેશ પણ વિશ્વાસ રાખું નહિ.

" એટલુંજ માત્ર નહિ પરંતુ મનોરમાનું લગ્ન કરતાં પહેલાં સરદાર ઠાકોરલાલના ભૂતકાલિન ચારિત્ર્યની તપાસ કરાવવાની પણ આવશ્યકતા શું તમને નથી જણાતી ?

" એક મિત્ર. "

નોટબૂકમાં એક કવર હતું. તેના ઉપર ડાબે હાથે શરનામું કરી આ પત્ર કવરમાં નાખીને કવર બંધ કરી દીધું અને તેના પર ટીકીટ લગાવીને એ કવર ટપાલની પેટીમાં નાખી દીધું. જો કે પાછળથી આ કાર્ય કરવાની પોતે કરેલી ઉતાવળને માટે તેને પશ્ચાત્તાપ થયા સિવાય રહ્યો નહિ. તેને લાગ્યું કે 'મારૂં કાર્ય વિદ્યાસાગરની યોજનાને ઉલટાવી તો નહિ નાખે !'

તે અન્નપૂર્ણાબાઇના મકાનપર આવ્યો. એ વખતે જીુવાનસિંગ તેની રાહ જોઇને બેઠેલો તેના જોવામાં આવ્યો. જીુવાનસિંગે કહ્યું: " આજે સ્હાંજે વિદ્યાસાગરનો પત્ર આવ્યો છે. તેઓ લખે છે કે તે આજે રાત્રે નવ વાગ્યાની ગાડીમાં અહીં આવનાર છે."

આ સમાચાર સાંભળીને તેને અત્યાનંદ થયો. અત્યારે આઠ વાગ્યા હતા. એક કલાક પછી વિદ્યાસાગર આવવાનો હતો. વિદ્યાસાગર અહીં આવીને શું કરે છે તે જોવાનું હતું.

---

# પ્રકરણ ૨૩ મું.

## પૂર્વ ઇતિહાસ.

કરણગઢનો ન્હાનો પરંતુ મજબૂત કિલ્લો નર્મદા નદીના ઉત્તર કિનારાપર ભરૂચથી પૂર્વ દિશાએ આવેલો છે. તેના તુટી ગયેલા કાંગરા તેના પર થયેલા જુગ જુગ જૂનાં આક્રમણોની પ્રતિતી આપે છે. છતાં પણ તે કિલ્લો ઉન્નત મસ્તક રાખીને અચળપણે ઊભો છે.

સરદાર ગોવિંદરાય તથા તેના બે પુત્રો વિપિનચંદ્ર અને ઠાકોરલાલ આ કિલ્લામાં રહે છે. વૃદ્ધાવસ્થાના કિનારે પહોંચેલા સરદાર સાહેબ દરેક બાબતમાં પોતાના જૂના વિચારોને અનુસરતું મંતવ્ય રજુ કરવાને ચૂકતા નથી. તેમને પોતાના કુળનું બહુ જ અભિમાન છે. તે એમ માને છે કે તેમની જ્ઞાતિમાં પોતાના જેવું ઉંચું કુળ બીજા કોઇનું પણ નથી.

સરદાર ગોવિંદરાયને તેની જાગીરમાંથી વાર્ષિક આઠ–દશ હજારનું ઉત્પન્ન થાય છે. પરંતુ તેનું ખર્ચ પંદરથી વીસ હજારનું છે. મ્હેમાનોનું સ્વાગત કરવામાં આટલામાં તેના જેવી કોઈની પણ પ્રસિદ્ધિ નથી.

તેના છોકરાઓ પણ ખર્ચ કરવામાં પિતાથી કોઇ પણ રીતે ઉતરે તેવા નથી. ઠાકોરલાલ પોતાનો સમય મોટે ભાગે મોજમજાહમાં અને સહાસિક્તામાં પસાર કરતો હતો, જ્યારે વિપિનચંદ્ર ઐતિહાસિક પુસ્તકો વાંચવામાં તથા જાગીરની દેખરેખ રાખવામાં સમય પસાર કરતો હતો.

નર્મદાના દક્ષિણ કિનારે અંકલેશ્વરની આ બાજુએ એક ન્હાના ગામડામાં મુનશી કુટુંબની એક વિધવા પોતાની પુત્રી વિમળાની સાથે રહેતી હતી. વિમળાનું વય અત્યારે પંદર વર્ષનું હતું. વિમળાને તેની માતાએ આવશ્યક શિક્ષણ આપ્યું હતું. આ ગામની

આસપાસ વિમળાની માતાની જમીન હતી. તેમાંથી વર્ષે દહાડે એક હજારથી બારસો રૂપીઆની ઉપજ આવતી હતી. વિમળાની માતાનું મકાન ન્હાનું પણ સુંદર હતું. તે મકાનની આસપાસ ન્હાની વાડી હતી. એ વાડીમાં તે ફુલઝાડ તથા કેળાં, પોપૈયાં વગેરે વવરાવતી હતી. તેની આવક સાધારણ રીતે ઠીક આવતી હતી.

વિમળાનો પિતા જીલ્લામાં હઝુર ડેપ્યુટી કલેકટરના હોદ્દા ઉપર હતો. તે જીવન્ત હતો તે વખતે વિમળાની માતાએ પુષ્કળ સુખ જોયું હતું. પરતુ તેમની તમામ આવક વિલાસવૈભવમાં ખર્ચાઈ જતી હતી. એટલે એકાએક વિમળાનો પિતા પોતાની વિધવાને તથા સુંદર પુત્રીને એકલાં છોડીને ચાલ્યો ગયો ત્યારે વિમળાની માતા પાસે રોકડ રકમમાં એક ફુટી બદામ પણ ન હતી. તેને અત્યારે વર્ષે દહાડે આવતી હજાર–બારસોની રકમપર નિર્વાહ ચલાવવામાં જીવપર આવતું હતું. તે પોતાના પતિના ઉડાઉપણા માટે તેને શાપ આપતી હતી. પરંતુ પોતાનો દોષ તેના લક્ષમાં આવતો ન હતો. મુનશી કુટુંબ તથા સરદાર ગોવિંદરાયના કુટુંબ વચ્ચે મૂળથી જ બનતી રાશ ન હતી. એમ કહેવાય છે કે અગાઉ આ બે કુટુંબના બે પુરુષો વચ્ચે કોઇ પણ કારણસર કલહ થયો હતો અને તેમની વચ્ચે થયેલા દ્વંદ્વયુદ્ધમાં ગોવિંદરાયનો વડવો મરણને શરણ થયો હતો. ત્યારથી આ બે કુટુંબ વચ્ચે પડેલો વિરોધ દૂર થયો ન હતો. શા કારણથી કલહ થયો હતો તે જાણવામાં આવ્યું નથી પરંતુ એટલું સાચું કે ત્યારપછી વંશપરંપરા એ બે કુટુમ્બનાં મનુષ્યો પરસ્પર પ્રકટ કે અપ્રકટ તિરસ્કાર દાખવ્યા સિવાય રહેતાં નહિ.

એક વખત ભરૂચના કલેકટરની પત્નીએ ગરીબ સ્ત્રીઓને મદદ કરવાને માટે એક બજાર ભર્યું હતું. ત્યાં વિપિનચંદ્રે વિમળાને પ્રથમ જોઇ હતી અને વિપિનના અંતરમાં તેને માટે પ્રેમનો પ્રાદુર્ભાવ થયો હતો. વિમળાએ પણ તેને જોયો હતો અને વિપિનની સુંદર મૂર્તિ તેના સ્મરણપટ ઉપર કોતરાઇ રહી હતી.

એક વર્ષ સુધી પુનઃ તેમનો મેળાપ થઇ શકયો નહિ. ત્યારબાદ એક વખત તેઓ અંકલેશ્વરમાં મન્મથરાય દેસાઇને ત્યાં મળ્યા હતા. અહીં તે બન્ને જણાં ચોવીશ કલાક એકઠાં રહ્યાં હતાં. આ વખતે તેમને એકબીજાની સાથે બોલવાનો પ્રસંગ મળ્યો હતો અને જાણે જૂનાં સ્નેહી હોય તે પ્રમાણે વાર્તાલાપ કરતાં હતાં.

ત્યારપછી અવારનવાર તેઓ નર્મદા નદીના સામસામા કિનારાપર આવતાં અને માત્ર એકબીજાનાં દર્શન કરીને જ સંતોષ માનતાં હતાં. એક વખત વિમળાની માતા કામ પ્રસંગે અંકલેશ્વર ગઇ હતી. વિપિનચંદ્ર પણ તે દિવસે અંકલેશ્વરમાં હતો. તેણે વિમળાની માતાને અહીં એકલી જોઈ. એટલે તે એકદમ ત્યાંથી નિકળીને જે ગામમાં વિમળા રહેતી હતી ત્યાં ગયો. તેણે વિમળાની સુંદર વાટિકામાં પ્રવેશ કર્યો. વિમળાએ તેને જોયો, પરંતુ કશું પણ આશ્ચર્ય કે ક્રોધ બતાવ્યાં નહિ. તેઓ વાટિકામાં સાથે સાથે ફરવા લાગ્યાં. પણ તેમની વચ્ચે પ્રેમની વાતો થતી ન હતી. તેમની વચ્ચેના પ્રેમને આગળ વધારવાનું કામ કેટલું નિરાશાપૂર્ણ છે એ તે બન્ને સમજતાં હોય એમ લાગતું હતું. માત્ર વિપિનચંદ્રે વિદાય માગતી વેળાએ એ બન્ને જણાંએ પુનઃ એક વાર મળવાનો નિશ્ચય કર્યો હતો.

તેઓ પુનઃ એક વાર મળ્યાં; પરંતુ એ મેળાપ છેવટનો ન હતો. વિમળાને મળવાને માટે વિપિનચંદ્રને નર્મદા નદીપર બાંધેલા રેલ્વેના પુલ પર થઇને જવું પડતું હતું. પરંતુ પોતાના ગામથી તે પુલ લગભગ ત્રણ માઇલ દૂર હતો અને પૂલથી વિમળાનું ગામ પણ લગભગ તેટલું જ દૂર હતું. વિપિનચંદ્રને પોતાના પિતાના મછવાનો ઉપયોગ કરવાનું પસંદ ન હતું. એટલે તે નર્મદાના જળમાં તરીને સામે કિનારે જતો. પછી તો રોજ સ્હાંજે સ્નાન કરવાનું બ્હાનું કરીને વિપિનચંદ્રને નદી પર જતો. ત્યાં તે સ્નાન કરવાની સાથે પોતાની પ્રિયતમાના સૌંદર્યનું પાન પણ કરવા લાગ્યો.

તેઓ તો એમ જ સમજતાં હતાં કે તેઓ રોજ મળે છે તે વાત કોઇના પણ જાણવામાં આવી નથી. પરંતુ તેમની ભૂલ હતી. આ બે પ્રેમિકોની ગુપ્ત મુલાકાત બીજાઓના જાણવામાં આવી હતી.

એક દિવસે નર્મદા નદીમાં પુષ્કળ પુર આવવાથી સખ્ત તાણુ હોવાને લીધે તેમાં તરીને સામે કિનારે જઇ શકાય તેમ ન હતું. એટલે વિપિનચંદ્રે ભરૂચ જઇ ત્યાંથી પુલ પર થઇને સામે કિનારે જઇ વિમળાને મળવા વિચાર કર્યો.

વિપિનચંદ્ર ભરૂચમાં ગયો. ત્યાં તે એક હોટેલમાં ગયો. એ હોટેલમાં તે ચહા પિતો હતો તે વખતે તેનાથી સ્હેજ દૂર પાંચ યુવાનો બેઠા બેઠા ચહાનાસ્તો લેતા હતા તથા વાર્તાલાપ કરતા હતા. તેમની વચ્ચે થતા સંભાષણના શબ્દો વિપિનચંદ્રના કાનપર પડતાં વિપિનચંદ્ર એકદમ ક્રોદ્ધાન્વિત બની ગયો. તે પાંચ જણા જે સ્થળે બેઠેલા હતા ત્યાં ગયો અને તેમનામાં મોટી ઉમરનો જગતનારાયણ નામનો યુવક હતો તેને ઉદ્દેશીને બોલ્યોઃ—

" બોલ ! તું હમણાં જે શબ્દો બોલ્યો હતો તેનો પુનઃ ઉચ્ચાર કર. " તેનો અવાજ ગુસ્સાથી ધ્રૂજતો હતો.

" એમાં મેં શું ખોટું કહ્યું છે ? " જગતનારાયણ બોલ્યોઃ " મેં કહ્યું હતું કે ઉચ્ચ કુટુમ્બની કન્યાઓનું ચારિત્ર્ય મજુરવર્ગની છોકરીઓ કરતાં કોઇ પણ રીતે ઉંચું નથી. "

" પણ તેં નામ લીધું હતું. "

" હા, મેં પેલી સૌંદર્યને માટે સુપ્રસિદ્ધ થયેલી વિમળાનું નામ લીધું હતું. "

હોટેલમાં જે બીજા માણુસો હતા તે પણ આ સ્થળે એકઠા થયા હતા. તેઓ જે ટીકા કરતા હતા તે સાંભળીને તથા એ લોકોના ચ્હેરાપરથી વિપિનચંદ્ર સમજી ગયો કે તે શત્રુઓની વચ્ચે ઘેરાયેલો છે.

તે બોલ્યો: "જે યુવતીની માતા વિધવા છે અને જેનું રક્ષણ કરવાને માટે જેને પિતા કે ભ્રાતા નથી, તેનું આવી રીતે અપમાન કરનાર મનુષ્ય હિચકારો બદમાશ હોવો જોઇએ."

"તેને ભાઇ કે બાપ નથી પણ તેને આશકો છે." જગતનારાયણ કટાક્ષપૂર્વક બોલ્યો.

આ શબ્દો વિપિનચંદ્રની શાંતિનો ભંગ કરવાને માટે પૂરતા હતા. તેણે હાથ ઉગામ્યો અને જગતનારાયણના ગાલપર ધોલ મારી.

જગતનારાયણ કૂદ્યો અને તેણે વિપિનચંદ્રને ગળામાંથી પકડયો. વિપિનચંદ્રનો એક મિત્ર પણ અહીં હતો. તેણે વિપિનચંદ્રને મદદ કરવાનો પ્રયત્ન કર્યો પરંતુ બીજાઓએ તેને હડસેલીને એક બાજુએ ફેંકી દીધો.

જગતનારાયણ મજબૂત અને બળવાન હતો. તેણે બીજાઓને એક બાજુએ રહેવાનું કહ્યું. પરંતુ તેઓ પણ અત્યંત ઉશ્કેરાઇ ગયા હતા. તેઓ પણ વિપિન તરફ ધસ્યા. તે જ વખતે વિપિને પોતાના ગજવામાંથી એક મોટું ચપ્પુ કાઢયું અને તેના વડે જગતનારાયણ ઉપર બે ઘા કર્યા.

જગતનારાયણ જમીનપર પડી ગયો અને બીજા વિપિન ઉપર ધસ્યા. તેઓ જે કાંઇ હાથમાં આવ્યું તેના વડે વિપિન ઉપર ઘા કરવા લાગ્યા. વિપિને જોયું કે આ લોકોની વચ્ચેથી છટકવાનું રહેલું નથી. એટલે તે એક ટેબલ ઉપર ચડયો, ત્યાંથી બારીપર છલાંગ મારી, બારીની બહાર રસ્તામાં કૂદકો માર્યો.

વિપિનચંદ્રને પાંચ–સાત સ્થળે લોહી નિકળ્યું હતું, મૂઢ માર પણ પુષ્કળ પડયો હતો. છતાં પણ તે દોડતો પોતાના ગામ તરફ જવા લાગ્યો. તેની પાછળ લોકોનું ટોળું પણ દોડતું હતું.

તેઓ રેલ્વે ક્રોસિંગ પાસે આવી પહોંચ્યા. ક્રોસિંગનો ઝાંપો આ વખતે બંધ હતો. વિપિનને તેનું ભાન રહ્યું ન હતું. તે તો દોડયો જ જતો હતો. તે ઝાંપાની સાથે અથડાયો અને જમીનપર પડી

ગયો. પડવાથી તેને કેડમાં તથા પીઠમાં ઇજા પણ થઇ તેની પાછળ આવતું ટોળું તેની પાસે આવી પહોંચ્યું. તેમણે બૂમ પાડી: "ઉપાડો એને અને ચાલો નર્મદાજીમાં પધરાવી દઇએ !"

અત્યારે પણ વિપિનના હાથમાં પેલું ચપુ હતું. તેણે બીજા બે જણાને ચપુ વડે જખમ કર્યો. બીજા સ્હેજ પાછા હઠયા. તે ક્રોસિંગનો ઝાંપો કૂદીને બીજી બાજુએ ગયો અને પસાર થઇ ગયો. ઝાંપો ખૂલતાં થોડી વાર લાગવાથી તેની પાછળ પડેલા લોકો અને તેની વચ્ચે વધારે અંતર પડી ગયું. વિપિન સહિસલામત પોતાના કિલ્લામાં પહોંચી ગયો. તે એકદમ પિતાને મળ્યો. તેણે તમામ હકીકત પિતાને જણાવી, અને આ પ્રદેશમાંથી પસાર થઇ જવાનો પોતાનો ઇરાદો દર્શાવીને પૈસાની માગણી કરી. તેના પિતા પાસે એ વખતે માત્ર પાંચસો રૂપીઆની રોકડ રકમ હતી, એ તેણે વિપિનને આપી. તે ઉપરાંત તેની માતાનું થોડુંક જવાહિર હતું તે પણ તેને આપ્યું.

જતાં પહેલાં વિપિને તેના પિતાને કહ્યું હતું કે "વિમળાને ખાતર તકરાર થઇ હતી, વિમળા ઉપર મારો પ્રેમ છે, અમે અનેક વાર એકાંતમાં મળ્યાં છીએ અને મારો તેની સાથે લગ્ન કરવાનો ઇરાદો હતો."

મુનશી કુટુંબની છોકરી સાથે પોતાના પુત્રનો લગ્ન કરવાનો ઇરાદો જાણીને ગોવિંદરાયને અત્યંત ક્રોધ ચડયો. એટલે પિતા પુત્ર વચ્ચે જામી. પરંતુ તે વખતે એક નોકર દોડતો આવ્યો. તેણે કહ્યું કે "પોલિસના સિપાહી આવ્યા છે."

હવે વિપિનચંદ્ર કિલ્લાના મુખ્ય દ્વારપરથી જઈ શકે તેમ ન હતું. તેને છટકવાને માટે માત્ર એક જ માર્ગ હતો. તેને પકડવા આવેલાઓનું લક્ષ એક બાજુએ આકર્ષીને તેણે બીજી બાજુએ પસાર થઇ જવું. એવી ગોઠવણ કરવામાં આવી કે મુખ્ય દરવાજા-

માંથી કોઇએ બ્હાર પડવું નહિ. પરંતુ કિલ્લાની બીજી ન્હાની બારી હતી. એ બારીમાંથી બે ઘોડેસ્વારોએ બહાર નિકળવું. એટલે લોકોનું લક્ષ તેમની તરફ આકર્ષાશે. તે દરમિયાન વિપિનચંદ્રે કિલ્લાની દિવાલપર ચઢીને નદીકિનારા તરફ ઉતરી પડવું.

આ યોજનામાં સંપૂર્ણ યશ મળ્યો હોત, પરંતુ બારીમાંથી બ્હાર નિકળીને પચીશ ત્રીશ કદમ જતાં ઠાકોરલાલના ઘોડાને ઠોકર લાગી અને ઠાકોરલાલ ઘોડાપરથી નીચે પડી ગયો. એટલે તેની પાછળ પડેલા લોકોને માલૂમ પડયું કે આ વિપિન નથી, તેમને થાપ આપવામાં આવી છે. તેઓ એકદમ કિલ્લામાં દાખલ થયા તો ચંદ્રના પ્રકાશમાં વિપિનને કિલ્લાની દિવાલપર ચડતો જોયો.

" એ જ ! એજ વિપિન ! " એક સિપાહી બોલ્યો.

વિપિન બીજી બાજુએ સરકી ગયો. કિલ્લાની દિવાલ તથા નદીકિનારાની વચ્ચે દાટ ઝાડી હતી. તે ઝાડીમાં આડાઅવળો થઇને વિપિન નદી કિનારે પહોંચી ગયો. પોલિસના સિપાહીઓને બહાર નિકળીને ફરીને ત્યાં પહોંચતાં થોડો સમય લાગ્યો.

વિપિન નદીકિનારે ગયા બાદ પૂરને લીધે કિનારાપર ઊગેલું એક વૃક્ષ ઉખડી પડીને અર્ધું નદીમાં પડેલું હતું. તેનાપર જઇને તે બેઠો. તેના હાથમાં પિસ્તોલ હતી.

સિપાહીઓ ત્યાં જઇ પહોંચ્યા. તેમણે વિપિનના હાથમાં પિસ્તોલ જોઇ. એટલે સ્હેજ દૂર ઊભા રહીને તેને પોતાને તાબે થવાની આજ્ઞા કરી. પરંતુ નદીના ઘુઘવાટને લીધે વિપિન તેમનો અવાજ સાંભળી શકયો નહિ.

વિપિને પિસ્તોલ જમીનપર ફેંકી દીધી અને જે વૃક્ષ ઉપર તે બેઠો હતો તેનાપર ઉભો થઇને તેણે જોરથી નદીમાં કુદકો માર્યો. તેના જોરથી વૃક્ષનો સ્હેજ ભાગ જમીનને ચોટી રહ્યો હતો તે ઉખડી ગયો અને વૃક્ષ પણ નદીમાં તેની પાછળ તણાયું.

સિપાહીઓને આવા બહાદુર યુવાનના મૃત્યુથી શોક થયો.

તેની પાસે પિસ્તોલ હતી છતાં પણ તે સામો થયો નહિ એ જોઇને તેમને આશ્ચર્ય થયું. તેઓ તેની હિમ્મતની પ્રશંસા કરતા ત્યાંથી પાછા ફર્યા. વિપિન નર્મદાના અગાધ જળમાં તણાવા લાગ્યો.

## પ્રકરણ ૨૪ મું.

### વિપિન પસાર.

**તે** સ્હાંજે હમેશના નિયમ મુજબ **વિમળા** પોતાના પ્રિયતમની રાહ જોતી નદીકિનારે ઊભી હતી. કિલ્લામાં દીવાનો પ્રકાશ આમથી તેમ અને તેમથી આમ જતો તેના જોવામાં આવ્યો. તેનું હૃદય ધડકવા લાગ્યું. **નર્મદાએ** પણ આજે માજા મુકી હતી. તેનાં ઉછળતાં મોજાં, તેનો કર્ણકઠોર ઘુઘવાટ મજબૂત છાતીવાળાને પણ થરથરાવે તેવો હતો.

**વિપિન** ડૂબકી મારીને બહાર આવ્યો. તેને પોતાના જીવન ઉપર કંટાળો આવ્યો ન હતો એટલે આત્મહત્યા કરવાને માટે તેણે **નર્મદામાં** કૂદકો માર્યો ન હતો. માત્ર મોટા ભયને ટાળવાને માટે આ ન્હાના ભયનો સ્વીકાર કર્યો હતો. **નર્મદાનો** પ્રવાહ અત્યારે ઘણોજ વેગવાળો હતો. **વિપિને** તે પ્રવાહનો વિરોધ કરીને સામે કિનારે જવામાં પોતાની શક્તિનો દુર્વ્યય કરવાનું યોગ્ય ધાર્યું નહિ. તે પ્રવાહની સાથે તણાવા લાગ્યો. તે સ્હેજ દૂર ગયો હશે ત્યાં પોતાની પાછળ તણાતું આવતું પેલું વૃક્ષ તેના જોવામાં આવ્યું. તે સ્હેજ આડો ફંટાઇ, બે ત્રણ હાથ મારીને એ વૃક્ષના થડ પાસે પહોંચી ગયો.

**જ્યાં** વિમળાની વાટિકા હતી તેનાથી સ્હેજ નિચાણમાં **નર્મદા** થોડો વાંક લેતી હતી. **વિપિનચંદ્રે** આ સ્થળે પોતે સામા કિનારા પર જઇ શકશે એવી ધારણા રાખી હતી. પરંતુ તેના કરતાં પણ પા એક માઇલ દૂર નિચાણમાં તે સામી બાજુએ પહોંચ્યો.

કિનારાપર પહોંચીને તેણે પોતાનાં કપડાં ખૂબ નીચોવી નાખ્યાં અને તે પુનઃ ધારણ કરી લીધાં. અત્યારે સૂકવવાનો સમય ન હતો શરીર ઉપર જ સૂકાઈ જશે એમ તેણે ધાર્યું. તે રોજના મુલાકાતના સ્થળ તરફ ઝપાટા બંધ જવા લાગ્યો. વિમળા તેને માટે ચિંતાતુર બની હતી. તે પોતાના પ્રિયતમને જોતાં એકદમ તેના કંઠે વળગી ગઈ.

વિપિને તેને આશ્વાસન આપીને તેમના ગુપ્ત પ્રેમનું રહસ્ય પ્રકટ થઇ ગયાનું જણાવ્યું. તેણે ભરૂચની હોટેલમાં થયેલી તકરાર, મારામારી અને પોતે કરેલા ખૂનની હકીકત જણાવીને કહ્યું: "હું જો અહીં રહું તો મને ફાંસી કિંવા દેશનિકાલની સજા થયા સિવાય રહે તેમ નથી. એટલે પલાયન થવાની તૈયારી કરીને હું અહીં તારી પાસે આવ્યો છું. તું પણ મારી સાથે આવવાને તૈયાર થા."

વિમળા બોલી: "નહિ, હું તમારી સાથે નહિ આવી શકું. મારી માતાનો તેની વૃદ્ધાવસ્થામાં ત્યાગ કરી, તેને એકલીઅટુલી મૂકીને મારે કેવળ મારા સ્વાર્થને ખાતર તમારી સાથે આવવું તે કદી પણ યોગ્ય નથી."

વિપિને તેની પાસેથી આવા પ્રત્યુત્તરની આશા રાખી ન હતી. તેને આશ્ચર્ય થયું અને જાણે આ કોઇ જુદીજ વિમળા પોતાની સામે ઊભી છે એમ તેને લાગ્યું. છતાં પણ તેણે મનઃસંયમ કરીને પોતાની પ્રિયતમાની આજ્ઞાને તાબે થવાનો નિશ્ચય કર્યો.

તે બોલ્યો: "તું મને તારા સિવાય જવાની આજ્ઞા કરે છે. એ આજ્ઞાનો હું સ્વીકાર કરૂં છું. ત્રણ વર્ષમાં કાં તો હું શ્રીમંત બનીશ અથવા તો મૃત્યુદેવને શરણ થઈશ. પણ હું અહીંથી જાઉં તે પહેલાં તને અમુક વસ્તુ સોંપવાની મારી ઇચ્છા છે."

તેના પિતાએ જે જવાહિર તેને આપ્યું હતું તે જવાહીર એક રેશમી કોથળીમાં ભર્યું હતું. એ રેશમી કોથળી ગજવામાંથી બહાર કાઢીને તે બોલ્યો—

"આ દાગીના મારી માતાના છે અને તે ધારણ કરવાને માત્ર તું જ યોગ્ય છે. જો હું ત્રણ વર્ષમાં તારી પાસે ન આવું તો તું

માનજો કે હું જીવન્ત નથી; અને તો પછી જેનો તારા ઉપર અસંત પ્રેમ છે તેના સ્મરણમાં તું આ તારી પાસે રાખજે."

વિમળાને વિપિનની માતાના આ દાગીના લેવાનું યોગ્ય લાગ્યું નહિ. તેણે ના પાડવાનો પ્રયત્ન કર્યો. પરંતુ વિપિને આગ્રહપૂર્વક એ દાગીના વિમળાને આપ્યા અને કહ્યું:-

"હવે મારે માત્ર તને એકજ પ્રાર્થના કરવાની છે. દરેક મનુષ્ય માને છે કે મેં નર્મદામાં પડીને આત્મહત્યા કરી છે. તેઓ એમ માને તેમાં જ મારી સલામતી છે. પરંતુ મારા પિતાને એવી માનિનતાથી દુઃખી થવા દેવાની મારી ઇચ્છા નથી. તને મારી એટલીજ વિનતિ છે કે તારે મારા પિતા પાસે જવું અને હું જીવન્ત તથા સલામત છું એમ તેમને જણાવવું."

"હું જરૂર જઇશ અને જણાવીશ."

"એમ નહિ, સોગન ખા."

"હું તમારા સોગન ખાઇને કહું છું કે હું આ હકીકત તેમને જણાવીશ."

વિપિનનું મન શાંત થયું. તે બોલ્યો: "વારુ, ત્યારે હવે હું રજા લઇશ."

"પણ તમે કયાં જશો?"

"અહીંથી મુંબઈ જઇશ. ત્યાં એકાદા મિત્રને ત્યાં છૂપાઈ રહીશ અને તેની મારફત દર્બાનની ટીકીટ વગેરેનો બંદોબસ્ત કરીને પછી સ્ટીમરમાં આફ્રિકા ઉપડી જઇશ."

"પણ તમે તદ્દન એકલા મુંબઈ જાઓ તે ઠીક નહિ. તમારી અત્યારની સ્થિતિમાં તમને એક સહાયકની જરૂર છે. અમારા ગામમાં મહમદ નામનો એક ખલાસી છે. તેણે આફ્રિકા જતી સ્ટીમરમાં નોકરી કરેલી છે. તે હમણાં રજા ઉપર અત્ર આવ્યો છે. તે તમારી સાથે મુંબઈ સુધી આવશે અને તમારે માટે ગોઠવણ કરી આપશે. તે તમારી સાથે હોવાથી તમને કશી વાતની ચિંતા રહેશે નહિ."

તેઓ ત્યાંથી નિકળ્યાં અને જ્યાં **મહમદ** ખલાસી રહેતો હતો ત્યાં ગયાં. **મહમદ** વૃદ્ધ હતો. તે એકલોજ હતો. અત્યારે બિછાનામાં સુતો હતો **વિમળાએ** મહમદને તમામ હકીકત જણાવી. પહેલાં તો તેણે સ્હેજ આનાકાની કરી, પરંતુ છેવટે તે **વિમળાની** આજ્ઞાને આધીન બન્યો. તેણે **વિપિનને** પોતાનાં વસ્ત્રો પહેરવાને માટે આપ્યાં. તે વસ્ત્રો ધારણ કરીને વિપિન પણ એક મુસલમાન ખલાસીના જેવો બની ગયો. પછી એ બન્ને **વિમળાની** રજા લઇને પગરસ્તે **અંકલેશ્વરજ** જવાને માટે નિકળ્યાં. ત્યાંથી રાત્રીની મેલમાં મુંબઇ જવાનું હતું. આ પોશાકમાં કોઇ વિપિનને ઓળખે તેમ ન હતું. તેમજ તેણે નદીમાં પડીને આત્મહત્યા કર્યાના સમાચાર પોલીસે આપેલા હોવાથી તેને માટે તત્કાલ વિશેષ તપાસ કરવાનું રહ્યું ન હતું.

જતાં પહેલાં વિપિને વિમળાને એક ચુંબન લીધું તે તથા **મહમદ** પગ રસ્તે અંકલેશ્વર તરફ જવાને વિદાય થયા.

**અંકલેશ્વર** તેઓ એક હોટેલમાં જઈને બેસી રહ્યા. અમદાવાદ તરફથી મેલ આવવાના સમયે તેઓ સ્ટેશનપર ગયા. **મહમદે** આન્ટરોડની બે ટીકીટો લીધી અને ટ્રેન આવતાં બન્ને જણા તેમાં ચડી બેઠા.

**મહમદ** વિપિનને મુંબઈમાં પોતાના એક ઓળખીતાને ત્યાં લઇ ગયો. ત્રણ ચાર દિવસમાં તો મહમદે તેને માટે તમામ ગોઠવણ કરી દીધી અને તે કશી પણ ઉપાધિ વગર એક દર્બાન જતી સ્ટીમરમાં રવાના થઇ ગયો.

---

## પ્રકરણ ૨૫ મું.

---

### બાળકનો જન્મ અને ત્યાગ.

વિપિન અને **મહમદ દષ્ટિમર્યાદાથી દૂર ગયા એટલે વિમળા ત્યાંથી પાછી ફરીને મકાન તરફ જવા લાગી. વીપિનને ત્રણ વર્ષમાં**

પાછા ફરવાની આશા આપી હતી, પરંતુ એ આશા ઉપર વિમળાને વિશ્વાસ ન હતો.

તે પોતાના મકાનમાં આવી અને કોઇની પણ દૃષ્ટિએ પડયા સિવાય પોતાના શયનગૃહમાં ચાલી ગઇ. અહીં આવી શયનગૃહનું દ્વાર બંધ કરીને તેણે પોતાને વિપિને આપેલા દાગીના બહાર કાઢીને તપાસ્યા. તે દાગીનાને ચુંબન કરી, પોતાના પ્રિયતમને માટે એક બે અશ્રુબિન્દુ ટપકાવીને તેણે પોતાની પેટીમાં મૂકી દીધા.

બીજે દિવસે સ્હવારે સૂર્યોદય થતાં જ તે કપડાં પહેરીને તૈયાર થઇ ગઇ. તેણે દાસીને કહ્યું: "બા મારે માટે પૂછે તો કહેજે કે હું ભરૂચ જાઉં છું." એમ કહીને તે ચાલી ગઈ. તે અગીયાર વાગ્યાની અંદર આવી શકશે કે કેમ એ બાબત તેને શંકા હતી. કારણ કે તેને પુલ ઉપર થઇને કરણગઢ જવાનું હોવાથી પાંચ માઇલ જતાં અને પાંચ માઇલ વળતાં મળી દસ માઇલ ચાલવાનું હતું.

તે અગીયાર વાગ્યા પહેલાં ઘેર પાછી આવી જવાના વિચારથી ઉતાવળી ચાલવા લાગી. છતાં પણ જ્યારે તે કરણગઢમાં પહોંચી ત્યારે આઠના ટકોરા થયા. કિલ્લામાં તેને ગોવિંદરાયનો પરિચારક રામજી પટેલ મળ્યો. પટેલની આંખો રોઈ રોઇને રાતી થઈ ગઇ હતી અને તેના ચ્હેરા ઉપર ગમગીની પથરાઈ રહી હતી. તે અગાઉ તો કોઈ વાર વિમળાને મળતો તો તેને નમન કરતો હતો પરંતુ આજે તેણે નમન કર્યા સિવાય જ પૂછયું: "તમે કયાં –કિલ્લામાં જાઓ છો ?"

"હા, મારે ત્યાં જવું છે."

"પણ જો તમે વિપિનભાઇને મળવા જતાં હો તો નિરર્થક છે. કારણ કે તેમણે પોતાની માશુકને ખાતર આપઘાત કર્યો છે."

પોતાના મ્હોં ઉપર કરવામાં આવેલા આ અપમાનથી વિમળાનો ચ્હેરો એકદમ ઉતરી ગયો. પરંતુ તે ગમ ખાઇ ગઈ અને બોલી:—

"મારે તો સરદાર ગોવિંદરાયને મળવું છે."

ગોવિંદરાયનું નામ શ્રવણ કરતાં રામજી રડી પડયો અને ડૂસકા ભરતો બોલ્યો: "હવે તમારે કિલ્લામાં જવાની જરૂર નથી. કારણ કે આજે પરોઢમાં પાંચ વાગે સરદારસાહેબે દેહત્યાગ કર્યો છે. વિપિનભાઇના મૃત્યુના સમાચાર સાંભળતાં જાણે તેમને વિજળીનો ઝાટકો લાગ્યો હોય એમ થયું હતું. એ વખતે તે ઊભા હતા. તેમને ચક્કર આવવાથી જમીન પર પડી ગયા અને બેભાન બની ગયા. પરંતુ પરોઢમાં તેમને માત્ર થોડી મિનિટ શુદ્ધિ આવી હતી. તેમના છેવટના શબ્દો એ હતા કે 'પિતા અને પુત્ર બન્ને એક જ દિવસે સ્વર્ગગમન કરે છે; અને તે બન્નેના નાશનું કારણ મુનશી કુટુંબ છે!"

એટલું કહીને રામજી પટેલ રડવા લાગ્યો. રામજી પટેલ ગોવિંદરાયનો વફાદાર સેવક હતો. તે ન્હાનો હતો ત્યારથી જ અહીં નોકરીમાં દાખલ થયો હતો. વિપિન તથા ઠાકોરલાલને તેણે મોટા કર્યા હતા. અત્યારે તેને પચાશ ઉપર વર્ષ થયાં હતાં. તેને પોતાના માલિક તથા તેમના પુત્રના મૃત્યુ માટે ખેદ થાય તે સ્વાભાવિક હતું. વિમળાને વિચાર આવ્યો કે રામજી પટેલને સત્ય હકીકત જણાવી તેના શોકને ઓછો કરવો. પરંતુ તેણે તુરત જ એ વિચારને દબાવી દીધો. વખતે વિપિનને પોતાની આ ભૂલને લીધે સહન કરવું પડે તો?

તે બોલી: "વારૂ ત્યારે હું ઠાકોરલાલને મળીશ."

પટેલ તેની સામે આશ્ચર્યપૂર્વક જોઈ રહ્યો.

તે બોલ્યો: "શું! જે કાંઇ બન્યું છે તે સર્વ તમારા જાણવામાં હોવા છતાં પણ તમે ઠાકોરલાલને મળવાની ઇચ્છા કરો છો? જો મારી સલાહ માનો તો તમે અહીંથી એકદમ ચાલ્યાં જાઓ. જો બીજા માણસો તમને જોશે તો તેઓ શું બોલશે ને શું નહિ, તેનો નિયમ નહિ."

એટલું કહી, જવાબ માટે રોકાયા સિવાય તે ચાલ્યો ગયો.

વિમળાએ પણ હવે અહીં વિશેષ વાર નહિ રોકતાં ગૃહનો માર્ગ લીધો તે પુલની આ બાજુએ આવી તે વખતે તેનો નોકર તેને સામો મળ્યો. તે નોકર બોલ્યોઃ " આજે ભરૂચથી કોઇ બાઇ સાહેબને મળવા આવ્યું હતું. તેના જવા બાદ બાઇ સાહેબે આપની તપાસ કરાવી. આપ ભરૂચ ગયેલાં હોવાનું સાંભળીને આપને તાબડતોબ બોલાવી લાવવા મને મોકલ્યો છે. "

વિમળાની માતાની એક પરિચિત સ્ત્રી ભરૂચથી ચાહીને આગલા દિવસની ઘટના જણાવવાને માટે જ અહીં આવી હતી. તેણે તમામ હકીકત તેમાં મરીમસાલો ભભરાવીને વિમળાથી માતાને કહી હતી. ખાસ પોતાની પુત્રીની આબરૂને લાગેલા કલંકને લીધે નહિ પરંતુ હવે તેનું કોઇ સારા સ્થળે સગપણ થઈ નહિ શકે એ વિચારથી વિમળાની માતાને ગુસ્સો ચડયો હતો.

વિમળા ઘેર આવી. માતા પુત્રી મળ્યાં. માતાએ પુત્રી ઉપરનો ગુસ્સો ખાલી કર્યો. પરંતુ છેવટે વિમળા માતાના પગ પાસે પડી અને બેશુદ્ધ બની ગઇ. તેને તુરત જ તેના શયનગૃહમાં લઇ જવામાં આવી. તે શુદ્ધિમાં આવી ખરી, પરંતુ તેની તબિયત એકદમ બગડી ગઇ હતી. એટલે તેની માતાને ડોકટરને બોલાવવાની ફરજ પડી.

ડોકટરે વિમળાગૌરીના શરીરને તપાસીને તેની માતાને જણાવ્યુંઃ " વિમળાગૌરીને સખ્ત તાવ લાગુ પડયો છે. તે ઉપરાંત તે ગર્ભવતી છે. "

વિમળાની વૃદ્ધ માતાને આ બાબતની શંકા આવી જ હતી. તેને ડોકટરનો ટેકો મળ્યો, એટલે વિમળા સાજી થાય કે તુરત તેને કોઈ દૂરના સ્થળે લઇ જવાનો તેની માતાએ વિચાર કર્યો. તેણે પોતાની પાસેના જે દાગીના હતા તે વેચી નાખ્યા. એ દાગીનાના તેને દસહજાર રૂપીઆ મળ્યા. તેની પાસે એક પાઈ હતી નહિ અને બહારગામ જવામાં તથા

ત્યાં અમુક માસ રહેવામાં પુષ્કળ ખર્ચ લાગવાનો સંભવ હતો એટલે આ પ્રમાણે કર્યા સિવાય ચાલે તેમ નહતું.

વિમળાની માતાએ પોતાની સાથે માત્ર મેના નામની એ દાસીનેજ લઇ જવાનો વિચાર કર્યો. પરંતુ તેને પોતાની સાથે લા જતાં પહેલાં તમામ વાર્ત્તા ગુપ્ત રાખવાની પ્રતિજ્ઞા લેવરાવવાની તથ તેના ઇષ્ટ દેવતાના સોગન ખવરાવવાની વિમળાની માતાને આવશ્યક્ત લાગી. એ પ્રમાણે કર્યા પછી હવાફેરનું બ્હાનું કરીને વિમળાન માતા વિમળા તથા મેનાને લઇને પુના ગઇ. તે અગાઉ પોતાન પતિની સાથે દક્ષિણમાં ફરેલી હોવાથી તેને તથા વિમળાને મરાઠ ભાષા આવડતી હતી અને જાણે મરાઠી ભાષા પોતાની માતૃભાષ હોય એ પ્રમાણે તેઓ એ ભાષામાં સંભાષણ કરી શકતાં હતાં. મેન પણ તેમની સાથેની સાથે રહેલી હોવાથી તેને પણ એ ભાષાને પરિચય હતો એટલે વિમળાની માતાએ પુનામાં મહારાષ્ટ્રીય તરી પસાર થવાનો ઇરાદો રાખ્યો હતો, જેથી ભવિષ્યમાં ચકચાર થા તો પણ પોતે ગુજરાતી હોવાની કોઇને ત્યાં કલ્પના આવે નહિ.

પુના છાવણીમાં એક બંગલો ભાડે રાખીને તેઓ ત્યાં રહ્યા તેમણે પુનામાંથી એક ધાટીને નોકર રાખી લીધો હતો. વિમળાન માતા કોઇ કોઇ વાર બહાર ફરવાને માટે જતી, પરંતુ વિમળાને તે બંગલા બહાર નિકળવા દેતી નહિ. બહુ તો બંગલાની ન્હાન વાડી હતી તેમાં વિમળા મેનાની સાથે ફરતી હતી.

બરોબર નવ માસે વિમળાએ બાળકને જન્મ આપ્યો, આ છોકરાનું વદન અત્યંત મનોહર અને આકર્ષક હતું. પરંતુ તેન પ્રારબ્ધમાં માતાનું સુખ ન હતું. વિમળાની માતાએ આ છોકરાનુ નામ મુકુન્દ રાખ્યું. તેણે મેના મારફત પુના પાસેના એક ગામડામ એક સ્ત્રીની શોધ કરી. આ સ્ત્રી ગરીબ હતી. તેનો ધણી ખેતી કરતો હતો. તે સ્ત્રીને વિમળાની માતાએ એક હજાર રૂપીઆ આ પવાનું કહ્યું એટલે તેણે આ છોકરાને રાખવાની તથા પોતાના

દીકરા તરીકે ઉછેરવાની વાતનો સ્વીકાર કર્યો. અર્થાત્ જન્મ થયા પછી આઠ કલાકે એ છોકરો આ ખેડુતની સ્ત્રીને સુપ્રત કરવામાં આવ્યો.

એ સ્ત્રીને વિમળાની માતાનો બિલકુલ પરિચય ન હતો. તે તો એમ ધારતી હતી કે આ કોઈ મરાઠણ છે. એથી જ્યારે આ છોકરો મોટો થાય તે વખતે તેને તેના જન્મના સંબંધમાં કશી પણ સત્ય હકીકત મળી શકે તેવો સંભવ ન હતો.

બીજે દિવસે વિમળાએ પોતાના સંતાનને માટે પૃચ્છા કરતાં તેની માતા દયાહીનપણે બોલીઃ—

"તારો છોકરો સલામત છે અને તેને કોઇ પણ બાબતની ઉણપ આવે તેમ નથી. હવે આટલેથી બસ રાખ અને આ બધું જાણે એક અનિષ્ટ સ્વપ્ન હતું એમ સમજીને તેને ભૂલી જા. ભૂતકાળમાં જાણે આ કશું બન્યું જ નથી એમ માની લે. તને મારા સ્વભાવનો પરિચય છે અને હું કહું છું કે તારે મારી આજ્ઞા પ્રમાણે વર્તવું એવી મારી ઇચ્છા છે."

વિમળાના મનમાં પોતાની માતાના આ જૂલ્મનો વિરોધ કરવાનો વિચાર આવ્યો. પરંતુ એમ કરવાની તેનામાં હિમ્મત ન હતી. તે મૌન રહી અને તેની માતાની મરજીને તાબે થઇ.

વિમળાની તબિયત બરોબર સારી થઇ ગઇ અને તેને માટે કોઈને શંકા આવે એવું ન રહ્યું એટલે તેઓ પુનઃ પોતાના ગામમાં આવ્યાં. તેઓ યાત્રાએ ગયાં હતાં એવી વાત તેમણે પોતાના વતનમાં ફેલાવી. ખરી હકીકત કોઇના જાણવામાં આવી નહિ. એક ડોકટર માત્ર ખરી વાતથી માહિતગાર હતો. પરંતુ વિમળાની માતાને તેના ઉપર વિશ્વાસ હતો કે ડાકટરના મુખમાંથી તે હકીકત કદી પણ બહાર પડશે નહિ.

અહીં આવ્યા પછી વિમળાની માતાને પૈસાની જરૂર પડી. ઓણુ સાલ દુષ્કાળ હોવાથી એક પાઇની પણ ઉપજ આવી ન

હતી. ખર્ચને માટે પૈસા સિવાય ચાલે તેમ ન હતું. એટલે તેણે જમીનનો અમુક ભાગ વેચી નાખ્યો. ધીમે ધીમે ચાર વર્ષમાં તેની તમામ જમીન વેચાઇ ગઈ અને તે ઉપરાંત તેને દસથી પંદર હજાર રૂપીઆનું દેવું થઇ ગયું; તે રકમનું વ્યાજ પણ તે ભરી શકતી ન હતી હવે તેના કબજામાં માત્ર તેમનું મકાન અને તેની આસપાસની ન્હાની વાડી રહ્યાં હતાં. થોડા સમય બાદ એ પણ તેમને ગીરો મૂકવું પડયું. એટલે તેઓ આ ગામનો ત્યાગ કરીને ભરૂચમાં આવી એક મકાન ભાડે રાખીને ત્યાં રહેવા લાગ્યાં. પોતાની આ સ્થિતિ થવા માટે તે વિમળાનો દોષ કાઢતી હતી અને એ માટે રોજ વિમળાને સાંભળવું પડતું હતું.

આ ચાર–પાંચ વર્ષ દરમિયાન વિપિનચંદ્રના સંબંધમાં કશું પણ સાંભળવામાં આવ્યું ન હતું. તે મરણ પામ્યો છે એવું પૂરવાર નહિ થવાથી જો કદાચ તે જીવતો મળી આવે તો તેને વીશ વર્ષની સખ્ત કેદની સજા કોર્ટે તેના પર કેસ ચલાવીને તેના અપરાધને માટે કરી હતી. તેનો ભાઇ ઠાકોરલાલ પણ કરણગઢમાં ન હતો. તે કયાં હતો એ કોઈ ચોક્કસપણે જાણતું ન હતું. પરંતુ એમ સંભળાતું હતું કે તે ચંદ્રનગરમાં છે.

## પ્રકરણ ૨૬ મું.

### વિમળાનું લગ્ન.

આ વખતે લક્ષ્મીકાન્ત નામનો એક યુવાન વ્યાપાર અર્થે ભરૂચ આવ્યો હતો. જે સ્થળે વિમળા તથા તેની માતા રહેતાં હતાં તેનાથી થોડે દૂર આ યુવક પોતાના એક સ્નેહીને ત્યાં રહેતો હતો.

વિમળા અવારનવાર તેની દૃષ્ટિએ પડવાથી તેનું મન વિમળાના સૌંદર્ય તરફ આકર્ષાયું હતું. વિમળાના સંબંધમાં તેણે પોતાના મિત્રને પૃછા કરતાં એ યુવતી પોતાની જ જ્ઞાતિની હોવાનું તેને

માલૂમ પડયું હતું તથા તેની માતા મુનશી કુટુંબની છે પરંતુ અત્યારે અત્યંત ગરીબ અવસ્થામાં આવી પડી છે એવું તેના જાણવામાં આવ્યું હતું. લક્ષ્મીકાન્તનો સ્નેહી બે-ત્રણ વર્ષ થયાં જ સુરતથી ભરૂચ રહેવાને આવેલો હોવાને લીધે તેને વિમળાની આગલી હકીકતની કશી પણ માહિતી ન હતી. એટલે એ ઘટના લક્ષ્મીકાન્તના જાણવામાં આવી નહોતી.

લક્ષ્મીકાન્ત શ્રીમંત હતો ખરો, પરંતુ તેનું કુળ બહુ ઉંચું ન હતું. આવા ઉચ્ચ કુળની અત્યંત સ્વરૂપવતી સુંદરીને પ્રાપ્ત કરવાને તે અત્યંત આતુર બની રહ્યો હતો અને આ સુંદરીની માતાની ગરીબ અવસ્થા તેને આશા આપનારી થઇ પડી હતી.

તેણે આ બાબતમાં બીજા કોઇને નહિ ભેળવતાં જાતે જ આ સુંદરીની માતાને મળીને નક્કી કરવાનો વિચાર રાખ્યો તે વિચારને અમલમાં મૂકવામાં તેણે ઢીલ કરી નહિ.

એક દિવસે સ્હાંજે તે વિમળાની માતા પાસે તેના મકાનપર ગયો. આ વખતે વિમળા મેનાની સાથે બહાર દર્શન કરવાને માટે ગઇ હતી. જ્યારથી વિપિનવાળો બનાવ બન્યો ત્યારથી વિમળાને તેની માતા કદી પણ એકલી બહાર જવા દેતી ન હતી.

ભરૂચમાં આવ્યા બાદ વિમળાની માતા સદૈવ શોકગ્રસ્ત રહ્યા કરતી હતી. તેને પુષ્કળ કરજ થઇ ગયું હતું. મુદ્દલ રકમનું વ્યાજ પણ તે ભરી શકતી ન હતી. લેણદારો સખ્ત ઉઘરાણી કરતા હતા. વળી પોતાની પુત્રીનું લગ્ન થવાની આશા ન હતી. આ બધાં કારણથી વિમળાની માતાનું અંતર દગ્ધ બની ગયું હતું.

તે એક અજાણ્યા મનુષ્યને પોતાને ત્યાં આવેલો જોઇને બોલીઃ “કેમ, ભાઈ? કેમ આવ્યા છો?”

“માજી!” લક્ષ્મીકાન્ત વિનયપૂર્વક બોલ્યોઃ “હું ચંદનગરનો વતની છું. થોડા દિવસથી અહીં વ્યાપાર અર્થે આવ્યો છું. મારા એક મિત્ર પાસેથી આપની દુઃખપ્રદ અવસ્થાની હકીકત સાંભળીને

આપને દિલાસો આપવાને આવ્યો છું. આપના મુનશી કુટુંબનો મને પરિચય છે. તેના જેવું ઉંચું કુટુંબ આપણી જ્ઞાતીમાં કોઇ નથી." એમ કહીને તેણે મુનશી કુટુંબની પ્રશંસા કરવા માંડી.

ખુશામદ કોને ન ગમે ? તેમાં પણ કુળાભિમાનથી ભરેલી આ વૃદ્ધાને તો લક્ષ્મીકાન્તે કરેલી તેની ખુશામદ અત્યંત પ્રિય થઈ પડી. તે અત્યારના જમાનાનો, લોકોની નિષ્ઠુરતાનો અને આજકાલના ઉચ્છૃંખલ જુવાનીયાનો દોષ કાઢવા લાગી. લક્ષ્મીકાન્ત પણ હામાં હા મેળવતો ગયો.

ધીમે ધીમે વૃદ્ધાએ તેને પોતાની આર્થિક દુરાવસ્થાની સંપૂર્ણ માહિતી આપી, અને તે બોલીઃ "અમે ગરીબ હોવાથી અમારૂં કુટુંબ ગમે તેટલું ઉંચું હોવા છતાં પણ આપણી જ્ઞાતિનો કોઈ પણ યુવક મારી પુત્રીના હાથનું માગું કરતો નથી. આજ કાલ તો સહુને પૈસો વ્હાલો છે. જો હું પાંચ–દશ હજાર આપી શકું તેમ હોઉં તો એક નહિ ને એકસો યુવકો મારા મકાનનો ઓટલો ભાંગી નાંખે."

આ તક લક્ષ્મીકાન્ત ભૂલે તેવો ન હતો. તે આ વૃદ્ધાની પરિસ્થિતિ તરફ દિલસોજી દર્શાવતો તથા ઉચ્છૃંખલ અને કેવળ અર્થલોભી યુવકોનો તિરસ્કાર કરતો બોલ્યોઃ " અરે વિમળાગૌરી જેવા દુર્લભ રમણીરત્નને પ્રાપ્ત કરવાને તો અનેક વર્ષોપર્યંત તપશ્ચર્યા કરવી પડે. જેનાં સદ્‌ભાગ્ય હોય તે જ એ મુનશીકુળભૂષણ સુંદરીને પોતાની અર્ધાંગી બનાવી શકે. જો આપને ગુસ્સો ન ચડે તો હું પ્રાર્થના કરવાની ધૃષ્ટતા કરૂં છું કે આપ મારા પર કૃપા કરીને આપની પુત્રીનો હસ્ત મારા હસ્તમાં આપશો. આપે મને કિંવા આપની પુત્રીને કશું પણ આપવાનું નથી. એટલું જ નહિ પરંતુ વિમળાગૌરી સાથે મારૂં લગ્ન થતાં હું આપનો પુત્રવત્ ગણાઉં. એટલે હું મારાં માતુતુલ્ય સાસુજીની સર્વ ઉપાધિઓને દૂર કરવાનો પ્રયત્ન કરીશ. "

લક્ષ્મીકાન્તની આવી માગણીથી વૃદ્ધાને આશ્ચર્ય થયું. આ યુવક કુળવાન નથી પરંતુ શ્રીમંત છે એ તે જોઇ શકી હતી. તે જાણતી

હતી કે પોતાની કન્યાને માટે કોઇ કુળવાન મુરતીયો મળે તેમ નથી. એટલે તેણે પણ આ તક જવા દેવી નહિ એવો નિશ્ચય કરીને પોતાની સંમતી આપી. પછી લક્ષ્મીકાન્તે કહ્યું: "હું આપનું તમામ કરજ ચુકવી આપીશ; તે ઉપરાંત જ્યાંસુધી આપની હયાતી હશે ત્યાં-સુધી આપને દર વર્ષે ત્રણ હજાર રૂપીઆ આપ્યા કરીશ. હું જાણું છું કે આપ બહુ જ કરકસરથી રહો છો પણ આપના જેવાને માસિક અઢીસો રૂપીઆનું ખર્ચ થાય એ સ્વાભાવિક છે. બાકી વિમળાગૌરીને મારે ત્યાં કેવું સુખ પ્રાપ્ત થશે તે મારે અગાઉથી જણાવવું એ યોગ્ય નહિ."

વૃદ્ધા તો પોતાને આવો ઉદાર જમાઇ મળવાથી અત્યંત આનંદમાં આવી ગઇ. તેણે લક્ષ્મીકાન્તને બીજે દિવસે પોતાને ત્યાં ભોજન કરવા આવવાનું આમંત્રણ કર્યું. લક્ષ્મીકાન્ત તેની રજા લેઇને ઉઠયો.

વૈધવ્ય પ્રાપ્ત થયા પછી વિમળાની માતાને આજના જેટલો આનંદ કદી પણ થયો ન હતો. આ લગ્નથી પોતાની સ્થિતિમાં થનારા મહાન પરિવર્તનનો વિચાર તેના મનને પ્રફુલ્લ બનાવતો હતો. પરંતુ એ પ્રફુલ્લતામાં એક વિઘ્ન તેની દૃષ્ટિ સમક્ષ ઉપસ્થિત થયું:—

"વિમળા માનશે ખરી ?" તેને વિચાર થયો.

આ વિચારથી તેનું મન ચિંતાને લીધે વિહ્વળ બની ગયું. આજે રાત્રે જ એ બાબતનો નિર્ણય કરવાનો તેણે નિશ્ચય કર્યો. રાત્રે વાળુ કર્યા બાદ માતા પુત્રી એકલાં પડયાં એટલે માતા બોલી: "ચંદનગરનો આપણી જ્ઞાતિનો એક યુવક આજે મારી પાસે આવ્યો હતો. તે શ્રીમંત હોવાની સાથે દરેક રીતે ખરો સદ્‌ગૃહસ્થ છે. તેણે તારા હાથની માગણી કરતાં મેં તેને એ બાબતમાં મારી સંમતી આપી છે."

પોતાની માતાના મુખમાંથી કશા પણ પ્રસ્તાવ વગર એકાએક નિકળેલા આ શબ્દો સાંભળીને વિમળા દિગ્મૂઢ જેવી બની ગઇ.

તે બોલી: "એ તદ્દન નહિ બની શકે તેવું છે! તમે તેને તમામ હકીકત જણાવી છે?"

"શું! તારા ભૂતકાલિન જીવનની હકીકત તેને જણાવું?" વૃદ્ધા બોલી: "નહિ, હું તને પણ કહું છું કે એ બાબતમાં તારે મૌન્યને જ ધારણ કરવું."

"બા! આ તમે શું કહો છો? જેની સાથે મારૂં લગ્ન કરવાની તમે ઇચ્છા રાખો છો તેને હું મારા જીવનના ભૂતકાલિન દોષથી માહિતગાર ન કરૂં તો મેં તેની સાથે દગો કર્યો જ લેખાય! મારૂં એ હીચકારાપણું ભવિષ્યમાં પ્રકટ થાય તો મારી શી અવસ્થા થાય! નહિ, એમ મારાથી કદી પણ બની શકશે નહિ."

**વિમળા**ના આ શબ્દોથી તેની માતાને ક્રોધ તો એટલો બધો ચડયો કે આ છોકરીને અહીંને અહીં પૂરી કરી નાખું, એમ તેને થયું! પરંતુ તે ચાણાક્ષ હતી. તે સમજતી હતી કે અત્યારે ગુસ્સો કરવો નિષ્ફળ છે. ગુસ્સાથી આ હઠિલી છોકરી ઠેકાણે આવે તેમ નથી.

"તે નમ્રતાપૂર્વક બોલી: "દીકરી! **વિમળા**! જો તને આપણી સ્થિતિની ભયંકરતાનો ખ્યાલ હોત તો તેં આવા શબ્દોનો ઉચ્ચાર કદી પણ કર્યો હોત નહિ. તેં કરેલી ભયંકર ભૂલ જ આપણા નાશનું કારણ થઇ પડી છે. અત્યારે આપણે એવી મુશ્કેલીમાં છીએ કે તેમાંથી ઉગરવાનો એક પણ આરો નથી. આપણે માથે એટલું કરજ વધી પડયું છે કે તેનું વ્યાજ ભરવાની પણ આપણી શકિત નથી. એટલું જ માત્ર નહી પણ આ મકાનનું ચાર માસનું ભાડુ પણ આપી શકાયું નથી. જો મકાનનો માલિક કાલે આવીને ભાડાની તાકીદ કરે તો આપણે આપણી તમામ વસ્તુનો ત્યાગ કરીને બહાર નિકળવું પડે અને રસ્તાપરના ભિખારી જેવી આપણી અવસ્થા થાય. દીકરી! મારે આટલી ઉમરે પેટનો ખાડો પૂરવાને માટે ઘરેઘર ભિખ માગવી? આપણો સર્વનાશ થઇ ચૂકયો છે. તેમાંથી આપણા ઉદ્ધારનો માત્ર એક જ માર્ગ છે અને તે આ યુવક સાથે તારૂં લગ્ન!"

આ ઉપરાંત પણ વૃદ્ધાએ બીજી કેટલીક દલીલો કરીને વિમળાને સમજાવવાનો પ્રયત્ન કર્યો. શો જવાબ આપવો તે વિમળા સમજી શકી નહિ. છેવટે તે બોલી: "હું આજે રાત્રે વિચાર કરીને આવતી કાલે સ્હવારે તમને જવાબ આપીશ." આટલો જવાબ મળ્યા પછી તેની માતાએ અત્યારે વિશેષ દબાણ કરવાનું યોગ્ય ધાર્યું નહિ.

વિમળાને રાત્રે નિદ્રા આવી નહિ. આખી રાત્રી તેણે વિચારમાં પસાર કરી. છેવટે તેણે એવો નિશ્ચય કર્યો કે કાલે એ યુવક મળે એટલે તેને તમામ સત્ય વાર્તા જણાવવી તો ખરી. પરંતુ બીજે દિવસે લક્ષ્મીકાન્ત આવતાં વિમળાનું મન નિર્બળ બની ગયું. તેની માતાનાં નેત્રોમાં ક્રોધ અને પ્રાર્થના બન્ને જણાતાં હતાં. એટલે વિમળાએ પોતાની હકીકત બીજે દિવસે જણાવવાનો વિચાર રાખ્યો.

વિપિન ઉપર વિમળાનો પ્રેમ હતો; તે અત્યારે તદ્દન નાબુદ થઇ ગયો ન હતો. છતાં પણ વખતના વહેવા સાથે એ પ્રેમ શિથિલ તો બની ગયો હતો. વિપિને ત્રણ વર્ષમાં પુનઃ પત્ર આવવાનું જણાવ્યું હતું અને જો તે પાછો ન આવે તો મૃત્યુ પામ્યો હશે એમ માની લેવાનું કહ્યું હતું. તેને આજે ચાર વર્ષ થઈ ગયાં હતાં. એટલે તે મૃત્યુ પામ્યો હોવો જોઇએ એમ વિમળાને લાગતું હતું. એક તરફથી આ સ્થિતી હતી ત્યારે બીજી તરફથી તેની માતાનો આગ્રહ તથા પોતાની સાંપ્રત પરિસ્થિતિનો પણ તેને વિચાર આવતો હતો. લક્ષ્મીકાન્ત યુવાન હતો, ફુટડો હતો, શ્રીમંત હતો અને તેનો પોતાના ઉપર પ્રેમ છે એ વિમળા જોઈ શકતી હતી. તેને લાગ્યું કે "આ યુવક પર અત્યારે મારો પ્રેમ નથી, પરંતુ અતિ પરિચયથી તે મારા પ્રેમને પ્રાપ્ત કરશે ખરો!"

તેઓ અવારનવાર મળતાં. કોઇ વાર એકલાં ફરવાને માટે જતાં. તે દરમિયાન વિમળાના મનનો સંકોચ દુર થતો જતો હતો. એક દિવસ તેઓ એક બગીચામાં ફરવાને માટે ગયાં હતાં. આજે

સ્હવારથી **વિમળાનું મન ઉદાસ હતું,** તેના મ્લાન બનેલા વદન તરફ જોઈને લક્ષ્મીકાન્ત તેના કારણની અટકળ કરવાનો પ્રયત્ન કરતો હતો. તે પ્રયત્નમાં તેને સફળતા મળી નહિ. તેણે પ્રશ્ન કર્યો: “કેમ, આજે ઉદાસ કેમ દેખાઓ છો ?”

**વિમળાના** મનને એમ થયું કે અત્યારે લક્ષ્મીકાન્તને તમામ સત્ય હકીકત જણાવી દઉં. પરંતુ તે હિમ્મત કરી શકી નહિ. પોતાની માતાના ગુસ્સાની તથા લક્ષ્મીકાન્તના મનમાં પોતાને માટે ખરાબ અભિપ્રાય બંધાવાની તેને ભીતિ લાગી. તેણે વિચાર કર્યો કે હવે એ વિષયમાં કશું પણ કહેવું તે યોગ્ય નથી. તેણે પોતાની ઉદાસિનતાનું બીજું જ કારણ જણાવીને સત્ય બાબતના સંબંધમાં મૌન્ય ધારણ કર્યું.

ત્યારપછી થોડા દિવસે વિમળાનું લક્ષ્મીકાન્ત સાથે લગ્ન થયું. **વિમળાને** એમ લાગ્યું કે પોતાના એક ભવમાં બે ભવ થયા!

લક્ષ્મીકાન્તે આપેલી રકમથી **વિમળાની** માતાએ પોતાનું તમામ કરજ ચૂકવી નાખ્યું તથા પોતાનો બંગલો અને વાડી ગીરો મૂક્યાં હતાં તે છોડાવીને પોતે ત્યાં રહેવા લાગી. વિમળા તો તેના પતિની સાથે ચંદનગરમાં રહેતી હતી. તેનો પતિ પોતાના ધંધામાં લક્ષ આપતો હતો, પરંતુ એ કારણથી તે **વિમળા** પ્રત્યે લેશ પણ બેદરકાર બન્યો ન હતો. **વિમળાને** સુખી કરવી, વૈભવવિલાસના શિખરપર પહોંચાડવી એને તે પોતાનું મુખ્ય કર્તવ્ય સમજતો હતો.

તેમના લગ્ન પછી અઢાર મહિને **વિમળાએ** એક પુત્રને જન્મ આપ્યો. ત્યાર પછી બે વર્ષ બાદ બીજો દીકરો અવતર્યો. પરંતુ તેણે પોતાની કુંવારી અવસ્થામાં જે બાળકને જન્મ આપ્યો હતો તેને તે ભૂલી શકી નહિ. તે પોતાના આ દીકરાઓને અત્યંત વ્હાલથી ચાહતી હતી. તેમને ઉછેરવામાં, કેળવવામાં પોતાનો તમામ સમય પસાર કરતી હતી. છતાં પણ તેનાં મનઃચક્ષુ સામે એક વિચાર મૂર્તિમંત થતો કે “મારા મુકુન્દને કદાચ ખાવાને અન્ન પણ નહિ હોય !”

કોઇ કોઇ વાર તેના મનને એમ પણ થતું કે "મારૂં દુર્ભાગ્ય દૂર થઇ ગયું છે!"

પરંતુ તેનું દુર્ભાગ્ય દૂર થયું ન હતું. આપણે શાંતિથી સુખમાં જીવન ગાળતા હોઇએ છીએ ત્યારે આપણને એમ લાગે છે કે ભવિષ્યમાં કદી પણ આપણને દુઃખની પ્રાપ્તિ થવાની નથી. પરંતુ એવી માનિનતામાં આપણે મસ્ગુલ હોઇએ છીએ તેવામાં અચાનક આપણું દુર્ભાગ્ય આપણને ખ્યાલ પણ ન હોય તેવી રીતે આપણા ઉપર હલ્લો કરે છે અને આપણને દુઃખદરિયામાં હડસેલી મૂકે છે! કુદરતની એ વિચિત્રતા આપણી–માનવ પ્રાણીની તુચ્છતાનું આપણને ભાન કરાવે છે.

---

## પ્રકરણ ૨૭ મું.

---

### ઠાકોરલાલનું અધઃપતન

ગોવિંદરાયનો બીજો દીકરો ઠાકોરલાલ બાહ્યતઃ શાંત અને ઠંડા સ્વભાવનો દેખાતો હતો. તે કોઇની સાથે ઝાઝો ભેળાતો નહિ, તેને પોતાના બાપ કે ભાઈની સાથે પણ બનતું નહિ. છતાં પણ તે પોતાના અંતરની ભાવનાને કદી પણ પ્રકટ થવા દેતો નહિ. મોજમજાહ અને વિલાસવૈભવ તરફ તેનું આકર્ષણ વિશેષ હતું. એટલે કરણગઢ જેવા ન્હાના ગામડામાં તેને ચેન પડતું નહિ. ભરૂચ જેવું શહેર પણ તેને આનંદ આપી શકતું નહિ. તેનું મન તો સ્વતંત્ર થવાને તથા મોટાં શહેરોમાં નિવાસ કરીને ત્યાંના અનેક પ્રકારના વિલાસનો ઉપભોગ કરવાને તલપાપડ બની રહ્યું હતું. તેની માનિનતા એવી હતી કે ખરૂં સુખ અને ખરો આનંદ લૂટવાને માટે લક્ષ્મીની ખાસ જરૂર છે અને લક્ષ્મીની પ્રાપ્તિ મોટાં શહેર સિવાય બીજે સ્થળે થઇ શકતી નથી. વળી લક્ષ્મીની પ્રાપ્તિ થતાં કીર્તિ પણ સાથે સાથે જ

આવી મળે છે. આવા વિચારોથી તેનું મન કરણગઢમાં અશાંત રહ્યા કરતું હતું.

તેના પિતા ઉપર તેનો પ્રેમ ન હતો અને તેના બંધુ પ્રત્યે તો તેના અંતરમાં ધિક્કારને જ સ્થાન હતું. એ ધિક્કાર ઉત્પન્ન થવાનું કારણ સરદાર ગોવિંદરાયે પોતેજ આપ્યું હતું. સરદાર સાહેબે ઠાકોરલાલના વર્તનથી કંટાળીને અનેક વાર તેને કહેલું કે "મારા મૃત્યુ પછી મારી તમામ મીલકત વિપિનને મળે એવી વ્યવસ્થા હું કરતો જઈશ. તને એક પાઇ પણ આપવાનો નથી. કારણ કે તારા જેવા ઉચ્છૃંખલ યુવકના હાથમાં મીલકત આવતાં તું ફનાફાતીયા કરી નાખ્યા સિવાય રહે નહિ." વિપિનચંદ્રે ઠાકોરલાલને ખાત્રી આપી હતી કે "બાપુની જે કાંઇ જાગીર કે મીલકત હશે તે આપણે બન્ને અર્ધોઅર્ધ વહેંચી લેઇશું." પરંતુ તે ખાત્રીની ઠાકોરલાલના મન ઉપર અસર થતી નહિ. તેને એમ લાગતું કે વિપિનચંદ્ર અત્યારે બોલે છે ખરો, પરંતુ સમય આવતાં એ પ્રમાણે પળવાનો નથી.

ગોવિંદરાય તથા વિપિનને પોતાના તરફના ઠાકોરલાલના તિરસ્કારની શંકા નહતી. પણ એ વસ્તુસ્થિતિ તેમના નોકર વર્ગથી છૂપી રહી શકી ન હતી. જે વખતે વિપિન નર્મદાના અગાધ જળમાં કૂદકો મારીને સામે કિનારે પલાયન થવાનો પ્રયત્ન કરતો હતો તે સમયે કરણગઢના કિલ્લામાં ઠાકોરલાલ અને રામજી પટેલ વચ્ચે બોલાચાલી થતી હતી. રામજી પટેલ પચાશ વર્ષથી સરદાર સાહેબની નોકરીમાં હતો. વિપિન તથા ઠાકોરલાલ તેની પાસે ન્હાનાથી મોટા થએલા હોવાને લીધે રામજી પટેલ તેમની સાથે બીજા નોકરો કરતાં વિશેષ છૂટ લેતો હતો.

તેણે ઠાકોરલાલને કહ્યું: "ઠાકોરભાઇ! આ પણ એક કમનસીબ બનાવ તો ખરોજ. મોટા ભાઇના જીવનનો આધાર તમે ઘોડા ઉપર બેસીને પસાર થઈ જાઓ તેના ઉપર હતો. છતાં પણ તમારા જેવા હુશિયાર અને કસાયેલા સ્વારનો ઘોડો બારીની બહાર થોડાંક પગલાં

જતાં જ લથડે અને તેથી તમે ઘોડા ઉપરથી પડી જાઓ એ આશ્ચર્ય-કારક તો ખરૂં કારણ કે તમારી સાથેના ઘોડેસ્વારને કશી પણ હરકત આવી નહિ."

રામજી પટેલના આ માર્મિક શબ્દોની ઠાકોરલાલ ઉપર આ-બાદ અસર થઇ. તે ગુસ્સાપૂર્વક બોલ્યોઃ "શું! તું શું બોલ્યો?"

"મારા કહેવાનો અર્થ તમે સારી રીતે સમજી શકો છો." પટેલે કહ્યું.

"નહિ, બરોબર સ્પષ્ટપણે કહે"

રામજી પટેલે એવી અર્થપૂર્ણ દૃષ્ટિથી ઠાકોરલાલની સામે જોયું કે ઠાકોરલાલ એથી ઉશ્કેરાઇ ગયો અને પોતાની પાસેનો ચાબૂક તેણે પટેલને મારવાને માટે ઉગામ્યો; પરંતુ બીજા નોકરો વચ્ચે પડવાથી પટેલ બચી ગયો.

તે જ વેળાએ જે સિપાહીઓ વિપિનની પાછળ નદીકિનારે ગયા હતા, તેઓ કિલ્લામાં આવ્યા. તેમના કહેવાપરથી માલૂમ પડયું કે વિપિને નર્મદામાં પડીને આત્મહત્યા કરી છે.

આ સમાચાર ઠાકોરલાલે શાંતિપૂર્વક શ્રવણ કર્યા. પરંતુ બારિકાઇથી નિરીક્ષણ કરનારને તેનાં નેત્રોમાં ચમકતો આનંદ દેખાયા સિવાય રહે તેમ ન હતું. તે એકદમ પોતાના પિતા પાસે ગયો અને વદન ઉપર શોકના આવિર્ભાવ સહિત ગંભીર સ્વરે બોલ્યોઃ–

"બાપુ! મોટા ભાઇએ આપણા કુટુંબની પ્રતિષ્ઠાના રક્ષણને માટે નર્મદામાં પડીને પ્રાણત્યાગ કર્યો છે."

વૃદ્ધ સરદારનો વિપિન ઉપર અત્યંત પ્રેમ હતો. આ શબ્દો સાંભળીને તેનું હૃદય ભરાઈ આવ્યું અને તેના પર જાણે વિજળી પડી હોય તેવી રીતે તે જમીનપર પડયો તથા બેભાન બની ગયો. પરોઢમાં તો તે આ દુનિયામાં પોતે કરેલાં પુણ્યપાપનો હિસાબ આપવાને માટે યમદેવના ન્યાયાસન સન્મુખ ઉપસ્થિત થઈ ગયો.

હવે ઠાકોરલાલ તેના પિતાની જાગીર અને મીલકતનો સ્વતંત્ર માલિક થયો. સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાની ઈચ્છા બર આવી. તેનો મોટો ભાઈ મરી ગયો છે કે જીવન્ત છે તે ચોક્કસ પૂરવાર થયું ન હતું. છતાં પણ તેને જાગીર કે મીલકતનો સ્વતંત્રપણે ઉપભોગ કરવામાં કોઇ અટકાવે તેમ ન હતું.

ઠાકોરલાલ હવે સરદાર થયો આમ એકાએક અણધારી રીતે મળેલી સંપત્તિથી તેનું મસ્તક ફરી ગયું. પ્રથમ તો તેણે કિલ્લામાં જે મૂલ્યવાન્ વસ્તુઓ તથા ફરનિચર વગેરે હતું એ તમામ વેચી નાખ્યું. આમ થોડું ઘણું ફરનિચર રહેવા દીધું. નોકરોને રજા આપી દીધી અને એક મહિનાની અંદર તો પોતાના નિવાસસ્થાનનો ત્યાગ કરી, પુનઃ કદી પણ અત્ર નહિ આવવાનો નિશ્ચય કરીને ચંદ્રનગરમાં તેના કેટલાક પરિચિત મનુષ્યો હોવાથી તેણે ચંદ્રનગર જવાનું જ પસંદ કર્યું.

તેના મનમાં એવી આશા હતી કે પોતે એક મોટો સરદાર હોવાથી તથા પોતાની પાસે પુષ્કળ સંપત્તિ હોવાથી ચંદ્રનગરમાં થોડા સમયમાં જ પોતે એક અગત્યની વ્યકિત તરીકે લેખાશે.

પરંતુ તેની એ માનિનતા ભૂલભરેલી હતી. કારણ કે તેનામાં કોઇ પણ પ્રકારનું ખાસ વ્યક્તિત્વ ન હતું. એટલે જનસમાજમાં તે આગળ પડતો થઇ શકે એવી આશા ન હતી. ચંદ્રનગર જેવા અટાટ શહેરમાં તેના જેવા જાગીરદાર અને સરદારો તો અનેક હતા. ખરૂં કહીએ તો તે ઉંચેથી પડતા મોટા ધોધમાં એક બિન્દુ સમાન હતો.

જો કે એમ છતાં પણ તેને માટે ત્યાં સ્થાન ન હતું એમ તો નહિ જ. ચંદ્રનગરમાં એક સરદાર કલબ હતી. આ કલબમાં તેના જેવા બાપની મીલકત ઉપર તાગડધીન્ના કરનારા સરદારો ભરાયા હતા. તેમાં કેટલાક સરદારો તો એવા હતા કે જેમની વાર્ષિક આવક ઠાકોરલાલની તમામ જાગીર અને મીલકતને વેચી નાખતાં જેટલી

રોકડ ઊપજે તેનાથી અર્ધી કે પોણી હતી. આ કલબમાં ઠાકોરલાલનો પ્રવેશ થઇ શકયો હતો. સરદાર કલબનો દરેક સભાસદ દરેક પ્રકારના દુર્ગુણ અને દુર્વ્યસનમાં પૂરો હતો. ઠાકોરલાલ તે જોઈ શકતો હતો. પરંતુ તેણે એ દુર્ગુણ કે દુર્વ્યસનથી બચવાને બદલે બીજા સરદારોનું અનુકરણ કરવા માંડયું. એટલું જ માત્ર નહિ પરંતુ કેટલીક બાબતમાં તો તે તેમના કરતાં પણ આગળ વધી ગયો. એમ કહીએ તો ચાલે કે તે દરેક લક્ષણમાં પૂરો બન્યો.

તેણે જે બાજુએ મોટા શ્રીમંતોનાં મકાનો હતાં તે તરફ એક ન્હાનો પરંતુ મનોરમ્ય પ્રાસાદ ભાડે રાખ્યો, નોકર ચાકર રાખી લીધા, ગાડી અને ઘોડા ખરીદવાનું પણ તે ચૂકયો નહિ. ત્રણ માસમાં તો તેણે પચીશ હજાર રૂપીઆનું ખર્ચ કરી નાખ્યું.

થોડા સમયમાં તેની પાસેની તમામ મૂડી ખર્ચાઇ જતાં તેણે પોતાની તમામ જાગીર વેચી નાખી. જાગીર વેચતાં આવેલી રોકડ રકમનો પણ ધીમે ધીમે અંત આવી ગયો. હવે તેણે કરજ કરવા માંડયું. જેમને તેની ખરી સ્થિતિની માહિતી ન હતી તેઓ તેના બહારના ડાકડમાકથી તેને નાણાં ધીરવા લાગ્યા. પરંતુ એ રકમ પણ પણ મોટી થઇ ગઇ. મુદ્દલ રકમ પાછી વાળવાને માટે વ્યાજ ભરવાના પણ ફાંકા પડવા લાગ્યા. એટલે લ્હેણદારોએ તેના ઉપર તગાદો કર્યો. પોતાની પાસે જે કાંઇ હતું તે સર્વસ્વ તેણે પોતાના લ્હેણદારોને આપી દીધું.

હવે તે મોટા પ્રાસાદનો ત્યાગ કરીને એક ન્હાના મકાનમાં રહેવાને માટે ગયો, પરંતુ તેણે મોટા માણસોની મૈત્રીનો ત્યાગ કર્યો ન હતો. તે પોતાના શ્રીમંત મિત્રો પાસેથી ઉછિની રકમ લેતો. માત્ર તે રકમ પાછી આપવાની વાત કરતોનહિ. તે જુગાર પુષ્કળ ખેલતો હતો; પરંતુ જો તેમાં હારી જતો તો પોતાની પાસે લ્હેણી પડતી રકમ જીતનારને આપવાનો વિચાર કરતો નહિ. જુગારમાં તે પાકો તાલિમબાજ ખેલાડી બની ગયો હતો. પત્તા અને પાસા ચીપવામાં તથા

સામાને છેતરવામાં તેના જેવો કુશળ બીજો કોઈ ભાગ્યેજ જોવામાં આવતો.

હવે તેણે જુગારની સાથે એક નવો ધંધો આદર્યો. તે શ્રીમંતો અને ઉચ્ચ કુટુંબનાં મનુષ્યોની ગુપ્ત વાર્તા તેમના નોકરવર્ગ પાસેથી મેળવતો. તેના સજ્જડ પુરાવા એકઠા કરીને પછી તે એ ગુપ્ત વાર્તા પ્રકટ કરવાની ધમકી આપીને શ્રીમંતોને નિચવતો હતો. જો કે છતાં પણ એક માર્ગે આવેલું દ્રવ્ય એવાજ બીજા માર્ગે પસાર થતું હોવાથી તેને નાણાં સંબંધી તો મુશ્કેલી જ રહ્યા કરતી હતી. એમ કરતાં કરતાં એક વખત પોતાના ઉપર પોલિસની ધાડ આવવાની છે એવી તેને બાતમી મળી. એટલે તે એકાએક ચંદ્રનગરમાંથી અદૃશ્ય થઇ ગયો.

## પ્રકરણ ૨૮ મું.

### બાતમી.

ઠાકોરલાલ ચંદ્રનગરનો ત્યાગ કરીને મુંબઇમાં આવ્યો. મુંબઇના કેટલાક બદમાશો અને જુગારીઓનો પરિચય તેને ચંદ્રનગરમાં થયો હતો. એટલે તેને મુંબાઈમાં આશ્રય મળતાં વાર લાગી નહિ. તે મુંબઇના મવાલીઓમાં અમનચમન કરવા લાગ્યો. પરંતુ ત્યાં પણ વધુ વખત તેનાથી ટકી શકાયું નહિ. એકાદ-બે ગુન્હામાં સંડોવાને લીધે તેને મુંબાઇનો ત્યાગ કરવાની ફરજ પડી. હવે તે કોઇ પણ એક સ્થળે નહિ રહેતાં જુદા જુદા સ્થળે ભટકવા લાગ્યો. તેની પાસે મૂડીમાં પત્તા ચીપવાની ચાલાકી સિવાય બીજું કશું પણ ન હતું. એ મૂડીથી પણ તેનો વ્યવહાર નભતો હતો, તે જ્યાં જતો ત્યાં તેને તેના જેવા માણસો તરફથી આવકાર મળતો અને તે ત્યાં થોડા દિવસ ટુંકા કરતો.

એમ કરતાં કરતાં આખા ભારતવર્ષનો પ્રવાસ કરી, મુંબઇ, મદ્રાસ, કલકત્તા અને દિલ્હી એ ચારે ધામની યાત્રા કરી, તથા

વચ્ચે વચ્ચે આવતાં નાના તિર્થસ્થળોનાં જુગારમંદિર, મદ્યમંદિર અને વેશ્યામંદિરની મુલાકાત લઇ, છેવટે તે પુનઃ ચંદનગરમાં આવ્યા. ચંદનગરનો ત્યાગ કર્યાને આજે તેને અઢાર વર્ષ થઈ ગયાં હતાં. તેને એમ લાગતું હતું કે અત્યારે પોતાની ભૂતકાળની કારકીર્દી ભુંસાઇ ગઇ હશે.

ચંદનગરમાં આવ્યા બાદ એક વખત કરણગઢ જઇ આવવાનો તેને વિચાર થયો. ત્યાં કોઇને મળવાની તેની ઇચ્છા ન હતી. ગરંતુ તેનું મકાન વેચી નાખવાનું તેણે ભરૂચના પોતાના વકિલને જણાવ્યું હતું. જો એ મકાન વેચાયું હોય તો તેની ઉપજેલી રકમ વકિલ પાસેથી લઇ આવવી અને ન વેચાયું હોય તો તે વેચી નાખવાનો પ્રયત્ન કરવો એવી તેની ઇચ્છા હતી.

ત્રણ દિવસ પછી તે ચંદનગરથી નિકળીને ભરૂચ ગયો; ત્યાં પોતાના વકિલને મળ્યો. બહુ લાંબા સમયે મળવા માટે વકીલે આનંદ પ્રદર્શિત કર્યો. ઠાકોરલાલે પોતાના મકાનના સંબંધમાં કરેલા પ્રશ્નના જવાબમાં વકીલે જણાવ્યું કે "તમે લખેલું ત્યારે ગ્રાહક નહિ હોવાથી કશું બની શકયું ન હતું. જ્યારે ગ્રાહક હતા ત્યારે તમારો પત્તો નહિ લાગવાથી અત્યાર સુધી એ બાબત જેમની તેમ રહી છે.

વકિલ પાસેથી આ પ્રમાણે સમાચાર મળ્યા એટલે તે કરણગઢ ગયો. ત્યાં તે પહેલાં તો પોતાના જૂના નોકર રામજી પટેલને ઘેર ગયો. ત્યાં તેના દીકરા શામજી પાસેથી તેના જાણવામાં આવ્યું કે રામજી પટેલે આજે પાંચ વર્ષ પહેલાં સ્વર્ગવાસ કર્યો છે.

પોતાને ત્યાં આવનાર ગૃહસ્થ સરદાર ઠાકોરલાલ છે એમ જાણતાં શામજીએ તેનો યોગ્ય આદર સતકાર કર્યો. સરદારના આગમનના સમાચાર કરણગઢમાં વિજળીના વેગે પ્રસરી ગયા અને ગામડાના માયાળુ લોકો પોતાના જૂના સરદારને મળવાને માટે આવવા લાગ્યા.

છેવટે ઠાકોરલાલે પોતાનું મકાન તપાસવાની ઇચ્છા દર્શાવી. તે તથા શામજી ત્યાં ગયા. એ મકાનની ચાવી રામજી પટેલ પાસે હતી. તેણે મરતી વખતે ચાવી પોતાના દીકરાને આપી હતી. આ ભવ્ય પ્રસાદ અત્યારે લગભગ ખંડિયેર જેવો બની ગયો હતો. તેની અંદર જે કાંઇ થોડું ઘણું ફરનીચર હતું તે પણ રદબાતલ થઇ ગયું હતું.

આ સ્થિતિ નિહાળીને ઠાકોરલાલ બોલ્યોઃ "મને લાગે છે કે આ મકાન આવી સ્થિતિમાં વધારે વખત રહી શકશે નહિ. તેમાં સમારકામ કરાવવા જેટલી મારી પાસે સગવડ નથી. એટલે મને લાગે છે કે આ મકાન આમ ઊભું છે તે દરમિયાન જો તેનો કોઇ ગ્રાહક મળી જાય તો સારૂં."

રામજી પટેલના દીકરા શામજીને ઠાકોરલાલનો આ વિચાર રૂચ્યો નહિ. પરંતુ તે પોતાનો અભિપ્રાય વ્યક્ત કરવાની હિમ્મત કરી શકયો નહિ.

ઠાકોરલાલ બોલ્યોઃ " આવા મકાનનો કોઇ ગ્રાહક મળી શકે ખરો ?"

"એ તો સાહેબ ! આપ તેની કેટલી કીમત લેવા ઇચ્છો છો તેના ઉપર આધાર રહે ને? એક માણસનો મને પરિચય છે. તે કદાચ આ મકાન ખરીદી લેવાનો વિચાર કરે ખરો." શામજીએ કહ્યું.

"એ કોણ છે?"

"તે સુરતનો વતની છે અને નર્મદા નદીને સામે કિનારે મોહનપુરમાં રહે છે." શામજીએ જવાબ આપ્યોઃ "મુનશી કુટુંબની પેલી વિમળાગૌરીને તો આપ પિછાનતાં હશો. તેને પોતાની માતા તરફથી વારસામાં તેમનું મકાન મળ્યું હતું. એ મકાન વિમળાગૌરીએ આ માણસને આજથી બાર વર્ષ પહેલાં વેચી નાખ્યું છે અને તેણે વિમળાગૌરીની દાસી મેના સાથે પુનર્લગ્ન કર્યું છે."

તે આપણને કયાં મળશે ?"

*

"તેના મકાનપર. જો આપની ઇચ્છા હોય તો આપણે જમીને તેને ત્યાં જઇએ."

બન્ને જણા શામજીને ઘેર આવ્યા. શામજીની સ્ત્રીએ રસોઇ તૈયાર કરી હતી. બન્ને જમીને મછવામાં બેસી સામે કિનારે મોહનપુરમાં વિમળાની માતાનું જે મકાન હતું તે તરફ જવા લાગ્યા.

માર્ગમાં શામજીએ ઠાકોરલાલને કહ્યું: "એ માણસનું નામ જ્યોતિપ્રસાદ છે. તે વિચિત્ર પુતળું છે. તેણે પુનર્લગ્ન કર્યું તે વખતે મેનાની ઉમર ચાળીશ વર્ષની હતી. જ્યારે તેને માત્ર અઠાવીસ વર્ષ થયાં હતાં. મેનાને તેની શેઠાણી તરફથી સારી રકમ મળી હતી. એટલે તેના પૈસાની લાલચે તેણે મેના સાથે પુનર્લગ્ન કર્યું હતું. અત્યારે તે પોતાની વૃદ્ધ પત્નીને અત્યંત ત્રાસ આપે છે. તેણે એક યુવાન સ્ત્રીને ઘરમાં રાખી છે, અને એ બન્ને જણાં મેનાને બાપડીને ગુલામડી તરીકે ગણે છે; પરંતુ એ બધો પ્રતાપ મેનાનો."

તેઓ જ્યોતિપ્રસાદને ત્યાં પહોંચ્યા. તેણે આ બન્નેનો સત્કાર કર્યો. શામજીએ ઠાકોરલાલની ઓળખાણ આપી. તે વખતે એક વૃદ્ધા તે ખંડમાં એક બાજુએ બેઠી હતી. ઠાકોરલાલનું નામ સાંભળીને તે ઠાકોરલાલની સામે જોઇ રહી. ઠાકોરલાલનું લક્ષ પણ તેની સામે ખેંચાયું.

શું આ વિમળાની દાસી મેના હશે? અરે અત્યારે વિમળા પોતે તેને જૂએ તો તે પણ તેને ઓળખે નહિ, એટલો બધો તેના શરીરમાં, ચ્હેરામાં, બાંધામાં ફેરફાર થઇ ગયો હતો. એક વખતની ખુબસુરત મેના અત્યારે ડાકણના જેવી લાગતી હતી.

જ્યોતિપ્રસાદ અને શામજી વચ્ચે ઠાકોરલાલના મકાનના સંબંધમાં વાટાઘાટ થઇ. છેવટે જ્યોતિપ્રસાદે જો ૫૦૦૦ રૂપીઆમાં એ મકાન મળતું હોય તો રાખી લેવાનું કબૂલ કર્યું. રકમ ઘણી ઓછી હતી; પરંતુ મકાનની અસ્તવ્યસ્ત હાલત જોતાં ઠાકોરલાલે વધારે ખેંચવામાં સાર જોયો નહિ. સોદો નક્કી થયો. ઠાકોરલાલે

ઉદારતાપૂર્વક મકાનમાં જે રદ થયેલું ફરનિચર હતું તે પોતાના જૂના નોકર રામજી પટેલના દીકરા શામજીને બક્ષિસ આપ્યું. આ પ્રમાણે નક્કી થયા બાદ જ્યોતિપ્રસાદ ઠાકોરલાલને ઉદ્દેશીને બોલ્યોઃ "સાહેબ! આપને મદ્યપાન કરવામાં હરકત નથી ને?"

"ના, મદ્યપાનની મને ખાસ ટેવ નથી, પરંતુ પ્રસંગોપાત હું તેમાં સંકોચ રાખતો નથી."

જ્યોતિપ્રસાદ મદ્યની શીશી અને પ્યાલીઓ લેવાને માટે બીજા ખંડમાં ગયો. તે વખતે મળેલી એકાંતનો લાભ લઇને મેના બોલીઃ "મહાશય! મારે આપને એક અત્યંત ગુપ્ત અને જરૂરી વાર્તા કહેવાની છે. આજે રાત્રે તમે મને અમારી વાડીની પૂર્વ દિશાએ પિંપળાનું વૃક્ષ છે ત્યાં મળજો."

તે જ વખતે તેનો ધણી આવ્યો એટલે તે ઠાકોરલાલનો જવાબ મેળવી શકી નહિ. યથેચ્છ મદ્યપાન કર્યા પછી ઠાકોરલાલ તથા શામજી ઉઠયા. દસ્તાવેજ આવતી કાલે કરવાનું નક્કી થયું હતું.

માર્ગમાં ચાલતાં ઠાકોરલાલ વિચાર કરવા લાગ્યો કે 'આ સ્ત્રી મને શી ગુપ્ત વાર્તા કહેવાની હશે! મારે રાત્રે અહીં આવવું કે કેમ? વખતે તેનો મને ફસાવવાનો તો ઈરાદો નહિ હોય? કદાચ તેના ધણીને માલૂમ પડે તો?'

તે કશા પણ નિર્ણયપર નહિ આવી શકવાથી તેણે આ વિષયમાં શામજીની સલાહ લેવાનું યોગ્ય ધાર્યું.

તે બોલ્યોઃ "મેના મને રાત્રે એકાંતમાં શા માટે મળવા ઇચ્છતી હશે?"

એ તો કેમ કહી શકાય? પણ તે અગાઉ જેની દાસી તરીકે નોકર હતી તેનો એટલે વિમળાગૌરીનો આપના મોટા ભાઈ બિપિનચંદ્ર સાથે સંબંધ હતો એમ મારા પિતા મને કહેતા હતા; એટલે કદાચ એ સંબંધમાં કશી અગત્યની હકીકત તેને જણાવવાની હોય તો એ બનવાજોગ છે"

"ત્યારે મારે રાત્રે તેને મળવું એવો તારો અભિપ્રાય પડે છે?"

" હા, સાહેબ ! જો આપની જગ્યાએ હું હોઉં તો હું તો અવશ્ય તેને મળું. "

તે રાત્રે આઠ વાગે તદ્દન અંધકાર પથરાઈ ગયા બાદ ઠાકોરલાલ મેનાએ કહેલા સ્થળે પહોંચ્યો. મેના તેની રાહ જોતી ત્યાં ઊભી હતી. તેણે ઠાકોરલાલને પૂછ્યું: " તમને તમારા મોટા ભાઇના સમાચાર મળ્યા છે. ? "

" મારા મોટા ભાઈના સમાચાર ! " ઠાકોરલાલ આશ્ચર્ય દર્શાવતો બોલ્યો: " તારા જાણવામાં તો હશે જ કે તેણે નર્મદામાં ભૂસકો માર્યો હતો અને તેમાં તે ડૂબી મૂઓ હતો. "

મેના બોલી: " શું તે સહીસલામત બચી ગયા છે, એ બાબતની તમને ખબર નથી ? તે નદી ઓળંગીને આ તરફના કિનારા પર આવ્યા હતા. બીજી સ્હવારે વિમળાગૌરી એ સમાચાર જણાવવાને તમારે ત્યાં આવી હતી. તમારા પિતાશ્રી સ્વર્ગવાસ પામ્યા હતા, અને રામજી પટેલે વિમળાગૌરીને તમને મળવા દીધી નહિ. થોડા દિવસ બાદ તેણે એ હકીકત મને કહીને તમને આપવાને માટે એક પત્ર આપ્યો હતો; પરંતુ તપાસ કરતાં તમે બહારગામ ચાલ્યા ગયેલા હોવાનું માલૂમ પડતાં એ પત્ર મેં તેને પાછો આપ્યો હતો. "

આ હકીકત સાંભળીને ઠાકોરલાલ સ્તબ્ધ બની ગયો.

" તને આવું સ્વપ્નું તો આવ્યું નથીને ? તું અત્યારે પૂર્ણ શુદ્ધિમાં તો છે ને ? " તે બોલ્યો.

"હા, હું પૂર્ણ શુદ્ધિમાં છું અને સ્વમાની નહિ પણ સત્ય હકીકત જણાવું છું. જો અત્યારે અહમદ ખલાસી જીવતો હોત તો તે આપને જણાવત કે તે અહીંથી આપના મોટા ભાઇને ખલાસીનો પોશાક પહેરાવીને મુંબઇ લઇ ગયો હતો અને ત્યાંથી તેણે એક સ્ટીમરમાં આપના મોટા ભાઇને આફ્રિકા તરફ વિદાય કર્યા હતા; પરંતુ એટલીજ વાર્તા નથી. તે કરતાં પણ વિશેષ મહત્ત્વની વાત

તો એ છે કે તમારા મોટાભાઈ સાથેના સંબંધથી વિમળાગૌરીએ એક છોકરાને જન્મ આપ્યો હતો. એ છોકરાને હું જાતે એક સ્ત્રીને ઉછેરવાને માટે સુપ્રત કરી આવી હતી."

એ પ્રમાણે કહીને તેણે પોતે વિમળાગૌરી તથા તેની માતાની સાથે પુના ગઇ હતી તથા ત્યાં જે કાંઇ બન્યું હતું તે સર્વ હકીકત વિગતવાર જણાવી. છેવટે વિમળાગૌરીના ચંદનગરના એક શ્રીમંત વ્યાપારી લક્ષ્મીકાન્ત સાથે થયેલા લગ્નની વાર્ત્તાથી પણ તેણે ઠાકોરલાલને માહિતગાર કર્યો.

છેવટે તે બોલીઃ "વારૂ, હવે હું રજા લઇશ. મને ઘેરથી બહાર નિકળ્યાને ઘણો સમય થઇ ગયો છે. એટલે મારો ધણી કદાચ મારે માટે બૂમો પાડતો હશે." તે ચાલી ગઇ.

ઠાકોરલાલ અંધકારમાં એકલો ઊભો રહ્યો. હમણાં સાંભળેલી હકીકતથી તે આશ્ચર્યને લીધે સ્તબ્ધ બની ગયો હતો. તેણે થોડો સમય શાંત મગજથી વિચાર કર્યો.

લક્ષ્મીકાન્તને નામથી તે સારી રીતે જાણતો હતો. તેની વિપુલ સંપત્તિની તેને પૂર્ણપણે માહિતી હતી. તેને લાગ્યું કે જો આ સ્ત્રીએ કહેલી હકીકત સાચી ઠરે તો મોટો તડાકો પડે ખરો.

બીજે દિવસે મકાનનો દસ્તાવેજ રજીસ્ટર કરાવીને, ૫૦૦૦ રૂપીઆ લઇને તે એક કલાકની પણ ઢીલ કર્યા સિવાય સીધો પુના જવાને માટે વિદાય થયો.

---

## પ્રકરણ ૨૯ મું.

---

### દુર્દૈવનો પ્રારંભ.

વિમળાગૌરીનું લગ્ન થયાને વીશ વર્ષ થઇ ગયાં હતાં. તે સમય દરમિયાન માત્ર એક જ વખત દુઃખ તેની સમક્ષ ઉપસ્થિત

થયું હતું. તે તેની માતાના મૃત્યુનું. શરદીને લીધે ફેફસાંમાં સોજો થવાથી તેની માતા સ્વર્ગવાસિની થઇ હતી.

તેના પતિનો પ્રેમ અગાઉના જેવો અને જેટલો જ હતો. વિમળાગૌરીનાં પગલાંથી તેની સંપત્તિમાં પણ દિન પ્રતિદિન વધારો થતો ગયો હતો. હામ, દામ અને ઠામ એ ત્રણેની તેને વિપુલતા હતી. તેમના બે દીકરાઓ પણ માતાપિતાના જેવા સુશીલ, શાંત અને સચ્ચરિત્રવાન્ હતા. લક્ષ્મીકાન્તની ભાણે જ મનોરમા પાંચ વર્ષની હતી તે વખતે લક્ષ્મીકાન્તની બ્હેન તથા બનેવી એકાએક પ્લેગમાં મનોરમાને નિરાધાર અવસ્થામાં છોડીને ચાલતાં થઈ ગયાં હતાં; એટલે મનોરમાનું કોઇ નહિ હોવાથી લક્ષ્મીકાન્ત તેને પોતાને ત્યાં લાવ્યો હતો. વિમળાગૌરી મનોરમાને પોતાની પુત્રીવત્ રાખતી હતી અને તેનું લાલનપાલન કરતી હતી.

મનોરમાનો પિતા દશ હજાર રૂપીઆની મૂડી મૂકતો ગયો હતો .લક્ષ્મીકાન્તે પોતાના તરફથી પાંચ હજાર રૂપીઆ ઉમેરીને પંદર હજાર રૂપીઆ પોતાની પેઢીમાં મનોરમાના નામ પર જમા રાખ્યા હતા. તે એ રકમને શેરમાં રોકતો હતો અને એમ કરતાં મનોરમા સોળ વર્ષની થઇ તે વખતે તેના નામપર જમે કરેલી રકમ વધીને લગભગ બેથી અઢી લાખ રૂપીઆ થયા હતા.

આવા આનંદ અને સૌખ્યના વાતાવરણમાં વિમળાને પોતાના ભૂતકાલિન જીવનનું સંપૂર્ણતઃ વિસ્મરણ થઇ ગયું હતું એમ કહેવામાં કશી પણ હરકત નથી. તેનો મનોદેવતા શાંત અને પ્રસન્ન હતો. તે એમ માનતી હતી કે 'મેં જે કષ્ટ સહન કર્યું છે તે મારા પાપનું પ્રાયશ્ચિત્ત છે. એટલે હવે એથી વિશેષ પ્રાયશ્ચિત્ત મારે ભોગવવું પડે તેમ નથી.'

એવામાં એક દિવસે મધ્યાન્હ પછી, તેનો પતિ બહારગામ ગયો હતો એવા સંયોગમાં તેને ટપાલમાં એક પત્ર મળ્યો. તે પત્રમાં નીચે મુજબ લખ્યું હતું:—

" બાઇ સાહેબ,

" તમે મને પિછાનો છો એથી હું આશા રાખું છું કે મને મુલાકાત આપવાને માટે તમે વિશેષ નહિ તો પણ અર્ધો કલાક તો ફાજલ પાડવા અવશ્ય કૃપા કરશો.

"હું આવતી કાલે બપોરે બે અને ત્રણની વચ્ચે તમને મળવાને આવીશ. તે સમયે તમે ઘેર રહેવા મહેરબાની કરશો.

" કરણગઢનો સરદાર. "

આ પત્ર વાંચતાં તથા તેની નીચેની સહી જોતાં વિમળાગૌરીનો ચ્હેરો અત્યંત ભયપૂર્ણ બની ગયો. તેને એમ લાગ્યું કે ' વિપિન દેશમાં આવેલો હોવો જોઇએ અને તેણે જ આ પત્ર લખ્યો હશે તથા તે મને મળવાને ઇચ્છતો હશે.' વિપિનનો વિચાર આવતાં તેની સાથે જ એક બીજો ભયપ્રદ વિચાર તેના મનમાં ઉદ્દભવ્યો. ' તેના સંબંધથી મેં એક બાળકને જન્મ આપ્યો હતો એ વાત તેને જણાવવી ? જો એ વાત હું તેને જણાવું છું તો મારે જીવનપર્યંત તેની દયા ઉપર રહેવું પડે છે. જો નથી જણાવતી તો એક મનુષ્ય-પ્રાણી તરીકે હું ભયંકર નૈતિક ગુન્હો કરૂં છું !'

આ વિચાર આખો દિવસ તેના મનમાં ઘોળાયા કર્યો. તેને બિલકુલ ચેન પડયું નહિ. રાત્રીએ શાન્ત નિદ્રા પણ આવી નહિ. બીજે દિવસે બપોરે અઢી વાગે એક નોકરે તેના ખંડમાં આવીને "કરણ-ગઢના સરદાર આપને મળવા માગે છે " એમ જણાવ્યું. તે કશા નિર્ણય પર આવી શકી ન હતી.

એક પચાશ વર્ષની ઉમરનો મનુષ્ય વિમળાગૌરીના દિવાન-ખાનાના દ્વારમાં દાખલ થઇને ઊભો રહ્યો. તેના વાળ ઘણાખરા ધોળા થઇ ગયા હતા. તેના વદન પર એક પ્રકારની ઉદાસિનતા જણાતી હતી. છતાં પણ બદન ઉપરનું ગાંભીર્ય અને સરદાર તરીકેની વિશિષ્ટતા તરી આવતાં હતાં.

વિમળાગૌરી આ મનુષ્યની સામે જોઈ રહી. જેના ઉપર

એક વખત પોતાનો પ્રેમ હતો તેના ચ્હેરામાં અને આ મનુષ્યના ચ્હેરામાં મળતાપણું દેખાતું હતું. છેવટે તે બડબડીઃ—

"વિપિનચંદ્ર !"

આગંતુકે ઉદાસિનતાપૂર્વક મસ્તક ધૂણાવીને કહ્યું:—

"બાઈ સાહેબ ! મારૂં નામ વિપિનચંદ્ર નથી. મારો ભાઇ તો સ્વર્ગવાસ પામ્યો છે. હું તેનો ન્હાનો ભાઇ ઠાકોરલાલ."

આ માણસ વિપિનચંદ્ર નથી એ જાણીને વિમળાગૌરીનું શરીર બીતિથી કમ્પવા લાગ્યું. તે જાણતી હતી કે વિપિનચંદ્ર તથા ઠાકોરલાલની વચ્ચે સારો સંબંધ ન હતો. એટલે વિપિન કદી પણ તેના ભાઇને પોતાની ગુપ્ત વાર્તા જણાવે નહિ. તો પછી આ મનુષ્ય અહીં શા માટે આવ્યો હશે ?

તેણે અત્યંત સંયમપૂર્વક પરંતુ અતિત્વરાથી પોતાના મનમાં ઉત્પન્ન થયેલી બીતીને દબાવી દીધી અને નિર્વિકાર વદનથી એક ખુરસી તરફ આંગળી કરીને તે બોલીઃ "સરદાર સાહેબ ! આ ખુરસીપર બેસો અને મારી પાસે આવવામાં આપનો શો ઉદ્દેશ છે તે જણાવો."

ઠાકોરલાલ ખુરસીપર બેઠો. તેણે પોતાની વેધક દૃષ્ટિ વિમળાગૌરીના વદન તરફ રાખી હતી.

તે બોલ્યો:"પ્રથમ તો મારી આપને એ વિનતિ છે કે આપણું સંભાષણ કોઇ સાંભળી શકે તેમ તો નથી ને ?"

"એવો પ્રશ્ન જ શા માટે ? હું નથી ધારતી કે તમારે મારા પતિ કિંવા પુત્રીથી ગુપ્ત રાખવા જેવી હકીકત કહેવાની હશે."

"બાઈ સાહેબ ! હું તમારે ખાતર તમને પ્રાર્થના કરૂં છું કે આપણું સંભાષણ કોઈ ન સાંભળી શકે તેવી વ્યવસ્થા કરો."

"એ સંબંધમાં કશી પણ ચિંતા કરવાની જરૂર નથી. અહીં એકાંત જ છે. તમારે જે કહેવું હોય તે કહો."

પોતે ધીમેથી બોલે તો પણ વિમળાગૌરી સાંભળી શકે એવા હેતુથી ઠાકોરલાલે પોતાની ખુરસી વિમળાગારીની સ્હેજ નજીકમાં લીધી.

પછી તેણે પ્રારંભ કર્યો: " બાઇ સાહેબ ! મેં મારા વડિલ બંધુના સ્વર્ગવાસની વાત આપને કહી. તેણે પોતાના જીવનના અંતિમ-કાળે પોતાના વિચારો તથા ઇચ્છાઓ મને જણાવ્યાં હતાં. મારા ભાઇના શાંત જીવન અને સુખપ્રદ ભવિષ્યનો જે દુઃખપૂર્ણ ઘટનાને લીધે અંત આવ્યો હતો તેનું અત્યારે તમને સ્મરણ કરાવીને હું તમારા અંતરમાં દુઃખ ઉત્પન્ન કરવા ઇચ્છિતો નથી. તથાપિ એટલું તો ખરૂં જ કે તમારી પ્રતિષ્ઠાની ખાતર પોતાનો પ્રાણ આપનાર તમારા મિત્રને તમે ભૂલી ગયા તો નહિ જ હો. "

વિમળાગૌરી જાણે ઠાકોરલાલ જે કહેતો હતો તેનું પોતાને કશું પણ સ્મરણ ન હોય તે પ્રમાણે જોતી, તેણે કહેલી વાતને સ્મરણ કરવાનો પ્રયત્ન કરવા લાગી.

" બાઇ સાહેબ ! તમે ભૂલી ગયાં છો ? " તે તિખાશપૂર્વક બોલ્યો: " ઘણાં વર્ષો પહેલાં તમારો મારા ભાઇ ઉપર પ્રેમ હતો એ વાતનો ઇન્કાર કરવો નકામો છે. વિપિને તમામ હકીકત મને જણાવી છે."

પોતાના વિપિન ઉપરના પ્રેમની વાર્તા આ મનુષ્ય જાણતો હોય એથી વિમળાગૌરીને કશું પણ બ્હિવાનું કારણ ન હતું. કેમ કે પોતે સભર્ગા થઈ છે એ જાણ્યા સિવાય જ વિપિન પલાયન થઈ ગયો હતો. એટલે વિમળાગૌરી નિર્વિકાર વદને બોલી:–

" મહાશય ! તમે કોની સાથે બોલો છો તેનું તમને સ્મરણ રહ્યું હોય એમ લાગતું નથી. મારૂં લગ્ન આ મકાનના માલિક સાથે ઘણાં વર્ષો થયાં થયેલું છે. હું બે સંતાનની માતા છું. તમારા ભાઇનો મારા ઉપર પ્રેમ હશે; પરંતુ એ રહસ્ય તેનું છે, તમારૂં નહિ. જો મારી યુવાવસ્થામાં મારે હાથે તરત ભૂલ થવા પામી હોય, મેં કાંઇ મૂર્ખતા કરી હોય, તો તેની યાદ આપવાનું કામ તમારૂં નથી. તમારા ભાઇએ કદી પણ એ બાબતનું મને સ્મરણ કરાવ્યું હોત નહિ. જો

ઘટનાને આજ વીશ વર્ષ થયાં હું ભૂલી ગઈ છું તેનું તમે મને નિરર્થક સ્મરણ કરાવો છો. "

" શું બાઇ સાહેબ! તમે તમારા બાળકને પણ ભૂલી ગયા છો ?"

આ ધડાકાથી વિમળાગૌરી સ્તબ્ધ બની ગઈ. 'એ વાર્તા આના જાણવામાં શી રીતે આવી હશે ? ' તેના મનમાં વિચાર આવ્યો. છતાં પણ તે બોલી: " મહાશય! તમે એક સ્ત્રીની એકાંતિક અવસ્થાનો લાભ લઇને તેનું અપમાન કરો છો !"

"અર્થાત્ મુકુન્દરાયનું તમને તદ્દન વિસ્મરણ થઈ ગયું લાગે છે!"

" તમે આ બધું કેવળ અનુમાનને આધારે તમારી કલ્પના-સૃષ્ટિમાંથી ઊભું કર્યું લાગે છે. " તે બોલી. તે સમજી ગઈ હતી કે આ માણસ તમામ હકીકત જાણે છે. છતાં પણ તેણે એ વાતનો ઇન્કાર કર્યો. તેને વિચાર આવ્યો કે નોકરને બોલાવી ઠાકોરલાલને બહાર મૂકી આવવાનું તેને કહું; પરંતુ એ વિચારને અમલમાં મુકવાનું તેને યોગ્ય લાગ્યું નહિ.

ઠાકોરલાલે કહ્યું: " મારો ભાઈ વિપિનચંદ્ર બે વર્ષ પહેલાં પુનામાં હતો. તે ત્યાં મુકુન્દરાય નામના એક યુવકને મળ્યો હતો. એ યુવકના ચ્હેરાએ તથા તેની ચંચળતાએ તેનું એટલું બધું આકર્ષણ કર્યું હતું કે એ કોણ છે, કોનો દીકરો છે એ જાણવાનો તેણે પ્રયત્ન કર્યો. તપાસ કરતાં તેને માલૂમ પડયું કે તેને એક ખેડુતની સ્ત્રીએ ન્હાણપણથી ઉછેર્યો છે. વિશેષ તપાસને પરિણામે તેની ખાત્રી થઇ કે તે પોતાનો દીકરો છે અને પોતાની પ્રિયતમા વિમળાના ઉદરથી ઉત્પન્ન થયો છે. "

" તમે આ કોઇ અદ્દભુત રસાત્મક નવલકથાની ઘટના મારી પાસે જણાવો છો. " વિમળાગૌરી બોલી.

" હાજી, એ અદ્દભુત રસાત્મક નવલકથા છે અને તેની નાયિકા તમે છો. તમારાં માતુશ્રીએ તમારા આ રહસ્યને ગુપ્ત રાખવાને માટે પૂરતી સાવચેતી લીધી હતી; પરંતુ એ ઘટના ગુપ્ત રહી શકી

નથી. તમારી માતાનું તથા તમારૂં ખરૂં નામ જે ઓને તમે તમારો બાળક સુપ્રત કર્યો હતો તેના જાણવામાં આવ્યું હતું. મારા ભાઇએ આ બાબતના ચોક્કસ પૂરાવા મેળવ્યા હતા."

તે બોલતો બંધ થઈ ગયો અને પોતાના શબ્દોની શી અસર થાય છે તે જોવા લાગ્યો. વિમળાગૌરીના વદન ઉપર ચિંતા કે ભીતિનું ચિહ્ન ન હતું. તેનું વદન બિલકુલ નિર્વિકાર હતું. તે મંદ મંદ સ્મિત કરતી બોલી:–

"વારૂ પછી ?"

"મારા ભાઇની ખાત્રી થઈ કે મુકુન્દરાય તમારાથી ઉત્પન્ન થયેલો તેનો પોતાનો જ દીકરો છે; પરંતુ તેને આગળ વધારવાને શું કરવું ? અમારી આર્થિક સ્થિતિ અત્યંત હીન બની ગઇ છે. મારો ભાઇ એક ન્હાના ભાડાના મકાનમાં રહેતો. મારી વાર્ષિક આવક માત્ર છસો રૂપીઆની છે. મારો ભાઇ માંદો પડતાં મિત્રો તથા સગાંવ્હાલાં વગર મુકુન્દની શી દશા થશે એ વિચારથી તેના મનને ત્રાસ થવા લાગ્યો."

"અહો ?" હજી પણ વિમળાગૌરીએ નિસ્પૃહતાને ટકાવી રાખી હતી.

"ત્યારબાદ વિપિને મારી પાસે તેનું હૃદય ખૂલ્લું કર્યું. તેણે મને એક પત્ર લખીને પોતાની પાસે બોલાવ્યો અને મને સર્વ હકીકત જણાવીને તમને મળવાનું કહ્યું. એ સમયે તેના આ શબ્દો હતા. 'વિમળાના સ્મરણમાં બધું હશે. અમારો દીકરો ભૂખના દુઃખથી ટળવળે એ કલ્પના પણ તેને અસહ્ય થઇ પડશે. તે અત્યંત શ્રીમંત છે. તે મુકુન્દની સંભાળ લેશે; એટલે હું નિશ્ચિતપણે આલોકનો ત્યાગ કરૂં છું !"

આ કાસળને આટલેથી પતાવવાને માટે વિમળાગૌરી ઊભી થઇ. તે બોલી. "તમે એટલું તો કબૂલ કરશો કે તમે જે કહ્યું તે મેં અત્યારસુધી ધીરજથી સાંભળ્યું છે."

તેની આટલી નિસ્પૃહતા અને શાંતતા જોઇને ઠાકોરલાલને આશ્ચર્ય થયા સિવાય રહ્યું નહિ. તેણે કશો પણ જવાબ આપ્યો નહિ.

તે આગળ બોલવા લાગી: " તમારા ભાઇ વિપિનચંદ્રનો મારા ઉપર વિશ્વાસ હતો. તેણે પોતે પલાયન થઇ ગયો ત્યારે મને તમારી માતાના દાગીના આપ્યા હતા. એ દાગીના અત્યારે હું તમને પાછા આપું છું. "

વિમળાએ એક પેટી ઉઘાડી, તેમાંથી દાગીનાની કોથળી કાઢીને ઠાકોરલાલના હાથમાં તે કોથળી આપી અને કહ્યું: "તમારો ભાઈ પોતે એ દાગીના લેવાને કેમ ન આવ્યો ?"

એ જોઇને ઠાકોરલાલે આશ્ચર્ય દર્શાવ્યું, પરંતુ તે કઠોર સ્વરે બોલ્યો: " તમને દાગીનાના સંબંધમાં કશું કહેવાનું મારા ભાઈએ મને કહ્યું નથી. "

વિમળા બોલી: "હવે તમે જાઓ. તમારી સાથે વાત કરતાં મને કંટાળો આવ્યો છે. જો નહિં જાઓ તો મારે માણસને બોલાવવો પડશે. "

" વારૂ, બાઇ સાહેબ ! હું રજા લઉં છું; " ઠાકોરલાલે કહ્યું: " પરંતુ જતાં પહેલાં મારા ભાઇના છેવટના શબ્દો મારે તમને કહેવા જોઇએ. તેણે કહ્યું હતું કે 'જો વિમળાને અગાઉની વાર્તાનું સ્મરણ રહ્યું ન હોય અને તે તેના દીકરાને સુખી કરવાને માટે જોઈતું સાધન પુરૂં પાડવાની ના પાડે તો હું તને આજ્ઞા કરૂં છું કે તું કોઇ પણ રીતે આ મુકુન્દરાયનો તેના દીકરા તરીકે સ્વીકાર કરવાની તેને ફરજ પાડજે.' બાઇ સાહેબ ! મેં મારા ભાઈની આજ્ઞાનું પાલન કરવાની પ્રતિજ્ઞા લીધી છે અને તેનું હું અવસ્ય પાલન કરીશ."

---

## પ્રકરણ ૩૦ મું.

### માતા અને પુત્ર.

વિમળાગૌરી એકલી પડયા બાદ દિવાનખાનામાથી ઉઠી અને પોતાના શયનગૃહમાં ગઇ. તેનું હૈયું ભરાઈ આવ્યું હતું. તે રડવા લાગી. અહો! આ એક કલાકની મનોવ્યથાની સાથે સરખાવતાં તેનું વીશ વર્ષનું સૌખ્ય કશા હિસાબમાં ન હતું!

તેના મનમાં પુનઃ સુખપ્રાપ્તિની બિલકુલ આશા રહી ન હતી. આ માણસ ધમકી આપીને ગયો છે. તે જ્યારે પુનઃ આવે ત્યારે તેને શો જવાબ આપવો!

તેનું મન સ્હેજ શાંત થયા બાદ તે ઠાકોરલાલે જણાવેલી હકીકતનો વિચાર કરવા લાગી, તો તેને એ હકીતમાં કેટલીક તૃટીઓ અને અસંભવિતતા જણાઈ.

જો વિપિનચંદ્ર દેશમાં આવ્યો તે વખતે અત્યંત દરિદ્રાવસ્થામાં હતો, તો તેણે વિમળાગૌરીને આપેલા પોતાની માતાના દાગીનાની તેની પાસે માગણી કેમ ન કરી?

એક પળ તેને એવો વિચાર આવતો કે આ તમામ હકીકત પોતાના પતિને જણાવવી, પરંતુ બીજીજ પળે તે વિચાર દૂર થઇ જતો હતો; કારણ કે આ હકીકત જાણતાં પોતાના પતિના અંતરમાં થનારી વેદનાના વિચારથી તે ધ્રૂજી ઉઠતી હતી. તેને એમ પણ લાગતું કે 'જો હું મારા પતિને એ હકીકત જણાવું તો મારી કુંવારી અવસ્થાની માફક લગ્ન પછી પણ હું મારૂં શિયળ જાળવી શકી નહિ હું એવી મારા પતિને શંકા આવશે.'

તે જાણતી હતી કે તેનો પતિ ગમે તેમ કરીને પોતાની પ્રતિષ્ઠાને હાની પહોંચવા નહિ દે, પરંતુ પતિના જાણવામાં એ વાર્તા આવતાં આ ગૃહની શાંતિ અને સૌખ્યનો સદાને માટે નાશ થવાની તેને ભીતિ હતી.

તેને આત્મહત્યા કરવાનો વિચાર આવ્યો. પરંતુ આત્મહત્યા કરવાથી પોતાની આબરૂ ટકી રહે તેમ ન હતું; કારણ કે ઠાકોરલાલ પોતે આપેલી ધમકીનો અમલ કર્યા સિવાય રહેવાનો નથી એવી તેની ખાત્રી થઇ ચૂકી હતી.

સદ્‌ભાગ્યે લક્ષ્મીકાન્ત બહારગામ ગયેલો હોવાથી વિમળાગૌરી પોતાની તબિયત નરમ હોવાનું બ્હાનું કાઢીને પોતાના શયનગૃહમાં બે દિવસ સુધી ભરાઇ રહી અને પોતાના મનમાં થતી ચળવળને છૂપાવી શકી.

ડોકટર તેની તબિયત જોવાને આવ્યો હતો. તેણે મજ્જાતંતુની અવ્યવસ્થા હોવાનું જણાવીને તે માટે તેને દવા આપી હતી; પરંતુ મનોરમાને લાગતું હતું કે મામીના મજ્જાતંતુની અવ્યવસ્થા થવાનું કારણ કાંઇક ગંભીર છે. છતાં પણ તે એ વિષયમાં મામીને કશો પ્રશ્ન કરવાની હિમ્મત કરી શકી નહિ.

વિચાર કરતાં વિમળાગૌરીને લાગ્યું કે જે બને તે બનવા દેવું. તેને લાગ્યું કે આ સ્થિતિમાં પોતાનું જીવન કેવળ દુઃખમય બની રહેશે; પરંતુ તેણે એકલીએજ સર્વ સહન કરવાનો નિશ્ચય કર્યો; કારણ કે કોઇ વખતે આ દુઃખમાંથી મુક્તિ મળશે એવી તેને આશા રહેતી હતી.

લક્ષ્મીકાન્ત બહારગામથી આવ્યો તે વખતે તેની પત્નીની તબિયત સારી હતી. પૂર્વની શાંતિ તો તે પ્રાપ્ત કરી શકી નહોતી, પરંતુ તેના વદનપરથી કોઇને કશી શંકા જવાનું કારણ ન હતું. દરેક પળે ઠાકોરલાલ તરફના સમાચારની તે માર્ગપ્રતિક્ષા કરી રહી હતી. જ્યારે દ્વાર ખૂલતું ત્યારે તેનો ચ્હેરો ફિક્કો પડી જતો હતો. કદાચ પોતાની ગેરહાજરીમાં તે પોતાને મળવા આવે તો, એવી ભીતિથી તે કદાચ પણ જતી નહિ.

છેવટે એક પત્ર આવ્યો. તેમાં ઠાકોરલાલે પોતાની તબિયત

નરમ હોવાનું જણાવીને બીજે દિવસે બપોરે વિમળાગૌરીને સરદારગૃહમાં પોતાને મળવા માટે આવવાની વિનતિ કરી હતી.

તેણે આ કાગળ વાંચીને બાળી નાખ્યો તથા ઠાકોરલાલે કરેલી આજ્ઞાનું પાલન કરવાનો નિશ્ચય કર્યો.

બીજે દિવસે જણાવેલા સમયે અત્યંત સાદો તથા પોતે એકદમ ઓળખાઈ ન જાય એવો પોષાક તેણે ધારણ કર્યો અને ગાડી તૈયાર કરવાની આજ્ઞા કર્યા સિવાયજ તે બહાર નિકળી. પોતાના મકાનથી પા એક માઇલ દૂર ગયા બાદ તેણે એક ગાડી ભાડે કરી તથા તેમાં દાખલ થઈ ગાડીવાનને 'સરદાર ગૃહ' તરફ ગાડી લઇ જવાની આજ્ઞા કરી.

'સરદારગૃહ'માં દાખલ થતાં કદાચ કોઇ પરિચિત મનુષ્ય પોતાને જોઇ જશે તો, એવી તેને ભીતિ રહ્યા કરતી હતી. છતાં પણ ગાડી ત્યાં પહોંચી એટલે તેણે ગાડીવાનને ભાડાના પૈસા ચૂકવી આપ્યા અને સાડીનો છેડો કપાળ સુધી લાવીને તે 'સરદારગૃહ'માં દાખલ થઇ. ત્યાં ત્રીજા માળ ઉપર ઠાકોરલાલનો બ્લોક હતો. એ સ્થળે જઇને તેણે દ્વારપર અવાજ કર્યો.

અંદરથી કોઇનો અવાજ આવ્યોઃ "અંદર આવો. બારણું ખૂલ્લું છે."

વિમળાગૌરી અંદર દાખલ થઇ. ત્યાં ઠાકોરલાલને બદલે એક છોકરવન નિર્દોષ ચ્હેરાનો યુવાન મનુષ્ય તેની દૃષ્ટિએ પડયો.

વિમળાગૌરીને લાગ્યું કે પોતે આ ખંડમાં આવવામાં ભૂલ કરી છે. ઠાકોરલાલનો ખંડ બીજો હશે; એટલે તે બોલીઃ "હું તો ધારતી હતી કે આ સરદાર ઠાકોરલાલનો ખંડ હશે, પરંતુ તે આ નહિ. તમારી શાંતિમાં વિઘ્ન નાખવાને માટે હું તમારી ક્ષમા માગું છું."

"બાઇ સાહેબ! તમે ભૂલ કરી નથી. આ ખંડ ઠાકોરલાલનોજ છે અને હું માનું છું કે મને અત્યારે વિમળાગૌરીબાઇનાં દર્શન કરવાનો લાભ મળ્યો છે." યુવાને જવાબ આપ્યો.

તેણે માત્ર મસ્તક હલાવીને હા કહી. ઠાકોરલાલ પોતાની ગુપ્ત વાર્તા બીજાને જણાવી ચૂકયો છે એ વિચારથી તેનું શરીર ભયથી કમ્પતું હતું.

"બાઇ સાહેબ ! શાંત થાઓ." યુવાન મંજુલ સ્વરે બોલ્યો. "તમે તમારા પોતાના મકાનમાં જેટલાં સલામત હો તેટલાંજ સલામત આ સ્થળે પણ છો. સરદાર ઠાકોરલાલ તમને મળી શકે તેમ નહિ હોવાથી તેણે પોતાની વતી તમારી ક્ષમા માગવાની મને—"

"પણ તેમણે લખેલ અત્યંત અગત્યના પત્રથી મને લાગતું હતું—"

"જ્યારે તેમણે તમને પત્ર લખ્યો ત્યારે જે વિચાર તેમના મનમાં રમી રહ્યો હતો એ વિચારનો તેમણે સર્વથા ત્યાગ કર્યો છે."

આવો પ્રત્યુત્તર સાંભળતાં વિમળાગૌરીને અત્યંત આશ્ચર્ય થયું. તે કશા પણ નિર્ણયપર આવી શકી નહિ. આ યુવાન તેની તરફ દયાર્દ્રતાપૂર્વક જોઇ રહ્યો હતો.

તે પુનઃ બોલ્યોઃ "બાઇ સાહેબ ! સરદાર ઠાકોરલાલે જે બાબતને પોતાની પવિત્ર ફરજ માની હતી તેનો ત્યાગ કર્યો છે કારણ કે તેની માનિનતા ભૂલભરેલી હતી. તમારી સાથે થયેલી મુલાકાત બાદ તે ગુસ્સાથી ઉશ્કેરાઇ ગયા હતા અને જે કાર્ય કરવાની હિમ્મત તમારૂં અંતર કરી શકતું ન હતું, તે કાર્ય તમને ધમકી આપીને પણ તમારી પાસે કરાવવાની તેમણે પ્રતિજ્ઞા લીધી હતી. તમારા સૌખ્યનો નાશ કરવાને માટે તેમણે તમારી વિરૂદ્ધ તમામ પૂરાવા એકઠા કર્યા હતા."

તેણે ટેબલ ઉપર પડેલું એક કાગળનું બંડલ છોડતાં કહ્યું: "આ પૂરાવા એટલા મજબૂત છે કે તેની સામે કોઇ પણ વાંધો ઉઠાવી શકે તેમ નથી. જૂઓ, પુનામાં જે ડોકટર તથા સૂયાણી તમારી સારવાર કરતાં હતાં તેમનો આ પૂરાવો છે. જે ખેડુતની સ્ત્રીને તમે વિશ્વાસમાં લીધી તેણે આ કાગળમાં સર્વ હકીકત લખીને નીચે સહી

કરી છે. તમારાં માતુશ્રી પુનામાં અન્ય નામ ધારણ કરીને રહ્યાં હતાં ખરાં, પરંતુ ત્યાં રહેતા ભરૂચના ત્રણ ચાર જણાં તેમને સારી રીતે પિછાનતાં હતાં. તેમણે પણ લખી આપ્યું છે કે તમારાં માતુશ્રી તમારી સાથે અમુક સમય પુના છાવણીમાં અમુક બંગલામાં રહેતાં હતાં. આ બધા મજબૂત પૂરાવા ઠાકોરલાલે પુષ્કળ મહેનતપૂર્વક એકઠા કરેલા છે. તે તેમની પાસેથી મેળવતાં મને પણ કાંઈ ઓછો શ્રમ પડયો નથી. હું તેનું શું કરવા માગું છું તે હું તમને બતાવીશ."

યુવાન ઊઠયો અને એક ઉંડી શગડી લાવ્યો. આ કાગળો તેણે ઘાસતેલમાં બોળી, તે શગડીમાં મૂકયા અને તેને દીવાસળી લગાવી. તે કાગળો ભડભડ બળવા લાગ્યા.

તે બોલ્યો: "આ બધા કાગળોની રખ્યા થઇ ગઈ છે. તમારી સામેના પૂરાવા હવે અસ્તિત્વમાં રહ્યા નથી. તમે પૂર્ણપણે સ્વતંત્ર છો."

હવે વિમળાગૌરીના સમજવામાં કાંઇક આવવા લાગ્યું. પોતાને ઠાકોરલાલના પંજામાંથી બચાવનાર આ યુવાન મનુષ્ય પોતાનો મુકુન્દ હોવો જોઇએ. અત્યારસુધી તેનો હૃદયમાં દબાઇ રહેલો માતૃ-પ્રેમ એકદમ ઉછળી આવ્યો અને તેના મુખમાંથી ઉદ્‌ગાર સરી પડયો: "મુકુન્દ!"

આ યુવાન પણ ધ્રૂજવા લાગ્યો અને આજે પોતાને પ્રાપ્ત થયેલા અકલ્પનીય સૌખ્યના ભારથી તે જાણે દબાઇ જતો હોય તે પ્રમાણે તે બોલ્યો:–

"હા, બા! હું તમારો મુકુન્દ! મારી માતાને કશું પણ કષ્ટ સહન કરવું પડે તેના કરતાં મારે જો મરવું પડે તો તે હું વિશેષ બહેતર સમજું છું."

વિમળાગૌરીના હસ્ત પહોળા થયા અને મુકુન્દ તેની માતાની ગોદમાં ભરાયો. માતા વાત્સલ્યભાવપૂર્વક પોતાના સંતાનને ચુમ્બ-નથી અંકિત કરવા લાગી.

મુકુન્દ પણ ભરાયેલા સાદે બોલ્યો: "માતા! માતા! મારી વ્હાલી માતા! હું તારો જેટલો આભાર માનું તેટલો ઓછોજ છે."

વિમળાગૌરી કોચ ઉપર આડે પડખે થઇ હતી અને કોચ પાસે જમીન પર બેઠેલા મુકુન્દ તરફ તે જોઇ રહી હતી.

તેને પોતાના 'પ્રેમ લગ્ન (!)'થી પેદા થયેલા આ યુવકનું સૌંદર્ય અપ્રતિમ ભાસતું હતું. આજે જાણે પોતાને સ્વર્ગીય સુખ પ્રાપ્ત થયું હોય એમ તેના મનને થતું હતું.

" માતા ! " માતૃભક્ત પુત્ર બોલ્યોઃ " જ્યારે મારા કાકાએ તમને ધમકી આપ્યાનું મારા જાણવામાં આવ્યું ત્યારે મારી લાગણી કેટલી બધી ઉશ્કેરાઇ ગઇ હતી તેની કલ્પના તમને નહિ આવે- તેમના ભાઇએ એટલે મારા પિતાએ મારા કાકાને એ પ્રમાણે કરવાની ભલામણ કરેલી એ વખતે મારા પિતા તાવની ધૂનમાં બકતા હોવા જોઇએ એવું મારૂં માનવું છે. કારણ કે મારા પિતા તથા હું ઘણી વાર તમારા મકાનની પાસે આવતા હતા અને કોઇ વાર તમારાં દર્શન થતાં અમને કેટલો બધો આનંદ થતો હતો. !"

વિમળાગૌરી રડતી હતી. આ છોકરાનો અવાજ તેને વિપિનના અવાજનું સ્મરણ કરાવતો હતો. વિપિનની છેલ્લી મુલાકાત નદી-કિનારા પર જાણે ગઇ કાલે જ થઈ હોય એમ તેને થતું હતું-

મુકુન્દરાય આગળ કહેવા લાગ્યોઃ " મારો કાકો તમારી પાસે મારે માટે યાચના કરવાને આવ્યો હતો- એ ગઇ કાલે જ મારા જાણવામાં આવ્યું. તેણે શા સારૂ તમારી પાસે આવવું જોઇએ ? હું ગરીબ છું એ વાત સાચી છે, પણ ગરીબાઇ મને કશું કષ્ટ આપી શકે તેમ નથી. મારો નિર્વાહ ચલાવવા જેટલી શકિત તથા બુદ્ધિ મારામાં છે. માતા ? મેં એમ સાભળ્યું છે કે તમે શ્રીમંતાઇના શિખરે પહોંચ્યાં છો, પરંતુ મારે તમારો પૈસો જોઇતો નથી. માત્ર તમારો પ્રેમ મને આપો તો પણ મને સંતોષ છે. તમે મને પુનઃ ભૂલી નહિ જશો. એટલી ખાત્રી રાખજો કે આ બાબતમાં કોઇને કશી પણ જાણ થશે નહિ—આપણા સંબંધની વાર્તા મારા મુખમાંથી કદી પણ નિકળશે નહિ. "

"હાય ? મેં કેટલી મૂર્ખતા કરી!" વિમળાગૌરી પોતાના પુત્ર તરફની અત્યારસુધી બીતિ રાખવાને માટે પોતાની નિર્બળતાનો તિરસ્કાર કરવા લાગી. તેણે મુકુન્દરાયને તેણે તેનું અત્યારસુધીનું જીવન કેવી રીતે વ્યતિત કર્યું, એ વિષયમાં પ્રશ્ન કર્યો.

જે ખેડુતની સ્ત્રીએ તેને ઉછેરવાનુ કબૂલ કર્યું હતું, તે સ્ત્રીનો મુકુન્દરાય ઉપર પ્રેમ હતો અને તેણે મુકુન્દરાયને મરાઠી તથા અંગ્રેજી ભાષાની કેળવણી આપી હતી. બે–ત્રણ વર્ષ તે પુના 'દખ્ખણ કૉલેજ'માં પણ અભ્યાસ માટે રહ્યો હતો વીશ વર્ષની ઉમરે તે મુંબાઈમાં એક બેંકમાં દાખલ થયો હતો. ત્યાં તેને માસિક ૭૫ રૂપીઆ મળતા હોવાથી તેનો નિર્વાહ સારી રીતે ચાલતો હતો. એવામાં એક વખત તેના પિતાનો મેળાપ થયો એટલે તે પિતાની સાથે ચાલવા લાગ્યો. ત્યારપછી અત્યારસુધીમાં તેને પોતાના પિતાના મૃત્યુ સિવાય બીજું કશું દુઃખ નડયું ન હતું. તે પૂર્ણ સુખી હતો.

મા દીકરા વચ્ચે દીકરાના આગલા જીવનના સંબંધમાં ઘણી ઘણી વાતો થઈ. અત્યારે વિમળાગૌરીનું અંતર આનંદથી એટલું બધું ઉભરાઇ ચાલ્યું હતું કે સમય કેવી રીતે પસાર થઇ ગયો તેનો તેને ખ્યાલ પણ રહ્યો નહિ. તેણે ઘડિયાળ સામે દષ્ટિ કરી તો રહાંજના પાંચ વાગી ગયા હતા. પોતે લક્ષ્મીકાન્તને કહીને બહાર નિકળી ન હતી, એટલે આટલો બધો વખત થવાથી તેને ચિંતા થવા લાગી. તે જવાને માટે તૈયાર થઈ.

" માતા! તમારાં દર્શનનો લાભ પુનઃ મને પ્રાપ્ત થશે ? " મુકુન્દરાયે પૂછ્યું.

" હા. " માતાએ પ્રેમ પૂર્વક જવાબ આપ્યોઃ " અવારનવાર, હમેશાં, આવતી કાલે જ. "

# પ્રકરણ ૩૧ મું.

## વિમળાનો ભત્રિજો

આજે વિમળાગૌરીના મનની સ્થિતિ પલટાઇ ગઇ હતી. તેના પતિ તથા પુત્રો ઉપર તેનો જે પ્રેમ હતો, તે પ્રેમનું આજે પરિવર્તન થયું હતું. તેનું શરીર અન્ય સ્થળે હતું પરંતુ તેનો આત્મા, તેનું દિલ તો 'સરદારગૃહ'ના પેલા ખંડમાં જ હતું.

જ્યારે તે ઘેર પહોંચી તે વખતે છ થઇ ગયા હતા. સ્હાંજે તેઓ હમેશાં છ વાગે વાળુ કરી લેતાં હતાં. બધાં સાથે જ જમવા બેસતાં હતાં અને લક્ષ્મીકાન્ત એટલો બધો નિયમિત હતો કે એક મીનિટની પણ ઢીલ થાય એ તેનાથી સહન થતું નહિ. લક્ષ્મીકાન્તે આજે બહારથી આવવાનું આટલું મોડું થવા માટે વિમળાને ઉદ્દેશીને સ્હેજ કટાક્ષ કર્યો, પરંતુ તે જોઈ શકતી હતી કે પોતાની મનોવ્યથાની કલ્પના પોતાના પતિ કિંવા પુત્રોને નથી. માત્ર તેને તેની ભાણેજની ભીતિ હતી.

વિમળાગૌરી બહારથી આવી તે વખતે તેને લાગ્યું કે મનોરમા પોતાના તરફ આશ્ચર્યપૂર્ણ દૃષ્ટિથી જોઈ રહી છે. શું મનોરમાને કશો વહેમ પડયો હશે? છેલ્લા ચાર-પાંચ દિવસમાં પણ મનોરમાએ પોતાની મામીને કેટલાક એવા પ્રશ્નો કર્યા હતા કે એથી વિમળાગૌરીની શંકા બળવાન થઇ હતી. તેને લાગ્યું કે 'મનોરમા આ મકાનમાં હશે ત્યાં સુધી મારૂં મન ભયથી થરથર્યા કરશે; કારણ કે તે મારી ગુપ્ત વાર્તા જાણી જશે એવી ભીતિ મને રહ્યા કરશે. તેની કશી વ્યવસ્થા થાય તો સારૂં.' સદ્‌ભાગ્યે પોતાના વિચારને અનુકુળ સંયોગ તેના લક્ષમાં આવ્યો.

લગભગ બે વર્ષથી મનોરમા તથા લક્ષ્મીકાન્તના કેશિયર સૂર્યકાન્તનું લગ્ન કરવાનો વિચાર ચાલતો હતો. વિમળાગૌરીને લાગ્યું કે જો આ લગ્ન જલદીથી થઇ જાય તો મનોરમા તેના સ્વતંત્ર

મકાનમાં રહેવાને માટે જાય અને પછી પોતાને તેના તરફની કશી ભીતિ રહે નહિ.

તે જ રાત્રીએ મામીએ ભાણેજને વાત વાતમાં જણાવ્યું કે તે પોતે તથા લક્ષ્મીકાન્ત બન્ને પોતાની ભાણેજનું લગ્ન સૂર્યકાન્ત જેવા સુશીલ અને બુદ્ધિમાન્ યુવકની સાથે થાય, તેમાં સંમત છે. તે મનોગત બોલીઃ 'હું મારા પતિને સૂર્યકાન્તને પણ આ વિષયમાં ઉત્તેજન આપવાનું જણાવીશ અને બે મહિનાની અંદર તો આ બે જણાંનું લગ્ન થઇ જશે."

વિમળાગૌરી હમેશાં થોડો થોડો સમય 'સરદારગૃહ'માં પોતાના પુત્ર મુકુન્દરાય પાસે જતી હતી. મુકુન્દરાયને કેવી રીતે આગળ વધારવો, તેને કેવી રીતે સુખી અને શ્રીમંત બનાવવો એ વિષયમાં પોતાના મનમાં સદૈવ ચિંતવન કર્યા કરતી હતી. તેને માત્ર એક જ ભીતિ હતી કે 'કદાચ મુકુન્દ મારી ઉદારતાનો લાભ લેવાનો ઇન્કાર કરશે તો ?' પરંતુ તેની એ ભીતિને દૂર કરવામાં તેને સહાય કરવાને માટે સરદાર ઠાકોરલાલ તૈયાર થશે એમ તે માનતી. વિમળાગૌરી પોતાના પુત્રને મળવાને માટે જતી આવતી હતી તે દરમિયાન સરદાર ઠાકોરલાલ પણ તેને અવારનવાર મળતો હતો. હવે સરદાર ઠાકોરલાલને માટે વિમળાના મનમાં કશો પણ ભય રહ્યો ન હતો. ઉલટો સરદારની પોતાના દીકરા મુકુન્દ પ્રત્યેની લાગણી જોઇને તેને માટે વિમળાના મનમાં સદ્‌ભાવ ઉત્પન્ન થયો હતો.

એક વખત વિમળાગૌરી પોતાના પુત્રને મળવાને માટે 'સરદારગૃહ'માં ગઈ હતી, તે વખતે મુકુન્દરાયની પાસે તેનો કાકો ઠાકોરલાલ પણ બેઠો હતો. થોડો સમય પ્રાસ્તાવિક સંભાષણ થયા પછી ઠાકોરલાલે વિષય છેડયોઃ—

"મારો ભત્રિજો અત્યારે જે પ્રકારનું જીવન ગુજારે છે તે બેશક આનંદપ્રદ છે; પરંતુ તે આવીને આવી સ્થિતિમાં કાયમને માટે રહે તથાપિ તેની ચંદનગરના શ્રીમંત શહેરીઓમાં ગણના થઇ શકે તેમ

નથી. વળી મારા મૃત્યુ પછી તેને અમારૂં સરદારપદ પણ મળી શકે તેમ નથી; કેમકે તે હક્કદાર વારસ નથી."

"કાકા સાહેબ! આ આપ શું કહો છો? અત્યારે મારે શી બાબતની ઉણપ છે?" મુકુન્દરાય બોલ્યો.

"અત્યારે તો કશી પણ બાબતની ઉણપ નથી. પરંતુ જે થોડો ઘણો પૈસો તારો બાપ મૂકતો ગયો છે અને જે તને મારી પાસેથી મળે છે તે ખલાસ થઇ ગયા પછી, તારી શી સ્થિતિ થશે તેનો તારે વિચાર કરવાની જરૂર છે. તું યુવાન હોવાથી તને જો ભવિષ્યનો વિચાર ન આવતો હોય તો તારા વડીલ તરીકે અમારી ફરજ છે કે તારૂં શ્રેય કેવી રીતે થાય એ વિષયમાં અમારે વિચાર કરવો જોઇએ."

"તમારે વિચાર કરવાની કશી પણ જરૂર નથી. મારી પાસેના પૈસા ખલાસ થઈ જશે એટલે હું પણ મારા પિતાની માફક પરદેશ ચાલ્યો જઇશ!"

વિમળાગૌરી પોતાનો હાથ મુકુન્દના મ્હોંપર મૂકી તેને બોલતો અટકાવતી બોલી: "દીકરા! તું તારી માતાને એકલી મૂકીને પરદેશ ચાલ્યો જઈશ? તું મારો તો જરીક વિચાર કર."

"ના, મારાં માજીને દુઃખી કરવાનો મારો ઇરાદો નથી."

"ત્યારે અમે કહીએ એમ કર." ઠાકોરલાલે કહ્યું.

"ના, અત્યારે તો હું મહેનત કરીને પૈસાદાર થઇશ. પછીથી તમે કહેશો તેમ કરીશ."

આ યુવાન અને ઉત્સાહી મુકુન્દને સમજાવતાં પુષ્કળ મુશ્કેલી પડી. તેને દુનિયાનો અનુભવ હોય એમ લાગતું ન હતું. તે તો એમ જ સમજતો હતો કે ગમે તે ધંધો કરવાથી જો તેમાં પુષ્કળ શ્રમ લેવામાં આવે તો પૈસાદાર થઇ શકાય છે; પરંતુ તેને માટે કયો ધંધો યોગ્ય છે તે શોધી કાઢવાનું કાર્ય સહેલું ન હતું. છેવટે ઠાકોરલાલે વિચાર કરીને વિમળાગૌરીને કહ્યું: "હું મુકુન્દની સાથે ચર્ચા કરીને તેણે શો ધંધો કરવો તે નક્કી કરીશ; કારણ કે કોઇ

પણ મનુષ્યે અમુક ધંધામાં દાખલ થતા પહેલાં તેના તરફ તેનું વલણ છે કે કેમ એ જાણવાની જરૂર છે. જો તેને એ ધંધામાં રસ ન પડતો હોય તો તેણે લીધેલ શ્રમ તથા કરેલ ખર્ચ નિરર્થક છે. તે કોઈ પણ ધંધાપર લાગી જાય ત્યાં સુધી તેનું ચાલુ ખર્ચ તમારે પૂરૂં પાડવું. પિતાની ગેરહાજરીમાં માતા તરફથી સહાય મેળવવામાં મુકુન્દને સંકોચ થશે નહિ."

વિપિનચંદ્ર મૃત્યુ પામ્યો હતો. ઠાકોરલાલ અત્યારે મુકુન્દના પિતાનું પદ સાચવતો હતો. એથી વિમળા આભારપૂર્ણ દષ્ટિથી ઠાકોરલાલ સામે જોઇ રહી. તેને લાગ્યું કે જો ઠાકોરલાલ ન હોત તો મુકુન્દ રખડી પડયો હોત. તે ઠાકોરલાલને ઉદ્ધારક દેવતા માનવા લાગી. તેણે ઠાકોરલાલના પ્રસ્તાવનો સ્વીકાર કર્યો. પછી મુકુન્દનો કાકો બોલ્યો: "જો તમારા મકાન પર આવીને રોજ તમને મળી શકાય તો પછી તમારે છૂપી રીતે આ સ્થળે આવવાની જરૂર રહે નહિ."

"હા, પણ એ કેવી રીતે બની શકે?" વિમળાગૌરીએ પૂછ્યું.

"તેનો રસ્તો હું તમને બતાવું." એમ કહીને ઠાકોરલાલે તેને કેટલીક સૂચના કરી. વિમળાગૌરીને તે પસંદ પડી.

બીજે દિવસે ઠાકોરલાલ વિમળાગૌરીને ત્યાં ગયો. વિમળાએ ઠાકોરલાલની પોતાના પતિની સાથે ઓળખાણ કરાવતાં કહ્યું કે "આ કરણગઢના સરદાર ઠાકોરલાલ છે. તેમની સાથે અમારા કુટુંબનો ઘણા જૂના વખતથી સંબંધ છે."

લક્ષ્મીકાન્તે પણ ઠાકોરલાલનું યોગ્ય સન્માન કર્યું. હવે વિમળાગૌરીની ચિંતા ટળી ગઇ. તે રોજ મુકુન્દને મળવાની હિમ્મત કરી શકતી ન હતી. તેમજ મુકુન્દ પોતાને રોજ પત્ર લખે એ પણ તેને પસંદ ન હતું; પરંતુ હવે ઠાકોરલાલ દ્વારા રોજ પોતાના પુત્રના સમાચાર તેને મળતા હતા.

વિમળાગૌરીને મુકુન્દની મુલાકાત થયાને એક મહિનો થઇ ગયો. એક દિવસે ઠાકોરલાલે વિમળાને કહ્યું: "મુકુન્દની રીતભાત મને ચિંતા

ઉપજાવે છે તેનામાં તેના બાપની ઉચ્છૃંખલતા અને સહાસિક્તા ઉતારેલાં છે, જો કે હજી પણ કાંઇ બગડી ગયું નથી, પરંતુ તેના ભવિષ્યને માટે મને ભીતિ રહે છે."

વિમળા પુત્ર તરફના વ્હાલને લીધે તેના વર્તનનો બચાવ કરતી બોલી: "આટલા દિવસ સુધી તે એકલો અટુલો હતો. હવે તેને પ્રાપ્ત થયેલા સુખને લીધે તે કદાચ સ્હેજ ઉચ્છૃંખલ બની જાય એ સ્વાભાવિક છે. તમે તેના ઉપર સખ્ત ન થાઓ. તેનો દોષ ક્ષમા કરવા યોગ્ય છે."

"તમારૂં કથન તદ્દન ખરૂં છે." ઠાકોરલાલે કહ્યું: "તેનો દોષ ક્ષમા કરવા યોગ્ય છે, પરંતુ તેને તમારી તેના તરફની લાગણી અને ઉદારતાનો ખ્યાલ નથી. તે એમ સમજે છે કે તે તો મારી મીલકત ઉડાવે છે અને એથી એક લક્ષાધિપતિના છોકરા કરતાં પણ વિશેષ ઉડાંદ તેના જોવામાં આવે છે. વિમળાગૌરી! તમે મહેરબાની કરીને તેને સમજાવો અને તે કોઇ પણ ધંધે લાગી જાય તેમ કરો."

વિમળાગૌરીએ તેમ કરવાનું વચન આપ્યું ખરૂં પરંતુ તે પોતાના વચનનું પાલન કરી શકી નહિ: કારણ કે પોતાના દુર્ભાગી દીકરાના મનને ક્લેષ ઉપજાવવાનું તેને પસંદ પડતું ન હતું.

એક વખત ઠાકોરલાલે વિમળાને સૂચવ્યું: "જો મુકુન્દ તમને રોજ મળી શકે તો તેને લાભ થાય ખરો."

"હાય! મને પણ તમારૂં કહેવું વાજબી લાગે છે." વિમળાએ કહ્યું: "પણ એ કેવી રીતે બની શકે? મારે પણ મારા પતિ અને પુત્રો તરફની ફરજ બજાવવાની છે."

"હું આ બાબતમાં વિચાર કરી જોઇશ." ઠાકોરલાલ બોલ્યો: "આપણે બીજી વાર મળીશું ત્યારે કદાચ આ વિષયમાં હું કોઇ રસ્તો કાઢી શક્યો હોઇશ."

ઉપર પ્રમાણે તેમની વચ્ચે વાતચીત થઇ ત્યારપછીના ગુરુવારે ઠાકોરલાલ વિમળાપાસે આવ્યો. થોડી પ્રાસ્તાવિક વાતો થયા

પછી તે બોલ્યો: " મેં વિચાર કર્યો છે અને મને એક યુક્તિ સુઝી છે."

"શાની ?"

"મુકુન્દને તમે હમેશાં મળી શકો એ બાબતની."

તે એક પળ મૌન રહીને બોલ્યો: "જો તમે હમેશાં તમારા પોતાનાજ મકાનમાં તેને મળી શકો તો તમારે માટે તમારા પતિને કશી પણ શંકા આવે નહિ. બાકી તમે મુકુન્દને મળવા માટે રોજ તેની પાસે જાઓ એ તો મને બિલકુલ સલાહભરેલું લાગતું નથી."

"પરંતુ મારે ત્યાં મુકુન્દનું આગમન તદ્દન અશક્ય છે."

"હા, એ પણ સાચું."ઠાકોરલાલે કહ્યું: "પરંતુ એ સિવાય મુકુન્દનો ઉદ્ધાર નથી."

પ્રથમ તો વિમળાગૌરીએ દઢતાપૂર્વક મુકુન્દને પોતાને ત્યાં બોલાવવાની ના કહી. જો કોઇ કાચોપોચો મનુષ્ય હોત તો તે વિમળાગૌરીના દઢ નિશ્ચય સામે ટકી શકત નહિ; પરંતુ ઠાકોરલાલ જેવો બદમાશોનો સરદાર હારી જાય એવો ન હતો, તેણે કહ્યું:"જો તમે રોજ મુકુન્દને મળી શકતાં હો તો જ તેને ઠેકાણે લાવવાનું બની શકે. તેને મળવાને માટે તમારે તેને ત્યાં રોજ જવું એ બિલકુલ સલાહ ભરેલું નથી; કારણ કે તમારી રોજની ગેરહાજરી તમારે માટે તમારા પતિના મનમાં શંકા ઉપજાવે. એ શંકા પ્રબળ થતાં તે કદાચ તપાસ કરે અને જો આ વાર્તા તેના જાણવામાં આવે તો તમારી શી સ્થિતિ થાય તેનો વિચાર આવતાં મારૂં મન ધ્રૂજી ઉઠે છે. બાકી જો તે રોજ તમારે ત્યાં આવી શકતો હોય તો પછી તમારા પતિના મનમાં તમારે માટે શંકા ઉપજવાનું કશું પણ કારણ રહે નહિ."

વિમળાગૌરીને પણ છેવટે એમ લાગ્યું કે ઠાકોરલાલનું કથન ખોટું નથી. એટલે તે બોલી: " એ વાત સાચી પણ તે મારે ત્યાં કેવી રીતે આવી શકે ? વળી મારે ત્યાં એકાન્તમાં હું તેને કેવી રીતે મળી શકું ?"

"અંકલેશ્વરમાં તમારા કુટુંબમાં તમારા કાકાના દીકરાની વિધવા તથા તેની બે દીકરીઓ છે, ખરૂં કે નહિ?"

"હા, તે ત્યાં રહે છે."

"તેની આર્થિક સ્થિતિ સારી છે?"

"ના, તે ગરીબ અવસ્થામાં છે."

"હા, અને જો તમારા તરફથી ગુપ્ત રીતે તેને મદદ મળતી ન હોત તો તેને કયારનોયે કોઇ પણ વિધવાશ્રમનો આશ્રય સ્વીકારવો પડયો હોત."

"એ વાર્તા તમારા જાણવામાં છે?" ઠાકોરલાલની આટલી બધી વાકેફગારીથી આશ્ચર્યપૂર્વક તેની સામે જોતી વિમળાગૌરી બોલી.

"હા, બાઇ સાહેબ! એ હું જાણું છું અને બીજી પણ ઘણી વાર્તા મારા જાણવામાં છે. દાખલા તરીકે મારા જાણવામાં છે કે તમારા પતિને તમારા કુટુંબીઓની બિલકુલ માહિતી નથી. અરે તમારા કુટુંબમાં અત્યારે કોણ કોણ હયાત છે એ પણ લક્ષ્મીકાન્તના જાણવામાં નથી. હવે તો તમને મારી યુકિતનો ખ્યાલ આવી શકશે."

વિમળાગૌરીને ઠાકોરલાલની યુકિતનો થોડોઘણો ખ્યાલ આવી શકયો હતો. તેને પોતાના પતિને ઠગવાનું ગમતું ન હતું, એટલે ઠાકોરલાલની યુકિતનો અમલ કરવાને તે રાજી ન હતી.

ઠાકોરલાલે આગળ ચલાવ્યું: "પરમ દિવસે અથવા તે પછીના દિવસે એ વિધવા તરફથી એક પત્ર તમને મળશે. તેમાં તેણે એવું લખ્યું હશે કે 'હું મારા દીકરા મુકુન્દરાયને ચંદ્રનગર મોકલું છું. મને આશા છે કે તમે તેની સંભાળ રાખશો અને તમારાથી બનતી સહાય કરશો.' અલબત તમારી ભાભીનો આ પત્ર તમે સ્વાભાવિક રીતે જ તમારા પતિને બતાવશો. થોડા દિવસ બાદ મુકુન્દરાય ચંદ્રનગરમાં આવીને તમને મળવાને માટે તમારે ત્યાં આવશે. તે વખતે લક્ષ્મીકાન્ત પોતાની પત્નીના ભત્રિજાનો યોગ્ય સત્કાર કર્યા સિવાય રહેશે નહિ."

**વિમળાગૌરી બોલી:** " મને નથી લાગતું કે તમારી આ યુક્તિ સફળ થાય. કારણ કે મારી ભાભી આ કાવતરામાં કદી પણ ભાગ લેવાની નહિ. હું તેનો સ્વભાવ જાણું છું."

ઠાકોરલાલે સ્મિત કર્યું. આ સ્મિત વિમળાગૌરીના અંતરમાં ઊંડો જખમ કરી રહ્યું હતું.

તે બોલ્યો: "પણ હું તમારી ભાભીને મારી યુક્તિમાં સામેલ કરીશ એવું મેં ક્યાં જણાવ્યું છે ? હું એક સ્ત્રી પાસે એ કાગળ લખાવીશ અને પછી મારા વિશ્વાસુ માણસને અંકલેશ્વર મોકલીને તે કાગળ તેની પાસે અંકલેશ્વરની ટપાલ ઓફિસમાં પેટીમાં નખાવીશ. પછી તો કશી અડચણ આવે તેમ નથી ને ?"

" નહિ, મને તમારી આ યુક્તિ નથી ગમતી, કારણ કે ગમે તેમ તોયે આ ભયંકર ગુન્હો છે. કદાચ સત્ય હકીકત મારા પતિના જાણવામાં આવે તો મારું શું થાય ?"

ઠાકોરલાલ ઊભો થયો અને વિમળાગૌરીની સામે વેધક દૃષ્ટિ કરીને બોલ્યો: " વિમળાગૌરી ! તમે અત્યારે ભયંકર ગુન્હાની વાતો કરો છો, પરંતુ તમારી માતાને જણાવ્યા સિવાય તમે ગુપ્ત રીતે એકાન્તમાં રોજ મારા ભાઇને નદીકીનારે મળતાં હતાં એ તમે કેમ ભૂલી જાઓ છો ? વળી જ્યારે તેણે તમને પોતાની સાથે આવવાનું કહ્યું ત્યારે તમે તેની સાથે ન ગયાં, તમને ગર્ભ રહ્યાની હકીકત પણ તેને ન જણાવી, પછી તમે તમારા બાળકનો કાયમને માટે ત્યાગ કર્યો, લક્ષ્મીકાન્તની સાથે લગ્ન કરતાં પહેલાં પણ તમે તેને તમારા ભૂતકાલિન જીવનની સત્ય ઘટના ન જણાવી, અહીં આવ્યા બાદ તમને તમારા દીકરાનો કદી પણ વિચાર ન આવ્યો, તમે અહીં એશઆરામ કરતા હતાં તે વખતે તમારા છોકરાની સ્થિતિ શી હશે તેનો તમે ખ્યાલ ન કર્યો, હવે રહી રહીને તમે 'ભયંકર ગુન્હા'ની વાતો કરો છો ! હું તમને કહું છું કે વિપિનનો તમે નાશ થવા દીધો છે, પરંતુ મુકુન્દનું તમારે રક્ષણ કરવું પડશે.

જો તમે મારી સૂચનાનો સ્વીકાર નહિ કરો તો જાહેરમાં તમે તમારી પ્રતિજ્ઞાને જાળવી શકશો નહિ. આ મારા છેવટના શબ્દો છે અને હું તેને સર્વથા સાચા કરી બતાવીશ. ”

વિમળાગૌરીએ હવે કશી પણ આનાકાની નહિ કરતાં હતાશ બનીને ઠાકોરલાલની સૂચનાનો સ્વીકાર કર્યો.

ચોથા દિવસે તેના ઉપર તેની ભાભીનો પત્ર આવ્યો અને સાતમા દિવસે તેના સ્વર્ગસ્થ ભાઇનો દીકરો (!) મુકુન્દરાય મુનશી પોતાની ફઇ તથા ફુઆને મળવાને માટે આવ્યો. લક્ષ્મીકાન્ત શેઠે મુકુન્દરાય મુનશીનો યોગ્ય સત્કાર કર્યો.

## પ્રકરણ ૩૨ મું.

### ઠાકોરલાલ પગ પ્રસારે છે.

ઠાકોરલાલ બડો ખંધો અને આગ્રહી સ્વભાવનો હતો તે દરેક બાબતમાં વિમળાગૌરીને પોતાને તાબે થવાની ફરજ પાડતો હતો. વિમળાગૌરીને મનમાં ઘણું લાગી આવતું હતું અને તે ઠાકોરલાલના પંજામાંથી છટકવાનો પોતાનાથી બનતો પ્રયત્ન કરતી હતી. છેવટે પોતાના પ્રયત્નમાં સફળતા નહિ મળવાથી નિરાશ થઈને તેણે એ બાબતમાં પોતાના દીકરાની–મુકુન્દની સહાય લેવાનો વિચાર કર્યો.

માતાની હકીકત સાંભળતાં મુકુન્દરાયને જાણે અત્યંત ક્રોધ ચડયો હોય તેમ લાગ્યું. તે બોલ્યોઃ “ હું અત્યારે ને અત્યારે મારા કાકા પાસે જાઉં છું. તે મારો કાકો છે તેથી શું થયું? મારી માતાને પોતાની મરજી માફક વર્તવાની ફરજ પાડવાનો તેને શો અધિકાર છે ? હું તેને તેના અયોગ્ય વર્તન માટે તમારી ક્ષમા માગવાની ફરજ પાડીશ. ”

એમ કહીને માતાપુત્ર જુદાં પડયાં. બીજે દિવસે પુનઃ

મુલાકાત થતાં મુકુન્દ જાણે અંતરમાં બળી રહ્યો હોય, પરંતુ અત્યંત નિરાશ થયો હોય તેવા સ્વરે બોલ્યોઃ " માજી ! માજી ! હું લાચાર છું. મારો કાકો એટલો બધો દુરાગ્રહી અને કારસ્થાની છે કે તેની પાસે આપણું કશું પણ ચાલી શકે તેમ નથી. "

વિમળાને પોતે કેવા સંકટમાં સપડાયેલી છે અને તેમાં કેટલી હદ સુધી ઊંડી ઉતરી ગઇ છે તેનો ખ્યાલ આવવા લાગ્યો. તેના મનમાં થયું કે 'જો મેં વિપિનનો પ્રારંભથી જ પરિત્યાગ કર્યો હોત તો કશું ન હતું.' તે દિવસથી તેના ઉપર ઉપરાછાપરી સંકટનો વર્ષાદ થવા લાગ્યો હતો. એ સંકટનો બોજો અત્યારે એટલો બધો વધી ગયો હતો કે તેનું અંતર વિદીર્ણ બની ગયું હતું.

મુકુન્દરાયે પોતાના મળતાવડા સ્વભાવથી અલ્પ સમયમાંજ લક્ષ્મીકાન્તની પ્રીતિ સંપાદન કરી લીધી હતી. લક્ષ્મીકાન્તના બે દીકરાઓ પણ મુકુન્દને પોતાના આપ્તજનવત્ માનતા હતા અને લક્ષ્મીકાન્તનો કેશિયર સૂર્યકાન્ત તો મુકુન્દનો મિત્ર બની ગયો હતો. આ સમયે સૂર્યકાન્તનું મકાન ચંદનગરમાં હતું પરંતુ મોટે ભાગે તે લક્ષ્મીકાન્તને ત્યાંજ રહેતો હતો.

મુકુન્દ ધીમે ધીમે પુષ્કળ ખર્ચાળ અને ઉડાઉ બની ગયો. શરૂઆતમાં તો તે તેની માતા પાસે એક પાઇ પણ માગતો ન હતો. ધીમે ધીમે તેણે માગણી કરવાની શરૂઆત કરી અને છેવટે તેની માગણી અત્યંત વધી પડી. પ્રથમ તો વિમળાગૌરી આનંદપૂર્વક મુકુન્દને પૈસા આપતી હતી, પરંતુ વખત જતાં તેને લાગ્યું કે 'જો હું મારી ઉદારતા ઉપર અંકુશ નહિ રાખું તો પરિણામે મારો સર્વનાશ થશે.'

લક્ષ્મીકાન્તનો વિમળા ઉપર અત્યંત પ્રેમ હતો. તે વિમળાના અંગત ખર્ચને માટે તથા ઘરખર્ચને માટે તેને જોઇએ તેટલી રકમ કશો પણ પ્રશ્ન કર્યા સિવાય આપતો હતો; પરંતુ વિમળાનો સ્વભાવ કરકસરીયો હોવાથી તે વિચારપૂર્વક ખર્ચ કરતા હોવાને

લીધે તેને વિશેષ ઉપાડ કરવો પડતો ન હતો. એટલે તેને લાગ્યું કે 'હવે જો હું મારા તથા ઘરખર્ચને માટે વિશેષ ઉપાડ કરું અને અગાઉ કરતાં વધારે પડતું ખર્ચ થાય છે એમ મારા પતિને લાગવાથી જો તે મને તેનું કારણ પૂછશે તો હું જવાબ શો આપીશ?"

ત્રણ મહિનાની અંદર તો મુકુન્દે મોટી રકમ ખર્ચી નાખી હતી. જો કોઈ વખત તેના ઉડાઉપણા માટે વિમળાગૌરી તેને ઠપકો આપતી તો મુકુન્દનાં નેત્રોમાં પાણી ભરાઇ આવતાં અને તે કહેતો:–

" માજી ? તમારૂં કહેવું ખરૂં છે. હું મૂર્ખ છું, મારામાં અક્કલ નથી. હું ભૂલી જાઉં છું કે હું લક્ષ્મીકાન્ત શેઠની પત્નીનો નહિ પણ ગરીબ વિધવાની પુત્રી વિમળાનો દીકરો છું. "

વળી તેને લક્ષ્મીકાન્તના બે દીકરાની પણ ઈર્ષ્યા થતી હતી.

તે કહેતો: " તમારા બન્ને પુત્રો સુખી છે; કારણ કે તેમણે તેમના જીવનપ્રાસાદમાં સુવર્ણદ્વારમાં થઇને પ્રવેશ કર્યો છે ! જ્યારે હું કોણ ? માતાપિતાએ જેનો ત્યાગ કર્યો છે, તેને સુખની આશા શાની હોય ? "

"મુકુન્દ ? આ તું શું બોલે છે ? તારે શી બાબતની ઉણપ છે ? " વિમળા દીર્ઘ નિઃશ્વાસ નાખીને બોલતી.

" બાહ્યતઃ મને કોઈ પણ જાતની કમીના નથી; પણ ખરી રીતે તો મારે શું સુખ છે ? તમે જાહેર રીતે તમારા પુત્ર તરીકે મારો સ્વીકાર કરી શકો તેમ નથી. ખરી રીતે જે સરદારપદ મારૂં છે તે મારો કાકો પચાવી પડયો છે; એટલે મારે તો અત્યારે માત્ર તમારી અને મારા કાકાની દયા ઉપરજ જીવવાનું છે. " તેનાં નેત્રોમાંથી અશ્રુબિન્દુ ટપકવા લાગતાં.

આ પ્રમાણે અનેક વાર તેમની વચ્ચે સંભાષણ થતું અને અંતે વિમળા મુકુન્દની ઇચ્છાઓને તૃપ્ત કરતી.

ઉન્હાળામાં વિમળાનો પતિ વગેરે રતનપુરમાં તેમનો બંગલો હતો ત્યાં રહેવાને માટે ગયાં. વિમળાના કહેવાથી મુકુન્દે પણ

રતનપુરમાં એક બંગલો ભાડે રાખી લીધો. એથી તેમને એક બીજાને મળવામાં હરકત આવે નહિ.

હમણાં હમણાં મુકુન્દનું લક્ષ ઘોડાની શરત તરફ દોરાયું હતું. તેણે તેમાં હજાર–બે હજાર રૂપીઆ ગુમાવ્યા. એક દિવસ એ વાત તેણે લક્ષ્મીકાન્તને કરી, એટલે લક્ષ્મીકાન્તે કહ્યું કે " જો તમારે જરૂર હોય અને તમારો હાથ ખેંચમાં હોય તો મને કહેજો. હું તમને મદદ કરીશ."

મુકુન્દને પુનઃ આમંત્રણ કરવું પડે તેમ ન હતું. થોડા સમયમાં જ તેણે લક્ષ્મીકાન્ત પાસેથી પાંચ હજાર રૂપીઆ હાથઉછિના લીધા.

કેટલોક સમય થયા સરદાર ઠાકોરલાલ વિમળાગૌરી પાસે બિલકુલ આવ્યો ન હતો. વિમળાગૌરીએ તેને એક પત્ર લખીને બોલાવવાનો વિચાર કર્યો. તેને લાગતું હતું કે તેને બધી હકીકત કહેવાથી તે શામભેદથી મુકુન્દને સમજાવી શકશે અને અત્યારે મુકુન્દ જે લખલૂટ ખર્ચ કરી રહ્યો છે, તેમાં ઘટાડો કરાવી શકશે.

વિમળાગૌરીનો પત્ર મળતાં ઠાકોરલાલ તેને મળ્યો, બધી હકીકત જાણવામા આવતાં તેને વિમળા કરતાં પણ વિશેષ લાગી આવ્યું હોય એવું દેખાતું હતું. પરિણામે તેની તથા મુકુન્દની વચ્ચે પુષ્કળ બોલાચાલી થઇ.

વિમળાને લાગ્યું કે આ બન્ને જણા બાઝવાનો ઢોંગ માત્ર કરે છે; કારણ કે તેઓ ગુસ્સાપૂર્વક બોલતા હતા તે વખતે તેમની આંખોની કીકીઓ હસ્તી હતી. તે કશું પણ બોલી શકી નહિ, પરંતુ આ શંકા તેના હૃદયને ભેદી નાખવા લાગી. જો કે તેના મનમાં તો ઠાકોરલાલ પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થયો હતો. મુકુન્દને તે બાળક, ઉચ્છૃંખલ અને બીનઅનુભવી સમજતી હતી. તેની એ સ્થિતિનો ઠાકોરલાલ લાભ લે છે એમ તે માનતી હતી.

આમ કરવામાં ઠાકોરલાલનો શો હેતુ હશે એ બાબતમાં તે વિચાર કરવા લાગી. તે કશા પણ નિર્ણય ઉપર આવી શકી નહિ,

પરંતુ થોડા સમયમાં જ ઠાકોરલાલનો હેતુ આપોઆપ ખુલ્લો થઇ ગયો. એક દિવસે મુકુન્દના વર્તનને માટે પુષ્કળ ફરીઆદ કર્યા પછી ઠાકોરલાલ બોલ્યો: " આ મુશ્કેલીમાંથી ઉગરવાને માટે માત્ર એક જ રસ્તો છે, અને તે એ છે કે તમારી ભાણેજ મનોરમાનું લગ્ન મારી સાથે થાય એવી ગોઠવણુ તમારે કરી આપવી. "

ઠાકોરલાલની આ અકલ્પનીય માગણીને વિમળાએ અધવચથી જ અટકાવી દીધી, કારણ કે તેણે પોતાને માટે ભવિષ્યમાં સુખ અને શાંતિની તમામ આશાનો પરિત્યાગ કર્યો હતો, પરંતુ તે પોતાને ખાતર પોતાની ભાણેજને કૂવામા હડસેલવા ઇચ્છતી નહતી.

તે ગુસ્સાપૂર્વક બોલી: " શું તમે એમ ધારો છો કે હું તમારા આવા અધમ કારસ્થાનમાં તમને સહાય કરીશ ? "

" શું મનોરમા મારા જેવા એક સન્માનનીય સરદારની પત્ની બને એ તમને નથી ગમતું ? હું તો એમ કહું છું કે મનોરમાનું સદ્‌ભાગ્ય હોય તો જ આ પદ તેને પ્રાપ્ત થઇ શકે." ઠાકોરલાલે કહ્યું.

" સરદાર ! મારી ભાણેજે પોતાના પતિની પસંદગી કરી લીધી છે. તેનો અમારા કેશિયર સૂર્યકાન્ત ઉપર પ્રેમ છે."

ઠાકોરલાલ બોલ્યો: " અરે, અત્યારે સુધરેલા જમાનામાં જુવાન છોકરીઓ એમ તો અનેક મનુષ્યો ઉપર પ્રેમ કરે છે. જો તમે તેને સમજાવો તો તે જરૂર સૂર્યકાન્ત ઉપર પ્રેમ કરવાનું છોડી દે. પણ મને લાગે છે કે આપણે આ વાદવિવાદમાં નિરર્થક સમય ગૂમાવીએ છીએ. મહેરબાની કરીને બીજી ત્રીજી દલીલમાં નહિ ઉતરતાં હું કહું છું તે પ્રમાણે કરો. "

"નહિ, તમારા પ્રસ્તાવનો સ્વીકાર હું કદી પણ કરવાની નથી." વિમળાગૌરીએ દઢતાપૂર્વક કહ્યું.

ઠાકોરલાલ તેના ઈરાદાની કશી પણ દરકાર કર્યા સિવાય બોલ્યો: "તમારી મુશ્કેલીઓને દૂર કરવાને માટે મારૂં લગ્ન મનોરમા સાથે થવાની ખાસ જરૂર છે એમ હું માનું છું. તમે જૂઓ છો કે

મુકુન્દને તમે જે પૈસા આપો છો એ તેના ઊડાંદી ખર્ચને માટે પૂરતા થતા નથી. એક સમય એવો આવશે કે જે વખતે તમે એક પાઇ પણ આપી શકશો નહિ, તેમજ તમારૂં ખર્ચ તમારા પતિથી પણ છૂપાવી શકશો નહિ. એ વખતે મનોરમાના લગ્ન સમયે પહેરામણીમાં જે રકમ મને મળશે તે હું તમને આપીને તમારી ગુપ્ત વાર્તાનું રક્ષણુ કરી શકીશ."

"નહિ, એવી રીતે મારૂં રક્ષણુ થાય એ કરતાં મારો સર્વ નાશ થાય એ હું વધારે પસંદ કરૂં છું."

"તમે ગમે તેમ કહો, પરંતુ આ બાબતમાં આપણે બધાં સંડોવાયલાં છીએ. તમારી હઠને ખાતર મુકુન્દના ભવિષ્યને હું બગડવા નહિ દઉં. જો તમે મારા કહેવા પ્રમાણે ન કરો તો ભવિષ્યમાં મુકુન્દની શી સ્થિતિ થાય તેનો વિચાર કરો !"

વિમળા બોલી: "હવે આ બાબતમાં મને વિશેષ આગ્રહ કરવાની કશી પણ જરૂર નથી. મેં મારા મનમાં ચોક્કસ નિશ્ચય કર્યો છે. તમારા આ નિંદ્ય જૂલ્મને તાબે થવા કરતાં હું મારા પતિને તમામ સત્ય હકીકત જણાવી દેવાનું વિશેષ પસંદ કરૂં છું. મારા પતિનો મારા ઉપર પ્રેમ છે અને તેથી મને આશા છે કે તે જરૂર મને ક્ષમા કરશે."

ઠાકોરલાલ કરડાકીપૂર્વક બોલ્યો: "એમ ! તમે ધારો છો કે તમારો પતિ તમને ક્ષમા કરશે ? જો તમે એ પ્રમાણે માનતાં હો તો તમે સ્વપ્નમાં રાજ્ય ભોગવો છો ! જેને તમે તમારા કુટુંબમાં અત્યારે તમારા ભત્રિજા તરીકે ઓળખાવો છો તે તમારો ભત્રિજો નથી પણ તમારા આગલા પ્રેમનું ફળ છે એવું જાણવામાં આવતાં તમારો પતિ શો વિચાર કરશે એની તમે કલ્પના કરી? હું તમને ખાત્રીથી કહું છું કે જો તમે તમામ સત્ય વાર્તા તમારા પતિને જણાવશો તો તે તથા તેના પુત્રો તમારો ત્યાગ કરશે, તમે એકલાંઅટુલાં બની જશો અને એ વખતે તમારા કેશિયર સૂર્યકાન્તને સુખી કરવા જતાં

તમારી શી સ્થિતિ થઇ તેનો તમને ખ્યાલ આવશે તથા મારા કથનનો સ્વીકાર નહિ કરવા માટે તમને પશ્ચાતાપ થશે."

"મારૂં ગમે તે થાય તો પણ મારા પતિને તો હવે હું અવશ્ય સર્વ હકીકત જણાવીશ." વિમળાગૌરી મક્કમ સ્વરે બોલી.

"નહિ, હું કહું તે પ્રમાણે જ કરો." ઠાકોરલાલ પણ સત્તાત્મક સ્વરે બોલ્યો:"તમારી ભાણેજને પહેરામણીમાં મળનારી રકમ સિવાય આપણને કોઇ પણ રીતે ચાલી શકે તેમ નથી; એટલુંજ માત્ર નહિ પરંતુ તમારી ભાણેજને મેં જોઇ ત્યારથી કુદરતી રીતે મારો તેના ઉપર પ્રેમ ઉત્પન્ન થયો છે. વિમળાગૌરી! મારા કથનનો પૂરતો વિચાર કરી જૂઓ. તમે તમારી ભાણેજના પ્રેમનો નહિ પરંતુ તમારી પોતાની અને તમારા કુટુંબની પ્રતિષ્ઠાનો વિચાર કરો હું ત્રણ દિવસ પછી તમારો છેવટનો જવાબ લેવાને માટે તમારી પાસે આવીશ."

ઠાકોરલાલે વિચાર કર્યો હતો કે એકદમ જવાબ માગવાથી કશું પણ વળવાનું નથી. એટલેજ તેણે ત્રણ દિવસની મુદત આપી હતી. તેણે અત્યારસુધીમાં પોતાના ચ્હેરાપર કશા પણ વિકારને પ્રકટ થવા દીધો ન હતો. તે ઉઠયો અને વિમળાગૌરીને નમન કરીને ચાલ્યો ગયો.

વિમળાગૌરીએ ઠાકોરલાલને કંઇ ખોટું કહ્યું ન હતું. તેણે પોતાના પતિને તમામ હકીકત જણાવવાનો ચોક્કસ નિશ્ચય કર્યો હતો.

## પ્રકરણ ૩૩ મું.

### મનોરમાનું અપ્રતિમ ઔદાર્ય.

ઠાકોરલાલ દિવાનખાનામાંથી બહાર નિકળ્યો કે તુરતજ પાછળથી કોઇના પગલાનો અવાજ સંભાળતાં વિમળાગૌરીએ પાછળ જોયું, તો મનોરમા તેની દષ્ટિએ પડી. મનોરમા એ દિવાનખાનાની તથા તેની

બાજુના ખંડની વચ્ચે દ્વાર હતું તે દ્વારમાં સ્તબ્ધ બનીને ઊભી હતી. તેનાં નેત્રો નિસ્તેજ બની ગયાં હતાં. તેના વદનપરથી લોહી ઉડી ગયું હતું.

તે બોલીઃ "મામી ! આ માણસની આજ્ઞાને તાબે થાઓ."

દિવાનખાનાની બન્ને બાજુએ ન્હાના ન્હાના ખંડ હતા. તેમાંના એક ખંડમાં કાંઈક કામને માટે મનોરમા આવી હતી. વિમળાગૌરીને એ બાબતનો ખ્યાલ ન હતો. મનોરમાએ વિમળા તથા ઠાકોરલાલ વચ્ચે થયેલુ તમામ સંભાષણ સાંભળ્યું હતું.

"શું ! તું જાણે છે ?" વિમળા ભયપૂર્ણ સ્વરે બોલી.

"હા, મામી ! બધું મારા જાણવામાં આવ્યું છે."

"શું તું મારે ખાતર તારો ભોગ આપવાનું મને કહે છે ?"

"હા, હું તમને પ્રાર્થના કરૂં છું કે તમારી પ્રતિષ્ઠાના રક્ષણને ખાતર મારો વિચાર તમે ન કરો. હું સરદાર ઠાકોરલાલને અંતઃકરણથી ધિક્કારૂં છું. તેના પ્રત્યેનો તિરસ્કાર મારા અંતરમાં સર્વદા જેવોને તેવો જાગૃત રહેશે; તથાપિ હું તેની પત્ની થવાનું કબૂલ કરૂં છું."

મનોરમાનું અપ્રતિમ ઔદાર્ય—તેનો અનુપમ આત્મભોગ જોઇને વિમળા સ્તબ્ધ બની ગઈ.

"પણ સૂર્યકાન્તનું શું થશે ? તેના ઉપર તારો પ્રેમ છે. તેં તેની પત્ની થવાનું તેને વચન આપ્યું છે." તે બોલી.

"આવતી કાલેજ હું તેને આપેલા વચનથી મુક્ત થઈશ." મનોરમાએ કહ્યું.

"નહિ," વિમળા બોલીઃ "મારા પોતાના દોષને ખાતર હું મારી લાડકી મનોરમાના જીવનને નષ્ટ થવા નહિ દઉં."

મનોરમા મામીના વિચારની સાથે સંમત થઇ નહિ. તે બોલી "મામી જો તમારા કુટુંબની આબરૂનું રક્ષણ કરવાની મારામાં શક્તિ છે, તો હું તેનું રક્ષણ કરવાનો પ્રયત્ન કર્યા સિવાય કદી પણ નહિ

રહું. મારૂં જીવન, મારૂં સર્વસ્વ તમને તથા મારા મામાને આભારી છે. તો પછી જ્યારે તમારા સુખનો, તમારી શાંતિનો નાશ થવાનો સમય આવી લાગ્યો છે, તે વખતે મારે શા માટે અચકાવું જોઇએ? હું સરદાર ઠાકોરલાલની સાથે લગ્નગ્રંથીથી અવશ્ય જોડાઇશ."

વિમળાગૌરીએ મનોરમાને તેના આત્મભોગ આપવાના નિશ્ચયથી ચળાવવાનો પોતાનાથી બની શકાય તેટલો પ્રયત્ન કર્યો; પરંતુ મનોરમા એકની બે થઈ નહિ-તેનો નિશ્ચય ફર્યો નહિ.

વિમળાએ કહ્યું: "એ માણસની સાથે લગ્ન કરવાથી તારૂં શું થશે તેનો વચાર કર."

મનોરમાએ જવાબ આપ્યો: "એ કહેતો હતો કે તેનો મારા ઉપર પ્રેમ છે, એટલે કદાચ હું સુખી થઇશ. મારી તો માત્ર એટલીજ ઇચ્છા છે કે હું તેને જે પૈસાની જરૂર છે તે તેને આપી શકું એટલે બસ. માત્ર એકજ બાબતની મારા મનમાં શંકા છે અને એ શંકા મારા મનને કષ્ટ આપે છે. ઠાકોરલાલ પોતાના ભત્રિજાને ખરેખર મદદ કરવાની ઇચ્છા રાખે છે ખરો? મારી તમામ મીલકત પોતાને હસ્તગત કરીને તે કદાચ તમારો તથા તેના ભત્રિજાનો ત્યાગ કરી દેશે તો? માત્ર મારી મીલકત પડાવવાને માટેજ આ બધી બાજી તે રચતો હશે તો?"

"તું શું કહે છે તે હું બરોબર સમજી શકતી નથી." વિમળા બોલી.

મનોરમા બોલી: "હું માત્ર એટલુંજ જાણવા માગું છું કે ઠાકોરલાલ તથા મુકુન્દરાય બન્નેએ મળીને તો આ કાવતરૂં રચ્યું નથી ને?"

પોતાના ઉદરથી જન્મ ધારણ કરનાર મુકુન્દ પોતાની વિરૂદ્ધ કોઈપણ કાવતરામાં સામેલ થાય તે વિમળા માની શકતી ન હતી.

તેણે કહ્યું: "એ તો તદ્દન અસંભવિત છે. ઠાકોરલાલને તેના ભત્રિજાની વર્ત્તણુંકથી તેના ઉપર ગુસ્સો ચડયો છે. તે કદી પણ

તેને ખોટી સલાહ આપે નહિ. મુકુન્દને પોતાના કુળનું અભિમાન છે, તે ઉડાઉ છે, છતાં પણ તેનું હૃદય ભોળું છે. જ્યારે હું તેને ઠપકો આપું છું તે વખતે જો તું તેને જૂએ તો તારી તમામ શંકા નિર્મૂળ બની જાય. કોઇ કોઇ વાર તે પોતાનો દોષ કબૂલ કરે છે અને નેત્રોમાં અશ્રુ સાથે પોતાના વર્તનમાં સુધારો કરવાના સોગન ખાય છે. માત્ર તેને ખરાબ મનુષ્યોની સોબત હોવાથી તે પોતાના વચનોનું પાલન કરી શકતો નથી."

"હું ઇચ્છું છું કે તમે જે કહો છો તે સાચું હોય." મનોરમા બોલી: "જો એમ હશે તો મારૂં ઠાકોરલાલ સાથેનું લગ્ન નિરર્થક નહિ બને. આજે સ્હાંજે જ આપણે ઠાકોરલાલને આ બાબતમાં લખીશું."

"આજે સ્હાંજે જ શા માટે ? એટલી બધી કાંઈ ઉતાવળ નથી."

"નહિ મામી ! આપણે આ ચિંતામાંથી જલ્દી મુક્ત થઇ જઇએ તો સારૂં." મનોરમા મક્કમપણે બોલી: "તમે જે ચિંતાઓને છૂપાવવાનો પ્રયત્ન કરો છો તે ચિંતાઓએ તમારા ઉપર કેવી અસર કરી છે, એ તમે જાણો છો ? તમે છેલ્લા ચાર માસમાં કદી પણ અરીસામાં તમારો ચ્હેરો જોયો છે ખરો ?"

પોતાની મામીનો હસ્ત પકડીને મનોરમા તેને એક મોટા અરીસા પાસે લઇ ગઇ અને બોલી: "તમારા ચ્હેરા સામે જુઓ."

વિમળા અત્યારે અગાઉની વિમળા રહી ન હતી. ચાર માસમાં તો તે વૃદ્ધ બની ગઈ હતી. તેના ગાલ સુકાઇ ગયા હતા, ચ્હેરો ચ્હેરાઇ ગયો હતો, વાળ ઘણાખરા ધોળા થઇ ગયા હતા.

"મામી ! હવે તો તમે આ ચિંતામાંથી જલ્દી મુક્ત થવાની અગત્યનો સ્વીકાર કરશો જ. નવાઇ જેવું તો એ છે કે તમારા ચ્હેરામાં થયેલું પરિવર્ત્તન મારા મામાના લક્ષમાં કેમ આવી શક્યું

નથી ? મેં એટલી તો કલ્પના કરી હતી કે તમારા જીવનમાં કશું પણ રહસ્ય છે; પરંતુ મારૂં માનવું જુદું હતું. હું એમ માનતી હતી કે તમારો પ્રેમ કોઇ બીજા મનુષ્યની ઉપર છે."

પ્રસ્તુત શબ્દો સાંભળીને વિમળાએ એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો; કારણ કે જ્યારે મનોરમાને પોતાના સંબંધમાં શંકા ઉદ્દભવી છે તો બીજાને કેમ ઉદ્દભવી નહિ હોય.

" તે બોલીઃ " મને ભીતિ રહે છે કે સમાજમાં મારી પ્રતિષ્ઠા નષ્ટ પામી છે."

"ના. મામી ! હિમ્મત રાખો. નિરાશ ન થાઓ. આપણે બે જણાં તમારી પ્રતિષ્ઠાનું રક્ષણ કરી શકીશું. હજી કાંઇ બાજી હાથથી ગઇ નથી."

તેજ સ્હાંજે ઠાકોરલાલને વિમળાગૌરીનો પત્ર મળ્યો. તેણે પત્રમાં લખ્યું હતું કે "હું તમારા પ્રસ્તાવને કબૂલ રાખીશ, પરંતુ મારે થોડાક સમયની જરૂર છે. ઉતાવળ કરવાથી કશું બની શકશે નહિ."

આ પત્ર મળવાથી ઠાકોરલાલના આનંદનો પાર રહ્યો નહિ. તેની ખાત્રી હતી કે હવે મનોરમા સાથે પોતાનું લગ્ન થવામાં કશું પણ વિઘ્ન ઉપસ્થિત થવાનું નથી.

બીજે દિવસે મનોરમા સૂર્યકાન્તને એકાન્તમાં મળી. તેણે સૂર્યકાન્તની પાસેથી વચન લીધું કે તેણે હવે પુનઃ મનોરમાને મળવું નહિ અને તેમની વચ્ચે આ તૂટ પડવાની તમામ જવાબદારી પોતાના ઉપર લઈ લેવી !

ત્રીજા દિવસથી સૂર્યકાન્તે પોતાના શેઠની સાથે તેમના મકાનમાં રહેવાનું બંધ કરી દીધું. તે નિયમિત રીતે નોકરી પર હાજર થતો, પરંતુ મનોરમા કે વિમળાગૌરીની પાસે જતો નહિ.

ઠાકોરલાલે વિચાર કર્યો કે લક્ષ્મીકાન્ત એકદમ તેની ભાણેજનું લગ્ન પોતાની સાથે કરવાને કબૂલ નહિ થાય. એટલે તેણે વિમળાગૌરીને કહ્યુંઃ "જો તમે તથા મનોરમા મને વચન આપતાં હો તો

ભોળવામાં મને હરકત નથી." એમ કહીને તેણે વિમળા અને મનોરમાનું વચન લીધું.

વિમળાને લાગ્યું કે મુકુન્દ આખો દિવસ ચંદ્રનગરમાં રહેવાથી વિશેષ ખર્ચાળ બની ગયો છે. એટલે તે રતનપુરમાં પોતાનો બંગલો હતો ત્યાં રહેવાને ગઇ અને તેણે મુકુન્દને પણ ત્યાં તેણે રાખેલા મકાનમાં રહેવા આવવાનું કહ્યું; પરંતુ ગામડામાંથી રહેવાથી કાંઇ મુકુન્દના ખર્ચમાં ઘટાડો થયો નહિ. કેમકે ચંદ્રનગર અને રતનપુર વચ્ચે પુષ્કળ લોકલ ટ્રેનો દોડતી હતી. એટલે ચંદ્રનગરમાં આવી પોતાના દોસ્તોની સાથે ભેળાવામાં મુકુન્દને હરકત આવતી ન હતી. તે હવે તો અવારનવાર પોતાની માતા પાસે પૈસાની માગણી કરવા લાગ્યો. અમસ્થો તે વિમળાને દેખાવ દેતો નહિ. જ્યારે પૈસાની જરૂર હોય ત્યારે આવતો અને તેને પૈસાની જરૂર વારંવાર પડતી હતી. ઠાકોરલાલ ઇરાદાપૂર્વક વિમળાને મળવાને માટે આવતો ન હતો.

## પ્રકરણ ૩૪ મું.

### વિપિનના વર્તમાન.

ત્રણ અઠવાડિયા બાદ લક્ષ્મીકાન્ત શેઠને ત્યાં ભોજનસમારંભ હતો. તેમાં ઠાકોરલાલને પણ આમંત્રણ કરવામાં આવ્યું હતું. ભોજન-કાર્ય ચાલુ હતું તે દરમિયાન લક્ષ્મીકાન્તને એકાએક કાંઇક યાદ આવ્યું હોય તેવા ભાવપૂર્વક તેણે ઠાકોરલાલને પ્રશ્ન કર્યો:—

"જેમ તમે કરણગઢના સરદાર છો, તેમ બીજો કોઇ કરણ-ગઢનો સરદાર હશે ખરો ?"

"મારા જાણવામાં તો કરણગઢનો કોઇ બીજો સરદાર નથી."

"એક અઠવાડિયું થયા બીજા કરણગઢના સરદારનું નામ મારા સાંભળવામાં આવ્યું છે."

ઠાકોરલાલ એકદમ ફીક્કો પડી ગયો. તેનું મન અસ્વસ્થ બની ગયું.

તે બોલ્યોઃ "શું તમને એવી શંકા છે કે કરણગઢના સરદા-રની બનાવટી પદવી મેં ધારણ કરી છે?"

લક્ષ્મીકાન્તને આવા સરદારો પ્રત્યે અંતરથી અભાવ હતો. તે એમ માનતો હતો કે 'નામ મોટાં ને દરહણ ખોટાં.' એટલે અત્યારે ઠાકોરલાલને ચિડવવાનો લાગ મળેલો જોઇને તેને આનંદ થયો.

તે બોલ્યોઃ "એ માણસ કરણગઢનો સરદાર હો કે ન હો, પરંતુ એક સરદાર કરતાં પણ તેની આર્થિક સ્થિતિ સારી છે; કારણ કે મારા એક સંબંધીનો મારા ઉપર પત્ર છે. તેમાં તે લખે છે કે આ ગૃહસ્થને ૨,૦૦,૦૦૦ રૂપીઆ સુધીની ધીરધાર કરવી."

"ત્યારે તો આ નવા સરદાર સાહેબ મોટા વ્યાપારી લાગે છે!" ઠાકોરલાલ બોલ્યો.

"તેના સંબંધમાં મને વિશેષ કશી માહિતી નથી. માત્ર એટલું મારા જાણવામાં છે કે તે ટ્રાન્સવાલથી એક સ્ટીમરમાં માલ ભરીને લાવ્યો હતો, તે માલ વેચી નાખતાં તેને સારી રકમ પ્રાપ્ત થઇ હતી."

"શું એ ટ્રાન્સવાલથી હમણાંજ આવ્યો છે?"

"હમણાં જ આવ્યો છે કે કેમ એ મારા જાણવામાં નથી. પરંતુ જ્યારે તમે તેના સંબંધમાં આટલો બધો રસ ધરાવો છો તો જો તમારી ઇચ્છા હોય તો હું તેનું નામ તમને જણાવું."

એ પ્રમાણે કહીને લક્ષ્મીકાન્તે સ્હેજ વિચાર કરીને કહ્યુંઃ "હા, યાદ આવ્યું. તેનું નામ સરદાર વિપિનચંદ્ર છે."

અત્યારસુધીમાં તો ઠાકોરલાલે પોતાના મન ઉપર સંપૂર્ણ કાબુ મેળવી લીધો હતો. એટલે આ નામની તેના ઉપર કશી પણ અસર થઇ નહિ.

તે બેદરકારીપૂર્વક બોલ્યોઃ "વિપિનચંદ્ર! હા–હા, હવે મને યાદ આવ્યું, આ ગૃહસ્થ મારી ફોઇનો દીકરો હોવો જોઇએ. તેનો

બાપ ટ્રાન્સવાલમાં વેપાર કરતો હતો. મને લાગે છે કે હિંદુસ્તાનમાં આવીને પોતાની છાપ પાડવાને ખાતર તેણે પોતાના મામાનું સરદારપદ ધારણ કરેલું હોવું જોઇએ."

"તે થોડા દિવસમાં અહીં ચંદ્રનગર આવનાર છે. એટલે તે મારે ત્યાં આવ્યા સિવાય નહિ રહે. કેમકે મારી સાથે સંબંધ રાખવાનો તેનો ઇરાદો છે. તમારી ઇચ્છા હશે તો હું તમારી સાથે તેની મુલાકાત કરાવીશ."

"તેને મળવાથી મને ઘણોજ આનંદ થશે." ઠાકોરલાલે કહ્યું.

ભોજનકાર્ય પૂર્ણ થયા પછી બધા દિવાનખાનામાં જવાને માટે ઉઠયા. એટલે ઠાકોરલાલ તથા મુકુન્દ પાછળ રહ્યા.

મુકુન્દ બોલ્યોઃ "કાકા સાહેબ! બધી બાજી ખૂલ્લી પડવાનો સમય આવી લાગ્યો છે. આપણે કુટન્તિ થઇ જઇએ તો સારૂં."

પરંતુ ઠાકોરલાલ જેવો તેવો સહાસિક ન હતો. હાથમાં આવેલો કોળીઓ જવા દેવાને તે તૈયાર ન હતો. તેણે કહ્યુંઃ "એમ નહિ. આપણે અત્યારે તે ક્યાં રહે છે એ જાણવું જોઇએ. લક્ષ્મીકાન્તને તેની માહિતી હશે. એટલે તેને પૂછવાથી તેનું ઠેકાણું જાણવામાં આવશે."

"પણ એથી શો લાભ થવાનો હતો? મનોરમા આપણને પિરસતી હતી તે દરમિયાન તમે લક્ષ્મીકાન્ત સાથે આ વાત કરતા હતા. તમારા સંભાષણના અમુક શબ્દો તેના સાંભળવામાં આવ્યા હતા, અને તેથી તેના મનમાં શંકા ઉદ્દભવી છે એમ મને લાગ્યું હતું."

"કાંઇ ચિંતા નહિ. પણ ચાલ, આપણે દિવાનખાનામાં જઇએ, નહિ તો આપણે બે જણા એકલા શા માટે અહીં રહ્યા હોઈશું એ વિષયમાં અનેક કલ્પનાઓ થશે. તું શાંત અને આનંદી દેખાવાનો પ્રયત્ન કરજે. નહિ તો તું બધો ધાણ બગાડી નાખીશ."

આ બેજણાને છાની વાત કરતા મનોરમાએ જોયા હતા.

તેના મનમાં આ લોકોને માટે વિશેષ તિરસ્કાર ઉત્પન્ન થયો હતો.

તે બન્ને જણા દિવાનખાનામાં આવ્યા. મુખવાસ લેતાં લેતાં ઠાકોરલાલે આડીઅવળી વાત કાઢીને લક્ષ્મીકાન્તને પ્રશ્ન કર્યો: હાલમાં વિપિનચંદ્ર કયાં રહે છે ?"

"અનંતપુરમાં રહે છે." લક્ષ્મીકાન્તે નિખાલસપણે જવાબ આપ્યો.

થોડી વાર પછી તે તથા મુકુન્દ ત્યાંથી પોતાના મકાનપર જવાને માટે રવાના થયા. માર્ગમાં ઠાકોરલાલે પોતાની યોજના તૈયાર કરી. પ્રશ્ન એ હતો કે લક્ષ્મીકાન્ત વિમળાગૌરીનો પતિ છે એવું વિપિનચંદ્રના જાણવામાં આવ્યું છે ? જો એ વાત તેના જાણવામાં ન હોય તો હજી પણ આશા છે ખરી. એ બાબત નક્કી કરવાને માટે તેની પાસે અનંતપુર જઇને એ વિષયમાં તેને પૂછવાની જરૂર હતી. ઠાકોરલાલે અનંતપુર જવાનો નિશ્ચય કર્યો. તેણે મુકુન્દને કહ્યું કે "તારે રતનપુરમાં રહેવું. જો કશી બીતિ જેવું હશે તો હું તને જણાવીશ."

ત્યારપછી બીજી ત્રીજી વાતો થઈ. તે જ દિવસે અનંતપુર જવાનું ઠાકોરલાલે નક્કી કર્યું. જતી વખતે તેણે મુકુન્દને ભલામણ કરી:—

" મારી ગેરહાજરીમાં તારે તારા જીવનને બદલાવી નાખવું. બધી ખર્ચાળ ટેવોને છોડી દેવી. તારે જરૂર હોય તો મારી પાસેથી પૈસા મંગાવજે. પરંતુ મારી ગેરહાજરીમાં તારી માતા પાસે પૈસાની માગણી કરીશ નહિ. જો મારી સૂચના અમલમાં નહિ આવે તો તેનું પરિણામ કદાચ સારૂં નહિ આવે."



# પ્રકરણ ૩૫ મું.

## વિપિનનો વૃત્તાંત.

વિપિનચંદ્ર વિમળાગૌરીની પાસેથી છૂટો થઇને મહમદની સાથે ચાલતો પગરસ્તે અંકલેશ્વર ગયો. ત્યાંથી બન્ને જણા મુંબઈ આવ્યા. મહમદે વિપિનને પોતાના એક મિત્રને ત્યાં ગુપ્ત રીતે રાખ્યો. વિપિનને માટે ખલાસીના જેવાં વસ્ત્રો તૈયાર કરાવ્યાં. તે દરમિયાન મહમદે કોઈ સ્ટીમર આફ્રિકા તરફ જાય છે કે કેમ તેની શોધ કરી. એક સ્ટીમર આફ્રિકામાં મોંબાસા જતી હતી. આ સ્ટીમરમાં મહમદે અગાઉ નોકરી કરેલી હોવાથી તેનો કપ્તાન તેને પિછાનતો હતો. મહમદ તે કપ્તાનને મળ્યો અને પોતાનો એક સ્નેહી ખલાસી છે એમ જણાવી, તેને માટે નોકરીની માગણી કરી. કપ્તાનને પણ બે–ત્રણ માણસોની જરૂર હતી. તેણે મહમદની માગણીનો સ્વીકાર કર્યો.

બીજે દિવસે વિપિન આ સ્ટીમરમાં ખલાસી તરીકે દાખલ થયો. કામ મહેનતનું હતું, પણ વિપિન તે કરી શકે તેવું હોવાથી તેને અડચણ આવી નહિ. તે નોકરીમાં દાખલ થયો. સ્ટીમર ઉપડી અને મોંબાસા પહોંચી. તે દરમિયાન તેનો મહેનતુ સ્વભાવ તથા કામ કરવાની ચીવટ જોઇને કપ્તાન તેનાપર ખુશ થયો હતો. વળી આ સ્ટીમર માત્ર એક સ્થળેથી બીજે સ્થળે માલ જ લઇ જતી ન હતી; પરંતુ તેની સાથે દાણચોરીનો ધંધો પણ કરતી હતી અને તેમાં ખલાસીઓને ભાગ મળતો હતો; એટલે આવતો લાભ લેવાને માટે વિપિને પણ મોંબાસા નહિ ઉતરતાં સ્ટીમરમાં રહેવાનો નિશ્ચય કર્યો. સ્ટીમર ત્યાંથી આફ્રિકાના દક્ષિણ તથા પશ્ચિમ કિનારા પર થઇને અમેરિકા તરફ ગઇ.

એ પ્રમાણે અહીંથી તહીં સ્ટીમરમાં લગભગ ત્રણ–ચાર

વર્ષ વિપિને પસાર કર્યાં: છેવટે તે દર્ભાન આવીને ઉતર્યો. આ વખતે તેની પાસે છ હજાર રૂપીઆ જેટલી રકમ એકઠી થઇ હતી.

તેણે દર્ભાન ઉતરીને ભરૂચ પોતાના એક મિત્ર ઉપર પત્ર લખ્યો. તેમાં તેણે પોતાના પિતાના તથા બીજા સમાચાર પૂછાવ્યા હતા.

લગભગ ચાર-પાંચ મહિને તેના મિત્ર તરફથી પ્રત્યુત્તર મળ્યો. તેમાં તેના મિત્રે લખ્યું હતું કેઃ—

"તમે જે રાત્રે ગયા તેના બીજા દિવશે પરોઢમાં જ તમે નર્મદામાં ડુબી ને મરણ પામ્યા છો એવી માનિનતાથી તમારા પિતા સ્વર્ગવાસ પામ્યા હતા. તમારો ભાઇ ઠાકોરલાલ વતનનો ત્યાગ કરીને ચાલ્યો ગયો છે. વિમળાગૌરીએ લગ્ન કરી નાંખ્યું છે. તમે મૃત્યુ પામ્યા છો એવું ચોકકસ નહિ થવાથી સેશન્સ કોર્ટે તમને ખૂનના આરોપસર વીશ વર્ષની જન્મદેશનિકાલની સજા કરી છે."

આ પત્ર વાંચીને વિપિન હતાશ બની ગયો. અત્યારે જગતમાં તે કેવળ એકલો પડી ગયો હતો. સગામાં તેનું કોઈ પણ ન હતુ. જન્મદેશનિકાલની સજા થવાથી તેના નામને કલંક ચોટી ચૂકયું હતું. વળી વિમળાએ બીજાની સાથે લગ્ન કરવાથી તેના જીવનની જે મુખ્ય આશા, તેના જીવનનું મુખ્ય ધ્યેય હતું તેનો પણ નાશ થયો હતો.

તે મનોગત બોલ્યોઃ "બસ, હવે મારે માટે એક પણ માર્ગ રહ્યો નથી. હવે તો પૈસા એકઠા કરવાનો પ્રયત્ન કરવો અને એ પ્રવૃત્તિમાં જ તમામ લક્ષ લગાવવું."

તેની પાસે છ હજાર રૂપીઆ હતા; એટલે ધધાની શરૂઆત કરવામાં તેને નાણાં સંબંધી મુશ્કેલી નડે તેમ ન હતું. તેણે સટ્ટો કરવા માંડયો. તેનો સ્વભાવ સહાસિક હોવાથી તે મોટું સાહસ ખેડતો હતો. પાંચ વખત તે રંકમાંથી રાય અને રાયમાંથી રંક બની ગયો. પુષ્કળ વર્ષો પછી તેણે પાંચ લાખ રૂપીઆ જેટલી મુડી અને પુષ્કળ જમીન પ્રાપ્ત કરી.

તે ધનવાન થયો એટલે પોતાની માતૃભૂમિ પ્રત્યેનો પ્રેમ તેના મનમાં ઉછળવા લાગ્યો. પુનઃ માતૃભૂમિનાં દર્શન કરવાની ઇચ્છા તેના મનમાં ઉત્પન્ન થઇ.

વીશ કરતાં વધારે વર્ષ થઈ ગયાં હતાં; એટલે હવે પોતાને કરવામાં આવેલી સજાનો ઉપયોગ પોતાના ઉપર થઇ શકે તેમ નથી એવી ખાત્રી કરીને તેણે તમામ જમીન વેચીને રોકડ નાણું કરી લીધું.

ત્રેવીશ વર્ષ અને ચાર માસ પરદેશમાં ગાળ્યા બાદ તેણે પોશ માસના શુકલ પક્ષમાં મુંબઇ બંદર પર ભારતવર્ષના કિનારા ઉપર પગ મૂકયો. તે પરદેશ જવાને માટે મુંબઇમાંથી નિકળ્યો તે વખતે યુવાન હતો, આશાવંત હતો; પરંતુ પાછો આવ્યો તે વખતે તેના તમામ વાળ શ્વેત બની ગયા હતા, તેને કશી પણ આશા રહી ન હતી. માત્ર પોતાની આયુષ્યમર્યાદા જ્યાંસુધી હોય ત્યાંસુધી જીવનને ટકાવી રાખવા સિવાય બીજો કશો પણ વિચાર તેના મનમાં ન હતો.

દીર્ઘકાળપર્યંત દક્ષિણઆફ્રિકાનાં હવા પાણીનું સેવન કર્યા પછી દેશમાં આવતાં તેની તબિયત લથડી અને તેને મુંબઇ આવ્યા બાદ ત્રણ ચાર દિવસે જ સંધીવાનું દરદ લાગુ પડયું. ડોકટરોએ તેને અનંતપુરમાં જઇને રહેવાની ભલામણ કરી; કેમકે ત્યાંનાં હવા તથા પાણી સંધીવાના દરદીઓને માટે ઘણાં જ અનુકૂળ હતાં. ત્યાં જઇને રહ્યા પછી અમુક સમયે તેને તદ્દન આરામ થઈ ગયો. અનંતપુર રમણીય સ્થળ હતું. આ સ્થળ તેને અત્યંત પસંદ પડી જવાથી તેણે અહીં જ કાયમ નિવાસ કરવાનો વિચાર રાખ્યો.

તેણે વિચાર્યું કે ' અહીં આળસુની માફક બેસી રહેવામાં મારો સમય પસાર થશે નહિ. ' એટલે તેણે અહીં પણ કાંઇક ધંધો કરવાનો વિચાર કર્યો અને લોખંડનું કારખાનું ખોલ્યું. લોખંડના કારખાના માટે અહીં દરેક પ્રકારની સગવડ હોવાથી તેને તેમાં સારો લાભ મળવા લાગ્યો.

થોડાંક અઠવાડિયાં પસાર થયા બાદ તે પોતાના દિવાનખાનામાં એક સ્હવારે બેઠો હતો તે વખતે તેનો નોકર અંદર આવ્યો અને તેની સન્મુખ એક કાર્ડ મૂકીને બોલ્યોઃ "સાહેબ! એક ગૃહસ્થ આપને મળવાને માટે આવ્યા છે. તેમણે તેમનું કાર્ડ મોકલાવ્યું છે."

તે કાર્ડ ઉપર "સરદાર ઠાકોરલાલ ગોવિંદરાય—કરણગઢ" એ પ્રમાણે લખ્યું હતું.

આ કાર્ડમાંનું નામ વાંચતાં તેને જેવી લાગણી થઇ આવી તેવી આજ ઘણાં વર્ષો થયાં તેને કદી પણ થઇ ન હતી.

તેણે બૂમ પાડીઃ "મારો ભાઇ! મારો ભાઇ!"

તે દાદર પરથી ઉતરીને નીચે આવ્યો. નીચે હૉલમાં તેનો ભાઇ બેઠો હતો. તે એકદમ જઇને પોતાના બંધુને ભેટી પડયો અને તેને દિવાનખાનામાં લઈ ગયો. દિવાનખાનામાં તે એક બીજાની સામે ખુરસીઓ પર બેઠા.

વિપિન બોલ્યોઃ "ઠાકોર! આજ ઘણાં વર્ષે મેં તને જોયો; છતાં પણ તારા ચ્હેરામાં કશો ફેરફાર થયો નથી. જાણે ગઇ કાલે જ મેં તને જોયો હોય એમ મને લાગે છે. તારા વદન ઉપરનું સ્મિત જેવું ને તેવું જ છે."

ઠાકોરલાલના વદન ઉપર સ્મિત વિલસતું હતું. આ સ્મિત કેવું હતું! જે રાત્રે વિપિનને પકડવાને માટે પોલિસના સિપાઇઓ કરણગઢના કિલ્લામાં આવ્યા હતા, તે રાત્રે વિપિનને બચાવવાને માટે ઘોડાપર સ્વાર થઇને ન્હાસી જવાનો દેખાવ કરતાં ઠાકોરલાલ ઘોડા પરથી પડી ગયો હતો, એ રાત્રે જેવું સ્મિત તેના ચ્હેરા પર હતું તેવું જ અત્યારે પણ હતું. એકંદરે તે સુખી અને આનંદી દેખાતો હતો.

આવો દેખાવ ધારણ કરવામાં તેણે પોતાની તમામ હિમ્મત, મનોબળ અને લાગણીનો ઉપયોગ કર્યો હતો. જ્યારે તેણે નોકરને

પોતાનું કાર્ડ આપ્યું ત્યારે તેનો હાથ ધ્રૂજતો હતો. જ્યારે તેનો ભાઇ ઉપરથી ઉતરીને દોડતો તેને મળવાને માટે આવ્યો તે વખતે તેને એમ થયું હતું કે 'હું અહીં ન આવ્યો હોત તો સારૂં હતું.'

તે અત્યારસુધી એક પણ શબ્દ બોલ્યો ન હતો. પરંતુ હવે તેની ખાત્રી થઈ ગઇ કે તેના ભાઇને પોતાના સંબંધમાં કશી પણ શંકા આવી નથી. એટલે તેના વદન પર સ્મિત વિલસી રહ્યું હતું.

વિપિન બોલવા લાગ્યો: "અહા! તને મળવાથી મને લાગે છે કે હવે હું આ જગતમાં તદ્દન એકલો નથી. મારો બંધુ–મારી જમણી બાંહ્ય, મારા પ્રેમનું પાત્ર આજે મને મળ્યું છે."

તે બોલતો અટકી ગયો અને એકાદ પળ પછી તેણે એકાએક પ્રશ્ન કર્યો:—

": તારૂં લગ્ન થયું છે?"

"ના."

"નથી થયું? ત્યારે તો ઘણુંજ ખરાબ. હું તો એવી આશા રાખતો હતો કે તને પ્રેમાળ પત્ની મળી હશે અને તું અર્ધો ડઝન છોકરાઓનો પિતા થયો હોઇશ. ખેર, તું પરણ્યો નથી તેની ચિંતા નહિ. આપણે બન્ને સાથે રહીશું, એક બીજા ઉપર પ્રેમ કરીશું, એક બીજાને સુખદુઃખની વાતો કરીશું અને આનંદમાં દિવસો પસાર કરીશું"

"વિપિન! તારા વિના મને પણ ચેન પડતું ન હતું. આજે તને મળવાથી મારા આનંદનો પાર રહ્યો નથી."

"પણ છેવટે આપણે પુનઃ મળ્યા ખરા. તને મળવાથી જાણે મારામાં પૂર્વની યુવાની આવી હોય એમ લાગે છે. અત્યારે જાણે હું વીશ–પચીશ વર્ષનો હોઉં અને જે વખતે નર્મદા નદી તરીને સામે કિનારે ગયો હતો તે વખતના જેટલી જ શક્તિ અને ઉત્સાહ મારામાં છે એમ મને લાગે છે. પરંતુ તે દિવસ પછીથી અત્યાર-

સુધીમાં મારે ઘણું સહન કરવું પડયું છે, અનેક સંકટો મેં વેઠયાં છે અને હું વૃદ્ધ બની ગયો છું."

"શું!" ઠાકોરલાલ બોલ્યો: "તું મારા જેટલો વૃદ્ધ નથી લાગતો. તારો દેખાવ જેવો ને તેવો છે. હું ગમે તે સ્થળે તને ઓળખી ગયા સિવાય રહું નહિ."

ઠાકોરલાલનું કથન ખોટું ન હતું. તે વૃદ્ધ થઈ ગયો ન હતો, તથાપિ તેના ચ્હેરા પર કરચલીઓ પડી ગઇ હતી; જ્યારે વિપિનના વાળ ધોળા થઈ ગયેલા હોવા છતાં પણ તેના શરીરનો બાંધો મજબૂત હતો. શરીરે તે હૃષ્ટપુષ્ટ હતો. એ સર્વ પ્રતાપ લક્ષ્મીદેવીનો હતો.

"પણ હું અહીં છું એ તારા જાણવામાં કેવી રીતે આવ્યું?" વિપિને પ્રશ્ન કર્યો.

ઠાકોરલાલે બાર કલાક ટ્રેનમાં ગાળ્યા હતા. તે દરમિયાન તેણે દરેક પ્રશ્નનો જવાબ તૈયાર કરી રાખ્યો હતો.

"આપણા પુનર્મિલન માટે પરમેશ્વરનો આભાર માનવો જોઇએ." તે બોલ્યો: "પરમ દિવસે એક માણસ મને મળ્યો હતો. તેણે કહ્યું કે અનંતપુરમાં તેને કરણગઢના સરદારની મુલાકાત થઇ હતી. મને આશ્ચર્ય લાગ્યું કે મારા બંધુનું પદ કોઇએ બનાવટી ધારણ કરી લીધું છે કે શું? એટલે એ બાબતની તપાસ કરવાને માટે હું એકદમ અહીં આવી પહોંચ્યો છું."

"ત્યારે હું અહીં હોઇશ એવી તો તને કલ્પના પણ નહિ હોય?"

"અરે હું તો એમ જ માનતો હતો કે તેં નર્મદામાં પડીને આપઘાત કર્યો છે. પછી તારી કલ્પના મને કેવી રીતે આવે?"

"શું? આપઘાત! હું પલાયન થઇ ગયો છું, એવું તને વિમળાગૌરીએ જણાવ્યું ન હતું? તેણે મને વચન આપ્યું હતું કે 'હું તમારા પિતા પાસે જઇને તમારી હકીકત જણાવીશ!"

" નહિ, તેણે અમને કશી પણ હકીકત જણાવી નથી." ઠાકોરલાલે જવાબ આપ્યો. આ શબ્દો બોલતી વખતે તેણે એવો ભાવ ધારણ કર્યો હતો કે જાણે પોતાની અનિચ્છા છતાં પણ પોતાને સત્ય વાર્તા પ્રકટ કરવી પડતી હોય.

આ જવાબથી વિપિનચંદ્રને ગુસ્સો ચડયો. તેના મનને એવું થયું કે 'વિમળા ઈરાદાપૂર્વક મારો ત્યાગ કરવા માગતી હતી અને તેથી જ તેણે મને પરદેશ ચાલ્યા જવાની સલાહ આપી હતી.'

તે બોલ્યો: " શું ! તેણે મને અંધારામાં રાખ્યો ? મારા શોકમાં પિતાજીનું મૃત્યુ થવા દીધું ? મને લાગે છે કે પોતાની પ્રતિષ્ઠાના રક્ષણ ને ખાતર તેણે મારો ભોગ આપ્યો અને તમને સત્ય વાર્તાથી માહિતગાર કર્યાં નહિ !"

" તેં મારા ઉપર પત્ર પણ કેમ ન લખ્યો ? " ઠાકોરલાલ બોલ્યો.

" મેં મારા એક મિત્ર ઉપર પત્ર લખ્યો હતો. તેનો જવાબ મને મળ્યો હતો કે બાપુજીનો સ્વર્ગવાસ થયો છે અને તું બહારગામ ચાલ્યો ગયો છે."

"હા, મને કરણગઢમાં ન ગમ્યું; કારણ કે તેં કરણગઢની પાસેજ નર્મદામાં પડીને આપઘાત કર્યો છે એવી મારી સમજણ હોવાથી મને ત્યાં બિલકુલ ચેન પડયું ન હતું."

આ સંભાષણથી વિપિનચંદ્રનું મન શોકથી છવાઇ રહ્યું હતું. તે ખુરસીપરથી ઊભો થઇને આમ તેમ ફરવા લાગ્યો. થોડી વારે બોલ્યો:-

" પરંતુ આપણે હવે ભૂતકાળનો વિચાર શા માટે કરવો જોઇએ? ભવિષ્યના આનંદમાં જ નિમગ્ન બનવું તે યોગ્ય છે. હું મોટો વાતુડીઓ છું. તેં ચહા કે નાસ્તો પણ નહિ લીધા હોય."

અર્ધો કલાક પછી બન્ને જણા જમવાને માટે બેઠા; કારણ કે લગભગ અગીયાર થયા હતા. ઠાકોરલાલે વિપિનચંદ્રના ગમન

પછી જે કાંઇ બન્યું હતું તે સર્વ જણાવ્યું અને છેવટે કબૂલ કર્યું કે "મેં આપણો કિલ્લો વેચી નાખ્યો છે. કારણ કે તે ખડેર બની ગયો હતો અને તેના પર સમારકામ કરવાને માટે મારી પાસે પૈસા ન હતા."

"જો તારી જગ્યાએ હું હોત તો કિલ્લો વેચી ન નાખત; કેમકે ગમે તેમ તોયે તે આપણા વડવાઓનું સ્મરણ ચિહ્‌ન હતું. ખેર, એ માટે હું તને ઠપકો આપતો નથી. મને ત્યાં જવું ગમતું નથી, કારણ કે ત્યાં જતાં કરણગઢ તથા વિમળાગૌરીનું મકાન મારી દૃષ્ટિએ પડતાં મારા શોકનો પાર રહે નહિ." વિપિનચંદ્રે કહ્યું.

પોતાનો ભાઇ કરણગઢ ગયો નથી એવી ખાત્રી થતાં ઠાકોરલાલની એક મોટી શંકા ટળી ગઇ. તે નિશ્ચિત થયો અને બીજે દિવસે તેણે નીચે મુજબ મુકુન્દને તાર કર્યો:–

"ડાહ્યો થજે, મારી સૂચના પ્રમાણે વર્તજે. બધું અનુકુળ છે અને મને સારી આશા છે."

---

## પ્રકરણ ૩૬ મું.

---

### વિમળાને મળવાની ઇચ્છા.

વિપિનચંદ્ર ખૂલ્લા દીલથી બધી વાત કરતો હતો; પરંતુ ઠાકોરલાલ જે જાણવાને માટે તેની પાસે આવ્યો હતો તે જાણી શક્યો નહિ. જો કે ગમે તે ભોગે પણ પોતાનો ઉદ્દેશ બર લાવવાનો નિશ્ચય તેણે કર્યો હતો. એ નિશ્ચયને સિદ્ધ કરવાની તેને તક મળ્યા સિવાય રહી નહિ.

તેઓ ચહા તથા નાસ્તો લેતા હતા તે વખતે તેણે કહ્યું: "વિપિન! આપણે ઘણી ઘણી વાતો કરી, પરંતુ કેટલીક મહત્ત્વની વાતો તો હજી કહેવાની બાકી છે."

"વળી એવી મહત્ત્વની વાતો કઇ બાકી રહી ગઈ છે!"

"હકીકત એવી છે કે તું નદીમાં ડૂબીને મરી ગયો છે એવી

માનિનતાથી મેં પિતાજીની મીલકતનો કબજો લીધો હતો. ખરી રીતે તે તમામ ઉપર તારી હયાતીપર્યંત મારો અધિકાર ન હતો."

"શું આ વાત્તોને તું મહત્વની કહે છે"

"બેશક; કારણ કે તેમાંની અર્ધોઅર્ધ મીલકતનો માલિક તું છે."

"હવે કૃપા કરીને એ વિષયમાં વધારે ન બોલીશ. પિતાજીની એવી ઇચ્છા હતી કે એક જણને પોતાની તમામ મીલકત મળવી જોઇએ; અને તેં તેમની એ ઇચ્છાને અમલમાં મૂકી છે."

"નહિ, તમામ મીલકતનો હું સ્વીકાર કરીશ નહિ."

ઠાકોરલાલનો દૃઢાગ્રહ જોઇને વિપિન બોલ્યો: "તું જ્યારે આ પ્રમાણે આગ્રહપૂર્વક કહે છે ત્યારે મને લાગે છે કે કાં તો તું ઘણોજ શ્રીમંત હોવો જોઇએ અથવા તો હું ઘણો ગરીબ છું એમ માનતો હોવો જોઇએ."

"હું શ્રીમંત નથી તેમ ગરીબ પણ નથી." એકાદ બે પળ-પર્યંત વિચાર કરીને ઠાકોરલાલે જવાબ આપ્યો. આ પ્રશ્ન એવો હતો કે તેનો ઉતાવળથી જવાબ આપવામાં પકડાઇ જવાની અને પોતાની બાજી ખુલ્લી થઈ જવાની તેને ભીતિ હતી.

"જો તું ગરીબ હોય તો એ જાણીને મને ઘણોજ આનંદ થાય; કેમકે તો પછી હું તને મારી પાસે જે કાંઇ છે તેમાં ભાગ લેવાનું આમંત્રણ કરી શકું." વિપિન બોલ્યો.

પછી બન્ને જણા કશુ બોલ્યા નહિ. નાસ્તો કરી રહ્યા બાદ વિપિને કહ્યું: "ઠાકોર! મારી સાથે ચાલ. હું તને મારી બલકે આપણી મીલકત શી-શી છે અને કેટલી છે તે બતાવું."

ઠાકોરલાલને લાગ્યું કે વિપિનનો પોતાના ઉપર સંપૂર્ણ વિશ્વાસ નથી અને તે અમુક હકીકત પોતાનાથી છૂપાવવા માગે છે. એથી તેનું મન વિશેષ શંકા શીળ બન્યું.

વિપિનચંદ્ર ઠાકોરલાલને પોતાની સાથે લોઢાના કારખાનામાં

તથા ત્યાંથી પોતાની વાડીઓમાં લઇ ગયો અને બધું તેને પોતાની સાથે ફેરવીને બતાવ્યું. આવું સુંદર સ્થળ જોવાથી ઠાકોરલાલના મનમાં આજ અનેક વર્ષો થયાં ધુંધવાઇ રહેલો ઈર્ષ્યાગ્નિ વિશેષ પ્રજ્વલિત બન્યો. તેણે મનમાં ને મનમાં વિપિનની સાથે પોતાની સ્થિતિની સરખામણી કરી. વિપિન શ્રીમંત, પ્રતિષ્ઠિત અને સુખી હતો, જ્યારે પોતાની સ્થિતિ એક ભટકતા ભિખારી કરતાં કોઇ રીતે ચડિયાતી નથી, એમ તેને લાગ્યા સિવાય રહ્યું નહિ.

બધું બતાવી રહ્યા પછી વિપિને પૂછ્યું: "કેમ, આ સ્થળ તને કેવું લાગે છે ?"

"મને તો એમ લાગે છે કે તને સારામાં સારૂં સ્થળ મળ્યું છે. અહીંનાં હવાપાણી સારાં છે. તારી વાડીઓ કલ્પવૃક્ષ છે. લોઢાનું કારખાનું પણ સારી આવક ઉત્પન્ન કરનારૂં છે. એટલે જો તને અતિ લોભ ન હોય તો જગતમાં તારા જેવો સુખી બીજો કોઇ પણ નહિ હોય. આ અનંતપુરની પાસે ચંદ્રનગરના પ્રવૃત્તિમય જીવનને હું તો તુચ્છ સમજું છું."

"જો તું તુચ્છ સમજતો હોય તો અહીં મારી સાથેજ રહે; કારણ કે જે કાંઇ મારૂં છે તે તારૂં જ છે. આપણે બન્ને જણા મળીને આપણા ધંધાને વિશેષ ખિલવી શકીશું તથા સતત સાથેના સાથે રહેવાથી આપણને કોઇ વાતની ચિંતા રહેશે નહિ. કેમ, મારી આ યોજના તને ગમે છે કે નહિ ?"

ઠાકોરલાલ મૌન રહ્યો. એક વર્ષ પહેલાં આ માગણીનો તેણે આનંદપૂર્વક સ્વીકાર કર્યો હોત; પરંતુ અત્યારે તે પોતાના સાથીદારને તજી, ચંદ્રનગરને છોડીને અહીં રહી શકે તેમ ન હતું. મુકુન્દનો વિચાર કરવાનો હતો.

"કેમ કશો જવાબ આપતો નથી ?" વિપિને આશ્ચર્ય સહ પ્રશ્ન કર્યો: " મારી માગણીનો સ્વીકાર કરવામાં તને કશો વાંધો છે ?"

ઠાકોરલાલે જવાબ આપ્યોઃ " ચંદનગરમાં અત્યારે જે દર-માસે મને મળે છે તેના વગર અત્યારસુધી મારૂં જીવન પણ ટકી શકયું હોત નહિ."

"ઓહો ! એ જ તારો વાંધો છે ? અને છતાં પણ હમણાં થોડા સમય પહેલાં તું પિતાજીના મળેલા વારસામાંથી મારો અર્ધ ભાગ મને આપવાને માટે તૈયાર થયો હતો ? ઠાકોર ! કાં તો તું મારૂં હૃદય સમજી શકયો નથી અથવા તો તું અત્યંત અભિમાની છે."

ઠાકોરલાલ નીચે જમીન તરફ જોઈને બોલ્યોઃ "વિપિન ! તને બોજારૂપ થવાની મારી ઇચ્છા નથી."

"બોજારૂપ ! તું ગાંડો છે કે શું ? મેં તને નથી કહ્યું કે હું શ્રીમંત છું ! શું મારી પાસે જે કાંઇ છે તે તમામ મેં તને બતાવી દીધું છે એમ તું સમજે છે ? અરે જે મેં તને બતાવ્યું એ તો મારી મીલ-કતનો ચોથો ભાગ છે. વીશ વર્ષ સુધી મહેનત કરીને મેળવેલી તમામ મીલકત હું આવા સાહસમાં રોકી દઉં એવો મૂર્ખ નથી. મારી પાસે જુદી જુદી કંપનીઓના શેરો અને સરકારી લોનો છે, તેના ડિવિડન્ડ અને વ્યાજના મને વાર્ષિક ૧૨૦૦૦ રૂપીઆ મળે છે. વળી ટ્રાન્સવાલમાં મારી જે જમીન હતી તે મેં વેચી નાખી છે. તેના ૨,૦૦,૦૦૦ રૂપીઆ મને મળ્યા છે. તે ચંદનગરમાં એક શરાફને ત્યાં મેં રાખેલા છે."

" એ શરાફ કોણ છે ? તારો કોઇ મિત્ર હશે ?" ઠાકોરલાલે પ્રશ્ન કર્યો. અત્યારે તે આનંદથી ધ્રૂજતો હતો. કારણ કે જે ઉદ્દેશને ધારણ કરીને પોતે આ સ્થળે આવ્યો હતો તે ઉદ્દેશને સિદ્ધ કરવાનો સમય નજીક આવી લાગ્યો હતો.

" એ મારો મિત્ર નથી, પરંતુ દર્બાન ખાતે મારો એક મિત્ર છે તેણે મને આ ચંદનગરવાળા શરાફની ભલામણ કરી હતી. તે ઘણો જ શ્રીમંત, સીધો અને પ્રામાણિક છે. તેનું નામ લક્ષ્મીકાન્ત છે અને ધનશ્યામરોડ ઉપર તેની પેઢી છે. તું તેને ઓળખે છે."

"હા, હું તેને નામથી જાણું છું. તે મોટા પ્રતિષ્ઠિત ગૃહસ્થ છે." ઠાકોરલાલે જવાબ આપ્યો. પોતાનો ભાઇ લક્ષ્મીકાન્તનું જ નામ લેશે એમ ઠાકોરલાલ સમજતો હતો છતાં પણ તેના મુખથી એ નામ શ્રવણ કરતાં તે ક્ષણવાર સ્તબ્ધ બની ગયા સિવાય રહ્યો નહિ.

વિપિને કહ્યું: "તું ચંદ્રનગર જઇશ એટલે હું તારી સાથે આવીશ. ત્યાં તારે કાંઇ કરજ વગેરે હશે તે પતાવી દઇશ અને તારો શેઠ તને નોકરીમાંથી છૂટો નહિ કરતો હોય તો પણ તેને સમજાવીને તને મુક્ત કરાવી દઇશ. એ વખતે આપણે બન્ને આ લક્ષ્મીકાન્તની મુલાકાત લઇશું."

"શું! તું ચંદ્રનગર આવીશ?" ઠાકોરલાલે બાહ્યતઃ આ વિચારથી પોતાને કશી પણ અસર થઈ નથી એમ બતાવવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તે સમજતો હતો કે જો વિપિન ચંદ્રનગર આવે તો પોતાનો સર્વનાશ થયા સિવાય રહે નહિ.

"મને મોટાં શહેરો પ્રત્યે તિરસ્કાર છે, એટલે અમસ્થી ચંદ્રનગર જવાની ઇચ્છા ન થાય; પરંતુ મેં સાંભળ્યું છે કે વિમળાગૌરી ત્યાં રહે છે; અને તેને મળવાની મારી ઈચ્છા છે. મળવાનું કારણ તને જણાવવામાં કશી હરકત નથી. આપણાં માતુશ્રીના દાગીના મેં તેને સુપ્રત કર્યા હતા."

"એ દાગીના આજે ત્રેવીશ વર્ષ પછી તું તેની પાસેથી પાછા લેવા ઇચ્છે છે?"

"હા, એટલે કે ના! એ તો માત્ર તેને મળવાનું એક બ્હાનું છે. મારો અગાઉ તેના ઉપર પ્રેમ હતો એટલા માટે જ હું તેને એક વખત મળવા ઇચ્છું છું."

"પરંતુ તને ચંદ્રનગર જેવા વિશાળ શહેરમાં વિમળાગૌરીનો પત્તો કેવી રીતે મળશે?"

" એમાં શી મુશ્કેલી છે ? ભરૂચ હું કોઈના ઉપર પત્ર લખીશ તો તે મને વિમળાગૌરીના પતિનું નામ જણાવશે. આવતી કાલે જ હું એક પત્ર ભરૂચના મારા મિત્ર ઉપર લખવાનો છું."

ઠાકોરલાલ કશું પણ બોલ્યો નહિ. આ એક અણધારી આપત્તિ તેની સામે આવી પડી હતી. એટલે આનું પરિણામ કેવું આવશે તેનો પૂરતો વિચાર કર્યા સિવાય કશું પણ બોલવાનું તેને યોગ્ય લાગ્યું નહિ.

પછી આખો દિવસ તેમની વચ્ચે કશી મહત્ત્વની વાતો થઈ નહિ. જો વિપિન એ સંબંધી કશી વાત કાઢતો તો ઠાકોરલાલ તેને બીજા રવાડે ચડાવી દેતો હતો. છેવટે રાત્રે ભોજન કર્યા પછી તે પોતાના શયનગૃહમાં સૂવાને માટે ગયો, તે વખતે તેણે પોતાની પરિસ્થિતિનો વિચાર કર્યો. તેને લાગ્યું કે તેને માટે આ પરિસ્થિતિમાંથી ઉગરવાનું મુશ્કેલ છે.

વાચકો ઠાકોરલાલના જીવનથી અમુક અંશે માહિતગાર છે. છેલ્લાં વીશ વર્ષમાં તે અમુક પ્રકારની મુશ્કેલીઓમાંથી પસાર થયો હતો; કોઈ કોઈ વાર તો તે મોટી સંકડામણમાં આવી પડયો હતો; છતાં પણ તેણે એ મુશ્કેલીઓની દરકાર કરી ન હતી. દરેક વખત તે તેમાંથી છટકી ગયા સિવાય રહ્યો ન હતો; પરંતુ અત્યારે તેને કશું પણ સૂજતું ન હતું. જાણે તેનું મગજ વિચારો વગરનું તદ્દન ખાલી બની ગયું હોય એમ લાગતું હતું. તે કશો પણ નિર્ણય કરી શકતો ન હતો.

તેણે પોતાના મનને પ્રશ્ન કર્યો: " મારા ભાઈ પાસેથી મોટી રકમ ઉછીની લઈને હું અહીંથી પસાર થઈ જાઉં એ સારૂં કે નહિ ? "

તે વિચાર કરવા લાગ્યો: " વિપિન અને વિમળા એક બીજાને ન મળે એમ બની શકે ખરૂં ! દેખીતી રીતે તો એમ બનવાનો સંભવ નથી. હું ચો તરફથી ઘેરાઈ ગયો છું. સત્ય વાર્તા

જાણવામાં આવતાં મારો ભાઇ મારો ત્યાગ કરી દે; વિમળાગૌરી મનોરમા અને લક્ષ્મીકાન્ત પણ મારો ત્યાગ કરે; અને છેવટે બધી બાજી ઉલટાઇ જતાં મુકુન્દ પણ મારી સામે ફરી બેસે."

છેવટે તે પોતાના મન સાથે રહે જ ઉચ્ચ સ્વરે બોલ્યો: "અત્યારે મારે માટે માત્ર એક જ માર્ગ છે. જે બને તે જોયા કરવું અને 'યાવત્ સમય તાવત્ વિધિ' એ સૂત્રને અનુસરીને જ વર્તવું."

બીજે દીવસે પ્રાતઃકાલે તેની સર્વ ચિંતાઓ અદૃશ્ય થઇ ગઇ. તે આગલા દિવસ કરતાં પણ વિશેષ આનંદી દેખાતો હતો તેનો હેતુ માત્ર એક જ હતો. વિપિનને બીજી વાતોમાં ગુંચાએલો રાખવો કે જેથી તેને ચંદ્રનગર કિંવા વિમળાનું સ્મરણ થાય નહિ. તે એમ માનતો હતો કે વિમળાને મળવાથી વિપિનને અત્યંત દુઃખ થશે એવું તેને સમજાવવાનો પ્રયત્ન કરવો. છતાં પણ વિપિન આગ્રહ જ રાખે તો વિપિનના તરફથી પોતે પેલા દાગીના વિમળા પાસેથી પાછા મળવવાને માટે જવું. પરંતુ તેની એ આશા બર આવી નહિ. કેમકે થોડા દિવસ બાદ વિપિને તેને કહ્યું કે "વિમળાનું લગ્ન કોની સાથે થયું છે તથા તે હાલ ચંદ્રનગરમાં કયે સ્થળે રહે છે એ જાણવાને માટે મેં ભરૂચ ખાતે મારા મિત્ર લલિતાપ્રસાદને પત્ર લખ્યો છે."

"તેં હજી વિમળાને મળવાનો વિચાર છોડી દીધો લાગતો નથી! તે અત્યારે બીજાની સ્ત્રી થયેલી છે. એથી તે કદાચ તને મળવાની ના કહે એ બનવાજોગ છે. મને તો એમ લાગે છે કે વિમળાને મળવાથી તું તેના અંતરમાં દુઃખ અને તેના પતિના અંતરમાં શંકા ઉત્પન્ન કરવાનું કરે છે."

વિપિન બોલ્યોઃ "હું કબૂલ કરૂં છું કે હું મૂર્ખ છું; પરંતુ મારી મૂર્ખતાનો હું ત્યાગ કરી શકતો નથી."

વિપિનના પ્રસ્તુત શબ્દોથી ઠાકોરલાલ સમજી ગયો કે તેનો ભાઇ પોતાના નિશ્ચયમાં હવે બિલકુલ ફેરફાર કરવાનો નથી. હવે તેણે

આજથી પોતાના ભાઇની તમામ ટપાલ પોસ્ટમેન પાસેથી લઈ, બધા કાગળો પોતે તપાસ્યા પછી જ પોતાના ભાઇને આપવાનો વિચાર રાખ્યો. તેનો ઇરાદો એવો હતો કે લલિતાપ્રસાદનો જવાબ વિપિનને મળવો જોઇએ નહિ.

રવિવારના દિવસે ભરૂચની છાપનો એક પત્ર આવ્યો ઠાકોરલાલે એ પત્ર ગજવામાં સેરવી દીધો. એકાંતમાં એ પત્ર ખોલતાં તે લલિતાપ્રસાદનો માલૂમ પડયો. પત્રમાં નીચે મુજબ લખ્યું હતું:—

"પ્રિય વિપિનચંદ્ર,

"ઘણા દિવસે તમારો પત્ર મળ્યો. વાંચી અત્યાનંદ થયો. વિમળાગૌરીએ ચંદ્રનગરવાળા શેઠ લક્ષ્મીકાન્ત સાથે લગ્ન કર્યું છે. તેઓ ત્યાં ઘનસ્યામરોડપર રહે છે. લક્ષ્મીકાન્ત શેઠની ત્યાં મોટી શરાફની પેઢી છે. મારો તેમની સાથે અંગત પરિચય નથી. મારે લક્ષ્મીકાન્ત શેઠને કેટલાક કાર્ય માટે મળવું છે. એટલે તમે વિમળાગૌરી ઉપર ભલામણ પત્ર મોકલી આપો તો હું તેમની મારફત લક્ષ્મીકાન્ત શેઠને મળી શકું

"તમારો સદાનો લલિતાપ્રસાદ."

આ પત્ર પોતાના હાથમાં આવતાં ઠાકોરલાલને એમ થયું કે તે એક મોટી આપત્તિમાંથી બચી ગયો છે. પરંતુ હજી આફત દૂર થઇ નહતી. કારણ કે આઠ દિવસ સુધી વિપિન લલિતાપ્રસાદના જવાબની રાહ જોશે પછી બીજો કાગળ લલિતાપ્રસાદને લખશે એથી પોતે લખેલો પત્ર નહિ મળવા માટે લલિતાપ્રસાદને આશ્ચર્ય થાય એ સ્વાભાવિક છે. એથી તે કાં તો પત્ર લખશે અથવા તાર કરશે.

ઠાકોરલાલે ઘણો વિચાર કર્યો, પરંતુ શું કરવું તે તેને સૂઝતું નહતું. છેવટે તેણે એવો વિચાર કર્યો કે વિપિનની પાસેથી મોટી રકમ ઉછીની લઇને આફ્રિકા ચાલ્યા જવું. પછી મુકુન્દ તેનું ફોડી લેશે ! જો કે આ પ્રમાણે કરવામાં પોતાની યોજના ધૂળધાણી થઇ જતી હતી; પરંતુ જ્યાં બીજો માર્ગજ નહિ ત્યાં કરવું શું !

---

# પ્રકરણ ૩૭ મું

## મુકુન્દ પહોંચ્યો.

**બીજે** દિવસે સ્હવારે ઠાકોરલાલ તથા વિપિનચંદ્ર ખૂલ્લી હવામાં હરિયાળાં ખેતરોની વચ્ચે થઈને મંદ મંદ ચાલતા પસાર થતા હતા. તેઓ નાસ્તો કરીને ફરવાને માટે નિકળ્યા હતા. તે દરમિયાન ઠાકોરલાલે પોતાની અનિવાર્ય મુશ્કેલીને લગતી બનાવટી વાર્તા ઉપાડી હતી. તેનો મુદ્દો માત્ર એકજ હતો કે તેને ૧,૦૦,૦૦૦ રૂપીઆની જરૂર હતી. તે વિના તેની મનઃકલ્પિત મુશ્કેલી ટળે તેમ ન હતું. તેવામાં મજુરના જેવાં વસ્ત્રોવાળો એક યુવાન તેમની સામેથી આવ્યો અને તેમને નમન કરીને પસાર થઇ ગયો. આ યુવાન મુકુન્દરાય પોતેજ હતો.

મુકુન્દને આ સ્થળે જોતાં ઠાકોરલાલ તો આશ્ચર્યથી સ્તબ્ધજ બની ગયો. તેના મન ઉપર એટલો બધો આઘાત થયો હતો કે તેનું આખું શરીર કમકમી રહ્યું. તેની એ સ્થિતિ વિપિનના લક્ષમાં આવ્યા સિવાય રહી નહિ. વિપિને તેનું કારણ પૂછ્યું. ઠાકોરલાલે જણાવ્યું કે "મને ઠેશ આવવાથી હું લથડયો હતો અને તેથી એ પ્રમાણે થઇ ગયું હતું."

તે વિપિનની સાથે સાથે ચાલતો હતો અને વિપિન જે પ્રશ્નો કરતો તેનો યંત્રવત્ જવાબ આપતો હતો; પરંતુ અત્યારે તેનું લક્ષ વિપિન સાથેના સંભાષણમાં ન હતું.

મુકુન્દ અહીં શા માટે આવ્યો હશે? ચંદનગરમાં કાંઇ અકલ્પનીય બન્યું હશે? કશી આફત આવી હશે?

ઠાકોરલાલ અનંતપુરમાં આવ્યા બાદ દરરોજ મુકુન્દને પત્ર લખતો હતો. જો કે મુકુન્દે એક પણ પત્રનો જવાબ આપ્યો ન હતો.

તે રોજ રાત્રીએ વિપિન વ્હેલો સૂઈ ગયો. ત્યારબાદ ઠાકોરલાલ એક સીગાર સળગાવીને બહાર નિકળ્યો. તે આશરે સોએક કદમ ગયો હશે ત્યાં બાજુની ગલીમાંથી નિકળીને મુકુન્દની તેની સામે આવીને ઊભો રહ્યો.

"તું અહીં કેમ આવ્યો છે? શું કોઇ જાતની ભીતિ આવી પડી છે?" ઠાકોરલાલે પ્રશ્ન કર્યો.

"ના, કશી પણ ભીતિ નથી. બધું બરોબર ચાલે છે."

"ત્યારે પછી તું અહીં શા માટે આવ્યો છે? મેં તને ભલામણ કરી હતી કે તારે ચંદનગર છોડવું નહિ, નહિ તો આપણી યોજનાને ક્ષતિ પહોંચશે; છતાં પણ મારી સૂચનાની દરકાર નહિ કરતાં તું અહીં શા માટે આવ્યો?"

"સૂચના કરવી તે જેમ તમારૂં કામ છે; તેમ તે સૂચનાને અમલમાં મૂકવી કે નહિ તે મારૂં કામ છે." મુકુન્દ શાંતપણે બોલ્યો.

ઠાકોરલાલે મુકુન્દનું કાંડું પકડયું: પરંતુ તેણે એક ઝાટકો મારીને કાંડું છોડાવી નાખ્યું અને પોતાના ગજવામાંથી છરો કાઢતો બોલ્યોઃ–

"આ છરો જોયો છે? મને ધમકી આપવાનો કે ડર બતાવવાનો કશો પણ પ્રયત્ન કરવો નહિ. જો તમારે તમારા પ્રશ્નોનો મારી પાસેથી જવાબ મેળવવો હોય તો અહીં નહિ, પેલી બાજુએ ચાલો."

તેઓ થોડેક દૂર ગયા. ત્યાં ખૂલ્લા મેદાન જેવું હતું. સર્વત્ર નિરવતા પ્રસરી રહી હતી. ચંદ્ર શાંત જગત ઉપર તેજનો મંદ મંદ વર્ષાવ કરતો હતો. આ સ્થળે આવ્યા બાદ ત્યાં પડેલા એક પત્થર ઉપર બન્ને જણાએ સ્થાન લીધું. પછી પ્રેમાળ ભત્રિજો બોલ્યોઃ "મુરબ્બી કાકા સાહેબ! હું ઘણા આનંદની સાથે મારા અહીં આવવાનું કારણ તમને જણાવીશ. તમારા તમામ પત્રો મને મળ્યા છે અને મારે બીજો કશો પણ કામધંધો નહિ હોવાથી તે પત્રો

હું અનેક વાર વાંચી ગયો છું. હું સમજું છું કે તમે ચતુર છો, પરંતુ તેની સાથે તમે એટલા બધા ઊંડા છો કે તમારૂં અંતર પાર કરવાનું કાર્ય અત્યંત મુશ્કેલ થઇ પડે છે. તમારા પત્રો ઉપરથી એક વાત સ્પષ્ટ થાય છે કે આપણી સામે મોટો ભય ઉપસ્થિત થયો છે. હું તે કબૂલ કરૂં છું; પરંતુ એ ભયની સામે થવાનો પ્રસંગ આવે તે પહેલાં એ ભય શો છે, તે જાણવાની મારી ઇચ્છા છે."

"પરંતુ મેં તને લખ્યું છે કે તારે કોઇ પણ પ્રકારની ચિંતા રાખવી નહિ." કાકાસાહેબ બોલ્યા.

"એટલે કે મારે આપના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખવો, એમ જ ને?"

"બેશક, મેં તારે ખાતર આટઆટલું કર્યાં છતાં પણ તું મારે માટે શંકા લાવે છે, એ જોઈ તારી મૂર્ખતા ઉપર મને હસવું આવે છે. જો હું તને પુનાથી મારી સાથે લાવ્યો ન હોત તો તારી શી અવસ્થા થઇ હોત? તારા ભવિષ્યના રક્ષણને માટે અત્યારે કોણ પ્રયત્ન કરી રહ્યું છે?"

"વાહ વાહ! ધન્ય ધન્ય! આભાર આભાર!" મુકુન્દ સ્મિત કરતો બોલ્યો: "પણ મુરબ્બી શ્રી! જ્યારે આપ મને પુનાથી ચંદ્રનગર લાવ્યા ત્યારે આપને તો મારી જરૂર નહોતી જ? કાંઇ હરકત નહિ, મને સહાય કરવામાં તમારો પોતાનો કશો પણ સ્વાર્થ નહોતો અને નથી અને તમે તો માત્ર નિષ્પરાયણ ભાવથી જ મારો ઉદ્ધાર કરવાનું માથે લીધું છે. કેમ ખરૂં કે નહિ?"

ઠાકોરલાલ કશું બોલ્યો નહિ. તેને ગુસ્સો ચઢ્યો હતો. તેને લાગ્યું કે ક્રોધાવેશમાં વખતે વધારે પડતું બોલાઈ જવાશે.

"મને તમારા સ્વભાવનો પરિચય છે અને તેથી જ હું આવ્યો છું." મુકુન્દ આગળ કહેવા લાગ્યો: "તમારા ઉપર જેટલો વિશ્વાસ હોવો જોઇએ તેટલો મને છે. જો મને નુકસાન કરતાં તમને લાભ થતો હોય તો તમે તેમ કર્યા સિવાય કદી પણ રહો નહિ. જો કદાચ

જાતિનો પ્રસંગ આવે તો મારી ખાત્રી છે કે તમને તમારા વ્હાલા ભત્રિજાનું સ્મરણ પણ રહે નહિ. શું ! તમે ના પાડો છો? નહિ, ના પાડવાની કે મારા કથન સામે દલીલ કરવાની કશી પણ જરૂર નથી. કારણ કે તે માટે હું તમને લેશ માત્ર પણ દોષ આપતો નથી. તમારો સ્વભાવ, તમારૂં વર્ત્તન તદ્દન સ્વાભાવિક છે અને તમારી જગ્યાએ જો હું હોઉં તો હું પણ તેજ પ્રમાણે કરૂં. માત્ર એટલી સંભાળ રાખજો કે તમે મને છેતરી શકવાના નથી. કારણ કે જેવા તમે કાકા છો તેવોજ હું ભત્રિજો છું. જો કે હું આટલા માટે તમારી સાથે ઝગડો કરવાને આવ્યો નથી. ઝઘડો કરવા કરતાં મુદ્દાના કામ તરફ લક્ષ આપવાની વિશેષ જરૂર છે."

ઠાકોરલાલ મુકુન્દના આગમનનો હેતુ સમજી ગયો હતો. એટલે તેણે મિથ્યા વાદવિવાદમાં નકામો સમય નહિ ગાળતાં પોતે અહીં પોતાના ભાઇ પાસે આવ્યો ત્યારથી અત્યારસુધી બનેલી તમામ હકીકત તેને ઇત્થંભૂત જણાવી. માત્ર પોતાના ભાઇની મીલકત જે હતી તેના કરતાં ઘણી ઓછી જણાવી હતી.

તે બોલતો બંધ થયો એટલે મુકુન્દે પૂછ્યું: "તમારા કથન ઉપરથી સમજી શકાય છે કે આપણે મોટી સંકડામણમાં છીએ; પણ આ સંકડામણમાંથી આપણે મુક્ત થઈ શકીશું એમ તમને લાગે છે ખરૂં ?"

"હા, જો તું વફાદાર રહીશ તો કશો વાંધો આવશે નહિ."

"સરદાર સાહેબ ! હજી સુધી તો હું તમને સંપૂર્ણતઃ વફાદાર રહ્યો છું, છતાં મારે માટે એવી શંકા શા સારૂ?"

"મને તારા ઉપર શંકા નથી. માત્ર તને સૂચના કરૂં છું."

"વારૂ, પણ હવે તમારો શો ઇરાદો છે ?"

"મેં કશું નક્કી કર્યું નથી, પણ હું રસ્તો શોધી કાઢીશ. તું પાછો ચંદ્રનગર જા, હું અહીં છું અને વિપિન ઉપર નજર રાખું છું ત્યાં સુધી તને કોઇ પણ જાતની હરકત નથી."

"તમારી ખાત્રી છે? કશું પણ જોખમ નથી?" મુકુન્દે પ્રશ્ન કર્યો.

"હા, મારી ખાત્રી છે કે વિમળાગૌરી આપણી સામે પોતાનો અવાજ ઉઠાવશે નહિ."

"એ વાત સાચી; " મુકુન્દ ગંભીરપણે બોલ્યો: "પરંતુ મને તેની જરીકે ભીતિ નથી. આપણી મુખ્ય શત્રુ તો પેલી મનોરમા છે. તમારા મનથી તે કશી પણ ગણત્રીમાં નથી, પણ તેમાં તમે ભૂલો છો. તે આગ્રહી સ્વભાવની છે અને જો ધારે તો આપણી સામે પણ થઇ શકે તેવી છે. તેનો પેલા સૂર્યકાન્ત ઉપર પ્રેમ છે. તેણે હજી આશાનો ત્યાગ કર્યો નથી. એટલે ભય તો તેના તરફથી છે. વિમળાગૌરી તરફથી નહિ."

"જેમ ભીતિ છે તેમ તેનું લગ્ન થતાં તેને કરિયાવરમાં મળનાર ૨,૫૦,૦૦૦ રૂપીઆનો પણ વિચાર કરવાનો છે."

"હા, એ વાત સાચી છે. છ ટકાથી વ્યાજે મૂકતાં પંદર હજાર રૂપીઆ ઉપજે. એટલે આપણને દરેકને દર વર્ષે સ્હાડાસાત હજાર રૂપીઆ મળે: છતાં પણ જો તમે ડાહ્યા હો તો તમારે તેની સાથે લગ્ન કરવાનો વિચાર છોડી દેવો એજ ઉત્તમ છે."

"નહિ! કદી પણ નહિ!" ઠાકોરલાલ બોલ્યો: "તેની પાસે એક પાઇની પણ મુડી ન હોય, તે તદ્દન ગરીબ હોય તો પણ હું તેની સાથે લગ્ન કરીશ; કારણ કે મારો તેના ઉપર પ્રેમ છે. મારા જીવનની તે અધિષ્ઠાત્રિ છે."

કાકાના પ્રસ્તુત શબ્દો સાંભળીને મુકુન્દને અત્યંત આશ્ચર્ય ઉત્પન્ન થયું. તે બોલ્યો: "શું? તમારો મનોરમા ઉપર પ્રેમ? એ સંભવિત છે ખરૂં?"

"હા, તને આશ્ચર્ય થતું હશે પરંતુ હું સાચું જ કહું છું."

"જો તમારો તેના ઉપર પ્રેમ જ હોય તો આપણે આપણી યોજનાને છોડી દેવી એ જ શ્રેયસ્કર છે." મુકુન્દ બોલ્યો.

"શા માટે?"

"તમે તમારા હૃદયને ગૂમાવી બેઠા છો. કારણ કે તમારૂં હૃદય મનોરમાએ ચોરી લીધું છે. તે પ્રમાણે તમારૂં મગજ પણ ગૂમાવી બેસવાના. એક દિવસ એવો આવશે કે તે દિવસે તેનું એક માત્ર સ્મિત તમારા અંતરની તમામ ગુપ્ત વાર્તા કઢાવી લેશે."

પોતાના ભત્રિજાને આ પ્રમાણે બોલતો જોઇને ઠાકોરલાલ ખડખડાટ હસી પડયો. પછી તે બોલ્યોઃ "તું મનોરમ્ય મનોરમાને શા માટે ધિક્કારે છે?"

"કારણ કે તે આપણા નાશનું કારણ છે. મારો તે મનોરમા ઉપર નહિ પરંતુ તેને મળનારા વારસા ઉપર પ્રેમ છે."

"જો એમ છે તો તું શા માટે ચિંતા કરે છે? એ સુંદરીને હું રાખીશ અને જે વારસો તેને મળશે તેની અર્ધી રકમ તને આપીશ. પરંતુ જે દિવસે આપણે પુનામાં મળ્યા ત્યારે આપણી વચ્ચે શી શરત થઇ હતી? તે વખતે તું અત્યંત દુઃખી અવસ્થામાં હતો. તેમાંથી તારો ઉદ્ધાર કરવાનું મેં તને વચન આપ્યું હતું. તે વખતે આપણી વચ્ચે નક્કી થયું હતું કે હું શેઠને તું નોકર. તારે મારી આજ્ઞા પ્રમાણે વર્તવું."

"એ વાત ખરી છે. પરંતુ વિશેષ જોખમ મને છે. તમને તો કાંઈ નહિ. મને ઓછામાં ઓછી વીસ વર્ષની સજા મળે એટલે શેઠ તમે, સર્વ સત્તા તમને, પણ તમારે મારી સલાહ વગર એક પણ પગલું ભરવું નહિ." મુકુન્દ બોલ્યો.

આ પછી કેટલોક સમય સુધી ચર્ચા કરીને તેઓ બીજે દિવસે આજ સમયે અને આજ સ્થળે મળવાનું નક્કી કરીને છુટા પડયા. છુટા પડતાં પહેલાં ઠાકોરલાલે જણાવ્યું કે "આવતી કાલની સ્હાંજ સુધીમાં હું એકાદી યોજના નક્કી કરી નાખીશ; પરંતુ તું અહીં સંભાળથી રહેજે. કોઈ તને ઓળખી જાય નહિ."

મુકુન્દે કહ્યું: "મારા પોશાક ઉપરથી જ તમે સમજી શકયા હશો કે કોઇ પણ મનુષ્ય મને મારા ખરા સ્વરૂપમાં પિછાની લે

એવી મારી ઈચ્છા નથી. વળી ચંદનગરમાં પણ મેં એવી વ્યવસ્થા કરી છે કે હું ચંદનગરની બહાર ગયો છું એમ કોઇ પણ કહી શકે નહિ. એમ સમજો કે અત્યારે હું એકી સાથે ચંદનગરમાં તથા અહીં બન્ને સ્થળે છું. વળી મારા તરફ કોઈનું લક્ષ ન ખેંચાય તે માટે મેં ચંદનગરથી અહીં સુધી ત્રીજા વર્ગમાં મુસાફરી કરી હતી. સાહેબજી, આવતી કાલે રાત્રે હું આ સ્થળે આવીશ."

ઠાકોરલાલ તેના ભાઇના મકાનમાં ગયો. તેનું મન અસ્થિર હતું, ચિંતાના વાદળથી ઘેરાયેલું હતું. મુકુન્દ ઉપર તેને રંચભાર પણ વિશ્વાસ હતો નહિ. મુકુન્દે ચંદનગરથી આવતાં પહેલાં ત્યાં પોતાની ગેરહાજરી ન દેખાય તે માટે જે સાવચેતી રાખી હતી એથી ઠાકોરલાલના મનમાં વ્હેમ ગયો હતો. તેણે અહીંથી મુકુન્દ ઉપર જે પત્રો લખ્યા હતા તે તેના કબજામાં હતા. એથી ઠાકોરલાલ પણ મુકુન્દના કબજામાં હતો. ઠાકોરલાલ એ સારી પેઠે સમજતો હતો. તે મનોગત બોલ્યોઃ " કદાચ તેનો વિચાર મારી સાથે વિરોધ કરીને અમને મળનારો તમામ લાભ પોતે એકલાએ જ પચાવી પાડવાનો હોય તો ? "

રાત્રે ઠાકોરલાલને બિલકુલ નિદ્રા આવી નહિ. આખી રાત્રી તેણે અનેક પ્રકારના વિચારોમાં ગાળી. નિદ્રાનો અભાવ અને અશાન્ત મન તેની અસર તેના તન ઉપર પણ થયા સિવાય રહી નહિ. તેને કરવામાં આવતા પ્રશ્નનો તે બરોબર જવાબ પણ આપી શકતો નહિ. આજની તેની થયેલી આ અવસ્થાના કારણના સંબંધમાં વિપિને તેને પ્રશ્ન કર્યો; પરંતુ તેનો ઉડાઉ જવાબ આપીને ઠાકોરલાલે નભાવી લીધું. એમ કરતાં છેવટે સ્હાંજ પડી. સૂર્યાસ્ત થઈ ગયો. ચંદ્રોદય થયા પછી તે બહાર નીકળ્યો અને આગલા દિવસના સાંકેતિક સ્થળે ગયો. મુકુન્દ તેની રાહ જોતો ત્યાં પત્થરપર બેઠો હતો.

મુકુન્દે પૂછયુંઃ "કાકા સાહેબ! તમે નિર્ણય ઉપર આવી ગયા ?"

" હા, મેં બે યોજનાઓ તૈયાર કરી છે. મારી ખાત્રી છે કે બન્ને યોજનાઓમાં સફળતા મળ્યા સિવાય રહેશે નહિ; પરંતુ તેમાંની પહેલી યોજનાનો આધાર તું તેનો સ્વીકાર કરે છે કે કેમ તેના ઉપર રહે છે. આપણે અત્યારે જે બાબતમાં પડયા છીએ તેનો સદાને માટે ત્યાગ કરી દેવાના સંબંધમાં તારો શો વિચાર છે ? જો હું તને એક મોટી રકમ આપું તો તું ભારતવર્ષનો ત્યાગ કરીને કાયમને માટે અદૃશ્ય થઇ જાય ખરો ? "

" કેટલી રકમ ? "

" હું તને ૭૫,૦૦૦ રૂપીઆ આપું. "

" માયાળુ કાકા સાહેબ ! " મુકુન્દ બોલ્યોઃ " આપણા આટલા દિવસના સહવાસ છતાં પણ આપને મારા સ્વભાવનો પરિચય થયો નથી એ જોઇને મને દિલગીરી થાય છે. તમે મારી સાથે ગતમાં રમો છો તે ઠીક કરતા નથી. આપણી વચ્ચે થયેલી શરતનો તમારે વિચાર કરવાનો છે. તે ઉપરાંત તમારે એ પણ જોવાનું છે કે હું કોઇ પણ રીતે તમારાથી ઉતરૂં તેવો નથી. જ્યારે તમે મને ૭૫૦૦૦ રૂપીઆ આપવાને તૈયાર થયા છો ત્યારે મારી ખાત્રી છે કે તમને પોતાને ઓછામાં ઓછા પાંચ લાખ રૂપીઆનો લાભ મળવો જોઇએ. "

" તું આ બધી અર્થ વગરની વાતો કરે છે. " ઠાકોરલાલ બોલ્યો.

" ના જી, અર્થ વગરની નહિ. હું ભૂતકાળ ઉપરથી ભવિષ્ય કાળનો વિચાર કરૂં છું. અત્યારસુધીમાં મેં મારી ઇચ્છાથી વિરૂદ્ધ મારાં માતુશ્રી વિમળાગૌરી પાસેથી જે રકમ મેળવી છે તેનો દસમો ભાગ પણ મને મળ્યો નથી. "

" પણ આપણી પાસે સીલકમાં સારી રકમ છે. "

" હા છે, પણ કાકા સાહેબ ! તે રકમ તમારા હાથમાં છે. જો આવતી કાલે આપણી બાજી ખૂલ્લી થઈ જાય તો તમારી પાસેની

રકમ લઇને પલાયન થઈ જાઓ, જ્યારે એક પાઇ વગરનો હું તો પોલિસ દાદાનો મ્હેમાન જ બનું !"

"નગુણા છોકરા ! મારો અણુવિશ્વાસ ?"

"તમારો અણુવિશ્વાસ લાવવાને કારણ છે. જો તમે કહો તો તમે મારી સાથે છેતરપીંડી ચલાવો છો તેની સાબિતી આપું."

"કહે જોઇએ!"

"વારૂ સાંભળો ત્યારે. તમે મને કહ્યું હતું કે તમારા ભાઈની સ્થિતિ સાધારણ રીતે સારી છે. તે મોટા શ્રીમંત નથી તેમ તદ્દન ગરીબ નથી. આ પ્રમાણે ગઇ કાલે તમે મને જણાવ્યું હતું, ખરૂં કે નહિ ? મારા જાણવામાં આવ્યું છે કે વિપિનચંદ્રની ઓછામાં ઓછી વાર્ષિક આવક ૩૦૦૦. રૂપીઆની છે. અહીં તેમની જે મીલકત છે તે ૧,૫૦,૦૦૦ રૂપીઆની છે અને લક્ષ્મીકાન્ત શેઠને ત્યાં તેમના ૨,૦૮,૦૦ રૂપીઆ જમા પડયા છે. કુલ્લે ૩,૫૦,૦૦૦ રૂપીઆ થયા. તે ઉપરાંત બીજી કેટલીક મીલકત ખરીદવાની પણ તેમણે પોતાના વકિલને ભલામણ કરી છે. આજનો આખો દિવસ મેં અહીં કાંઇ નકામો ગુમાવ્યો નથી."

ઠાકોરલાલે કશો પણ જવાબ આપ્યો નહિ.

મુકુન્દે આગળ ચલાવ્યું: "તમે યોજના તો ઘણી સારી કરી છે. પરંતુ તમારી ખામીના લીધેજ એ યોજના અમલમાં આવી શકે તેમ નથી."

"દરેક બાબત આપણી ઇચ્છા પ્રમાણે બની શકતી નથી."

"એવું કાંઈ નથી. નસીબ ઉપર આધાર રાખનારાઓ મૂર્ખા છે. ડાહ્યા પુરુષો તો અગાઉથી જ તૈયારી કરી રાખે છે. જ્યારે તમે મને પુનામાં મળ્યા હતા ત્યારે આપણે નક્કી કર્યું હતું કે આપણે મારી માતાને આપણને મદદ કરવાનુ કહેવું અને જો તે પોતાની ખુશીથી આપણને મદદ કરવાને તત્પર થાય તો તેની સાથે સારૂં વર્ત્તન રાખવું; પરંતુ તમે તો સોનાના ઇંડા મૂકનારી મરઘીને જ

મારી નાખવાનો આદર કર્યો. તમે ફુંકી ફુંકીને ખાવાને બદલે એકદમ આખું કોળું ગળપ કરવાને તત્પર બની ગયા."

"દરેક કાર્ય ત્વરાથી સિદ્ધ કરવું તે ડાહ્યા માણસનું કામ છે."

"હા, પણ તમે મનોરમા સાથે લગ્ન કરવાની માગણી કરવામાં ઉતાવળ કરી છે; એથીજ તેને તમારો વિરોધ કરવાની જરૂર પડી છે. તેને આપણા ઉપર અત્યંત તિરસ્કાર છે, અને જો તે લક્ષ્મીકાન્ત શેઠને તમામ હકીકત જણાવી દે અથવા તો પોલિસને ખબર આપે તો મને આશ્ચર્ય થાય નહિ. તમે કહો છો કે તમારો તેના ઉપર પ્રેમ છે; પરંતુ એ પ્રેમનો કશો પણ અર્થ નથી. તમે પૂરતા જ્ઞાન સિવાય આ કાર્યમાં ઝીપલાવ્યું છે. તમે મને જણાવ્યું હતું કે મારા પિતાશ્રી સ્વર્ગવાસ પામ્યા છે; પરંતુ અત્યારે તે જીવન્ત છે અને હું અત્યારે એવી સ્થિતિમાં મૂકાયો છું કે હું તેમને મળી શકું તેમ નથી કે મારો પરિચય આપી શકું તેમ નથી. મારા પિતા શ્રીમંત છે અને મને પણ શ્રીમંત બનાવી શકત; પરંતુ હવે મને એક પાઇ પણ મળી શકે તેમ નથી. તે વિમળાગૌરીને મળવાને માટે જવાના છે. જો તે તેમને મળે અને બન્ને વચ્ચે ખુલાસા થાય તો આપણો બન્નેનો સર્વનાશ થયા સિવાય રહે નહિ."

ઠાકોરલાલ હવે મુકુન્દને આગળ બોલવા નહિ દેતાં સ્ટેજ ઉચ્ચ સ્વરે બોલ્યો: "હવે બહુ થયું તારા ડહાપણની મારે જરૂર નથી. હજી પણ હું આપણી સ્થિતિને સુધારી શકું તેમ છું."

"કેવી રીતે?"

"એ જાણવાની તારે કશી પણ જરૂર નથી." ઠાકોરલાલે જવાબ આપ્યો.

બંને જણા એકાદ પળ મૌન રહ્યા અને પછી બન્ને ધ્રુજ્યા. કેમ કે બન્નેના મનમાં એકી સાથે ભયંકર વિચાર સ્ફુર્યો હતો અને બન્નેજણા એકબીજાના દીલને પારખી ગયા હતા.

એ પ્રમાણે થોડીક પળ મૌનાવસ્થામાં ગાળ્યા બાદ ઠાકોરલાલ બોલ્યોઃ " ત્યારે ૭૫,૦૦૦ રૂપીઆ લઇને પરદેશ ચાલ્યો જવાની તું ના કહે છે ?"

" હા, મારી મહત્ત્વાકાંક્ષાની એટલાથી તૃપ્તિ થાય તેમ નથી. મને લાભ થાઓ કે મારો નાશ થાઓ, પણ હું તમારી સાથેનો સાથે જ રહીશ. "

" અને મારા કહેવા પ્રમાણે વર્ત્તીશ ? "

"આંખો મીંચીને."

મુકુન્દરાયે ઠાકોરલાલને તેની યોજનાના સંબંધમાં કશો પણ પ્રશ્ન કર્યો નહિ, એ ઉપરથી સમજી શકાતું હતું કે પોતે કરેલી કલ્પના ખરી હોવાની તેની ખાત્રી થઇ ચૂકી હતી.

ઠાકોરલાલ બોલ્યોઃ " વારૂ ત્યારે હવે તું વગરઢીલે ચંદ્રનગર જા. ત્યાં વિમળાગૌરી તરફ અગાઉ કરતાં વિશેષ પ્રેમ દર્શાવજે. તારા ભૂતકાલિન વર્ત્તનના દોષનો બધો ટોપલો મારા ઉપર નાખજે. જો તું વિમળાગૌરી અને મનોરમાની દૃષ્ટિએ મને વધારે ખરાબ ચિતરીશ તો એથી આપણને વિશેષ લાભ થવાનો સંભવ છે. આપણી વચ્ચે અત્યંત શત્રુતા થઈ હોય એવો દેખાવ તારે કરવો અને હું ચંદ્રનગર આવું ત્યારબાદ પણ તારે મને કદી પણ મળવું નહિ. ખાસ જરૂર હોય અને ચાલે તેમ નહોય તો જ મને મળવું, અને તેમાં પણ રાત્રીનો સમય આપણી મુલાકાતને માટે રાખવો. "

" શું ! " મુકુન્દ આશ્ચર્ય દર્શાવતો બોલ્યોઃ " તમે કહો છો કે તમારો મનોરમા ઉપર પ્રેમ છે. બીજી તરફથી તમે મનોરમાની દૃષ્ટિએ તમને હલકા ચિતરવાની મને સલાહ આપો છો ! આમાં હું કશું સમજી શકતો નથી. "

" એક મનુષ્યનો એક સ્ત્રી ઉપર અત્યંત પ્રેમ હતો. તે સ્ત્રી તેને કોઇ પણ રીતે પ્રાપ્ત થઇ શકે તેમ નહતી. એટલે તે માણસે પેલી સ્ત્રી જે મકાનમાં રહેતી હતી તે મકાનને આગ લગાડી. પછી

અગ્નિની જ્વાળાની વચ્ચે ઘુસી પેલી સ્ત્રીને ઉપાડીને તે બહાર લાવ્યો અને એવી રીતે તેણે એ સ્ત્રીનો પ્રેમ સંપાદન કર્યો. આ વાર્તા તે વાંચી કે સાંભળી છે ખરી ?"

"હા, એક નવલકથામાં મેં આવું વાંચ્યું છે ખરૂં."

"વારૂ, ત્યારે બરોબર સમયે હું લક્ષ્મીકાન્તના મકાનને આગ લગાડીશ અને તે અગ્નિની જ્વાળામાંથી તેની ભાણેજને બચાવી લઈશ. જો તેઓ અત્યારે મને વધારે ધિક્કારે અને મારે માટે અત્યારે તેમના મનમાં વિશેષ હલકો અભિપ્રાય બંધાય તો એ સમયે તેમની દૃષ્ટિએ મારૂં કૃત્ય વિશેષ સુંદર લાગશે, મારામાં એકાએક થયેલો ફેરફાર જોઇને મનોરમાની ખાત્રી થશે કે મારો તેના ઉપર ખરો પ્રેમ છે. જો પ્રેમ ન હોય તો હું તેને માટે અગ્નિમાં શા સારૂ ઝીપલાવું ?"

"તમારો વિચાર પણ કાઢી નાખવા જેવો નથી." મુકુન્દ બોલ્યો.

"વારૂ, ત્યારે મારે જે કહેવાનું હતું તે તું બરોબર સમજી ગયો છે." ઠાકોરલાલે કહ્યું: "જો ચંદ્રનગરમાં કાંઇ જાણવા જેવું હોય તો મને જણાવજે. હું પણ તને પત્ર લખતો રહીશ. પેલા કેશિયર ઉપર નજર રાખજે."

"સૂર્યકાન્ત ! એના તરફથી લેશ માત્ર પણ ભીતિ જેવુ નથી. એ તો મારો જાની દોસ્ત છે !" મુકુન્દ હસ્યો.

બન્ને જણા હસ્તધૂનન કરીને છૂટા પડયા. અન્ય મનુષ્યની દૃષ્ટિએ તે બન્ને એક બીજાના મિત્ર જેવા લાગે પરંતુ ખરી રીતે તો તેઓ એક બીજાના ભયંકર શત્રુ હતા. આ બે બદમાશોની સ્થિતિ સાપને ત્યાં સાપ પ્હરોણાના જેવી હતી.

# પ્રકરણ ૩૮ મું.

## વિપિનની માંદગી અને મૃત્યુ.

ઠાકોરલાલની સ્વાર્થપરાયણતા તથા તેણે પોતાની સાથે ચલાવેલી દગલબાજી મુકુન્દ ભૂલ્યો નહતો. મુકુન્દનું વર્ત્તન ઠાકોરલાલ વિસરી શકયો નહતો. મુકુન્દ જેવો એક જુવાનીઓ પોતાને દબાવે એ વિચારથી ઠાકોરલાલને લાગી આવતું હતું. તેણે અહીંથી મુકુન્દ ઉપર લાંબા લાંબા પત્રો લખ્યા હતા. અત્યારે તો એ ઠીક છે, પણ જ્યારે મુકુન્દને પોતાની જરૂર ન રહે તે વખતે જો તે એ પત્રોનો પ્રકટ કરે તો પોતાની કેવી દુર્દશા થાય તેનો ઠાકોરલાલને વિચાર થયા કરતો હતો.

વિપિનચંદ્ર તેના કારખાનાના કામમાં એટલો બધો ગુંથાઇ ગયો હતો કે તેને ભરૂચ તેના મિત્ર લલિતાપ્રસાદ ઉપર લખેલા પત્રનું વિસ્મરણ થઈ ગયું. મુકુન્દના ગયા બાદ પાંચ દિવસ પછી એકાએક તેની તબિયત નરમ થઇ ગઇ. તેનું મગજ ભમતું હતું અને તેને બેચેની જણાતી હતી.

ઠાકોરલાલે આમ થવાનું કારણ પૂછતાં તેણે કહ્યું: “ જ્યારે હું આફ્રિકામાં હતો ત્યારે અવારનવાર મને આ પ્રમાણે થઇ આવતું હતું. હું સુઈ જાઉં છું. જો બે-ત્રણ કલાક શાંત નિદ્રા આવી જશે તો આરામ થઇ જશે. સ્હાંજે સાત વાગે મને જગાડજે. ”

પરંતુ સ્હાંજે સાત વાગે તો તેની તબિયત વધારે બગડી. તે ખોરાક લઇ શકયો નહિ. તેનું માથું સખ્ત દુઃખતું હતું અને માથામાં વેગ આવતા હતા. લોહી જાણે મગજ તરફ ધસતું હોય તેમ લાગતું હતું. મગજમાં ધબકારા થતા હતા. તેનું ગળું સુકાતું હોય અને ખેંચાતું હોય એવું ચિહ્ન દેખાતું હતું. તે બરોબર બોલી પણ શકતો નહિ. જો અમુક શબ્દ બોલવા જાય તો તેને બદલે બીજો શબ્દ બોલી જવાતો હતો હૃદયના અમુક દરદમાં આવું ચિહ્ન કોઇ કોઇવાર

દેખાય છે. ધીમે ધીમે તેની તમામ નસો તંગ થવા લાગી. પછી તો તે પોતાનું મુખ પણ અત્યંત શ્રમ કરવાથી ઉઘાડી શક્તો હતો.

ઠાકોરલાલે ડોકટરને બોલાવવાની સલાહ આપી; પરંતુ તેના ભાઇએ એ સલાહનો વિરોધ કર્યો.

વિપિનચંદ્રે કહ્યું: "ડોકટર મને શું કરશે ? અમુક નિશાવાળી દવા આપશે અને એથી તો મારી તબિયત વધારે બગડશે. આનો ઉપાય હું જાણું છું." એ પ્રમાણે કહીને તેણે પોતાના નોકરને બોલાવ્યો તથા લીંબુનું શરબત બનાવવાનું કહ્યું. આ નોકર આફ્રિકામાં પણ વિપિનની સાથે હતો અને તેથી પોતાના માલિકની તાસીર બરોબર સમજતો હતો.

બીજે દિવસે સ્હવારે વિપિનની તબિયત ઠીક લાગી. તે પોતાની મેળે ઉઠયો અને તેણે દાતણ કરીને ચહાની સાથે થોડો નાસ્તો લીધો; પરંતુ આગલા દિવસના સમયે પુનઃ આ દરદ ઉછળ્યું અને અગાઉના કરતાં પણ વિશેષ દુઃખ થવા લાગ્યું. ઠાકોરલાલે તેના ભાઇને પૂછયા સિવાયજ ડોકટરને બોલાવવાને માણસ મોકલ્યો. ડોકટરે તબિયત તપાસીને કહ્યું કે "કશી ચિંતા કરવા જેવું નથી. હું દવા આપું છું. તે આપવાથી આરામ થઈ જશે." તેણે દવા મોકલાવી.

તે દવા વિપિને લીધી, પરંતુ રાત્રીએ દરદ વધ્યું. વિપિનને બિલકુલ નિદ્રા આવી નહિ. તેના મનની બેચેની વધતી જતી હતી.

બીજે દિવસે સ્હવારે ડોકટર આવ્યો. વિપિનની સ્થિતિ જો-વાથી તેને આશ્ચર્ય થયું. પોતાની દવા અસર કરશે એવી તેની ખાત્રી હતી. તેને બદલે ઉલટું દરદ વધી ગયું હતું. તેણે નોકરને પૂછ્યું: "મેં રાત્રે સૂતી વખતે પાવાની જે દવા આપી હતી તેનો તેં કેટલો ડોઝ આપ્યો હતો ?"

"આપના કહેવા મુજબ એ દવા મેં સાહેબને બે વખત અઇને પાઇ દીધી હતી." નોકરે જવાબ આપ્યો.

ડોકટરે આજે દવા બદલાવી. તેણે કહ્યું કે " હું આજે દવા બદલાવું છું. તેનાથી આરામ આવી જશે. હું આવતી કાલે સ્હવારે પાછો આવીશ.

વિપિનના મનને એમ થઈ ગયું હતું કે પોતાની તબિયત વધારે બગડી છે અને આમાંથી બેઠા થવાની સંભાવના ઓછી છે. તેણે પોતાના એક સ્નેહીને બોલાવ્યો. આ સ્નેહી વકીલ હતો. વિપિનની ઇચ્છા નવું વસીયતનામું કરવાની હતી. તે પોતાની તમામ મીલકતનો વારસ પોતાના ભાઇને બનાવવા ઇચ્છતો હતો.

વિપિનની ઈચ્છા પ્રમાણે વકીલે વસીયતનામું તૈયાર કર્યું. વિપિને તેના ઉપર સહી કરી. ઠાકોરલાલને સાક્ષી કરવાનું કહ્યું. પ્રથમ તો ઠાકોરલાલે આનાકાની કરી. તે બોલ્યોઃ " મોટાભાઇ ! તમે આટલા બધા ગભરાઓ છો શા માટે ? તમને કશું પણ થવાનું નથી. દવાથી તમને જરૂર આરામ આવી જશે. "

" તો પણ શી હરકત છે ? " વિપિન બોલ્યોઃ " હું વસિયતનામું કરૂં કે ન કરૂં તો પણ મારી મીલકતનો વારસ તો તું જ છે. પરંતુ મારા નોકરો વગેરેને બક્ષિસ આપવાનું જણાવવા માટે આ વસિયતનામું મેં કર્યું છે. હું ધારૂં છું કે તેમાં તને વાંધો નહિ જ હોય. "

" વાંધો ! અરે તમારી તમામ મીલકત તમે ગમે તેને આપી દો તો પણ મને વાંધો નથી. હું તમારા પૈસાનો નહિ પરંતુ પ્રેમનો ભૂખ્યો છું. "

" વારૂ, ત્યારે આમાં તારી સાક્ષી કર. "

ઠાકોરલાલે સાક્ષી કરી. તેના આનંદનો પાર રહ્યો નહિ. પોતાના ભાઇના મૃત્યુ પછી તેની તમામ મીલકતનો માલિક પોતે થાય એ કાંઈ થોડા આનંદની વાર્તા ન હતી. જો વસિયતનામું ન થયું હોત તો પોતાનો હક્ક સાબિત કરવાને માટે વારસાસર્ટીફિકેટ

મેળવવાની મહેનત કરવી પડત. પરંતુ હવે એ કશી મહેનત કરવાની રહી નહિ. માત્ર એક વિચાર તેના આનંદને ગાળી નાખતો હતો. મુકુન્દ ઉપર લખેલા પત્રોનો વિચાર આવતાં તે ભયથી ધ્રૂજી ઉઠતો હતો. વિપિનની તમામ મીલકત પોતાના કબજામાં હતી, પરંતુ તે મુકુન્દના કબજામાં હતો; વળી એક બીજી મુશ્કેલી પણ હતી. યદા કદાચિત્ વિપિનચંદ્રને આરામ થાય અને તે ભવિષ્યમાં વિમળાગૌરીને મળે તો આ વસિયતનામું બીજી જ પળે ફરી ગયા સિવાય રહે નહિ. આ ચિંતા પ્રથમના કરતાં પણ વધારે ગભરાવનારી હતી. તેણે મુકુન્દ ઉપર લખેલા પત્રમાં પોતાની એ ચિંતા પ્રકટ કરી હતી.

તેણે લખ્યું હતું કે "મારા ભાઇ વિપિનચંદ્રની તબિયત નરમ છે. તેણે પોતાના વસિયતનામામાં ફેરફાર કરીને પોતાની તમામ મીલકતનો વારસ મને ઠરાવ્યો છે! એક વર્ષ પહેલાં આની અર્ધ મીલકત મને મળી હોત તો પણ હું એમજ માનત કે મારા જેવો દુનિયામાં બીજો કોઇ પણ સુખી નથી; પરંતુ અત્યારે આ બધું શા ઉપયોગનું? દુનિયાની તમામ મીલકત આપણને મળે તો પણ આપણા માર્ગમાંહેની એક મુશ્કેલી દૂર થઇ શકે તેમ નથી. આપણે એક અત્યંત ઢોળાવવાળી ધાર ઉપર ઊભા છીએ. તેના પરથી સરકતાં ઊંડી ગર્તાના તળીયે પહોંચવા સિવાય બીજો આપણે માટે એક પણ માર્ગ નથી. જ્યાંસુધી વિપિન અને વિમળાની મુલાકાતની સંભાવના છે ત્યાંસુધી મારૂં અંતર ભયથી ધ્રુજ્યા કરે છે. તેમની મુલાકાત ન થાય તે માટે શો માર્ગ લેવો?"

અઠવાડિયામાં વિપિનને સ્હેજ આરામ થયો. બે દિવસ તો તેની તબિયત તદ્દન સારી રહી. તે ખોરાક લઇ શકતો, બહાર ફરવાને પણ જતો, પરંતુ જાણે તેની ઉમરમાં દશ વર્ષ વધી ગયાં હોય એવો તેનો ચ્હેરો લાગતો હતો.

તેણે ઠાકોરલાલને કહ્યું: "મને લાગે છે કે મને આ દેશની

હવા માફક નહિ આવે. જો હું પુનઃ આફ્રિકામાં જાઉં તો મારી તબિયત તદ્દન સુધરી જાય."

"હા," ઠાકોરલાલે કહ્યું: "હું પણ તારી સાથે આવીશ. મેં આફ્રિકા દેશ જોયો નથી. એટલે તારી સાથે ત્યાં આવતાં મને આનંદ થશે."

પરંતુ બીજે દિવસે વિપિનને પોતાનો વિચાર બદલવો પડયો. તેને લાગ્યું કે તે પરદેશ જવાને માટે દરિયાની મુસાફરી કરી શકે એવી તેની શરીરસ્થિતિ નથી. તેણે પોતાના ભાઇને જણાવ્યું: "મારી તબિયત થોડી ઘણી સારી થાય કે તુરતજ ચંદ્રનગર જઇ કોઇ સારા અનુભવી તબીબની સલાહ લેવાનો મારો ઇરાદો છે. ત્યાં જવાથી વિમળાગૌરીની પણ તપાસ થઇ શકશે."

વિમળાગૌરીનું સ્મરણ થતાં વિપિનને પોતે લલિતાપ્રસાદ ઉપર લખેલા પત્રનું સ્મરણ થયું. તેનો આટલા બધા દિવસ થવા છતાં કશો પણ પ્રત્યુત્તર નહિ આવવાથી તેને આશ્ચર્ય થયું. તેણે અત્યારે એક પત્ર લખ્યો, પરંતુ આ પત્ર લલિતાપ્રસાદને મળ્યો જ નહિ. કારણ કે એ પત્ર નાખવાનું કાર્ય ઠાકોરલાલે સ્વીકાર્યું હતું. તે દિવસે સ્હાંજે વિપિનની તબિયત બગડી. ડોકટરે ચિંતા દર્શાવી. ડોકટરને લાગ્યું કે દરદીના દરદનો અર્થાત્ દરદીનો અંત સમીપ આવ્યો છે.

વિપિન માંદો પડયાને ચૌદ દિવસ થઈ ગયા હતા. આજે સ્હવારે તેની પ્રકૃતિ કાંઇક સારી હતી. તેણે ડોકટરને બોલાવ્યો. આશરે અર્ધો કલાક તે બન્ને એકાંતમાં રહ્યા. પછી તેણે પોતાના તમામ નોકરોને પોતાની પાસે બોલાવી તેમની વિદાય માગી. નોકરોની આંખમાંથી આંસુ ખરતાં હતાં. છેવટે ઠાકોરલાલને કહ્યું: "ભાઇ! હું થોડા કલાકનો મહેમાન છું. મારૂં કારખાનું ચાલુ રાખજે. કોઇ નોકરને રજા ન આપીશ. મારે માટે દુઃખ ન કરીશ."

ઠાકોરલાલ ગળગળો થઇ ગયો. તેણે કશો જવાબ આપ્યો નહિ બપોરના બાર વાગતાં વિપિનનો આત્મા નશ્વર દેહનો પરિત્યાગ કરીને ચાલ્યો ગયો. ઠાકોરલાલ હવે વિપિનની તમામ મીલકતનો માલિક બન્યો. તે એક પખવાડિયામાં તમામ વ્યવસ્થા કરીને ચંદ્રનગર જવાને વિદાય થયો.

## પ્રકરણ ૩૯ મું.

### મસલત.

ઠાકોરલાલ અનંતપુરમાં હતો તે દરમિયાન ચંદ્રનગરમાં મુકુન્દે વિમળાગૌરીનો પ્રેમ તથા પોતાને માટે સદ્ભાવ સંપાદન કરવાનો પ્રયત્ન ચલાવ્યો હતો. તેના વર્તનમાં સંપૂર્ણ પરિવર્તન થઈ ગયું હતું. વિમળાગૌરીને લાગ્યું કે પોતાના જેવી સુખી જગતમાં બીજી કોઇ પણ સ્ત્રી હશે નહિ. તે એક દિવસ પણ મુકુન્દને જોતી નહિ તો તેને ચેન પડતું નહિ. મુકુન્દ સદ્ગુણી છોકરો છે એવી તેની ખાત્રી થઈ ચૂકી હતી.

અત્યારે તેઓ રતનપુરમાં રહેતાં હતાં. લક્ષ્મીકાન્ત રોજ રતનપુરથી સ્હવારે દશ વાગે લોકલમાં ચંદ્રનગર આવતો અને સ્હાંજે સાત વાગે પુનઃ રતનપુર જતો હતો. કોઈ કોઇ વાર વિશેષ કામ હોય કે રાત્રે કોઇને મળવાનું હોય તો ચંદ્રનગર રોકાઇ જતો અને પોતે નહિ આવી શકે એવા સમાચાર ટેલીફોન દ્વારા પોતાની પત્નીને જણાવતો હતો. એટલે વિમળાને પુષ્કળ સમય મુકુન્દના સહવાસમાં ગાળવાની તક મળતી હતી. વિમળાનો મોટો દીકરો બહારગામ નોકરી ઉપર હતો. ન્હાનો દીકરો મુંબઇમાં તેમના મકાનમાંજ રહેતો હતો. મુકુન્દે અલ્પકાળમાં વિમળા અને મનોરમાનો સદ્ભાવ પ્રાપ્ત કરી લીધો. વિમળાને લાગતું કે પોતાનો છોકરો ઠાકોરલાલના અનિષ્ટ પરિચયથી બગડયો હતો. મનોરમા જેવી ચાલાક અને શંકાશીળ

સ્વભાવની યુવતીને પણ એમ લાગતું કે મુકુન્દ સ્વભાવે સારો છે. માત્ર ખરાબ સંગતિથીજ તેના સ્વભાવમાં પરિવર્તન થાય છે.

મુકુન્દે પોતાની માતા પાસે એક પાઇની પણ માગણી કરી ન હતી. કોઇ વખત તેની માતા પૂછતી તો તે કહેતો કે "મારૂં માસિક ખર્ચ માત્ર ત્રીશ રૂપીઆનું છે. તેટલી રકમ મને મળી રહે છે."

ત્રીશ રૂપીઆમાં એક મહિના સુધી ચલાવનાર મુકુન્દને જોઇને તેની માતા પુત્રની કરકસરની મનમાં ને મનમાં પ્રશંસા કર્યા સિવાય રહેતી નહિ. આ પ્રમાણે ઠાકોરલાલ અનંતપુરથી આવ્યો તે દરમિયાન મુકુન્દને તેના પ્રયત્નમાં સંપૂર્ણ સફળતા પ્રાપ્ત થઇ હતી.

ઠાકોરલાલ અત્યારે મોટો શ્રીમંત બની ગયો હતો. તથાપિ તેણે પોતાની રહેણીકરણીમાં બાહ્યતઃ કશું પણ પરિવર્તન કર્યું ન હતું. તે અગાઉનોજ સાદો ઠાકોરલાલ હતો. તેણે ચંદનગર આવીને સરદારગૃહમાંજ અગાઉની માફક નિવાસ રાખ્યો હતો. માત્ર તે વિપિનના વિશ્વાસુ નોકરને પોતાની સાથે લાવ્યો હતો અને અનંતપુરથી વિપિનની એક વિકટોરિયા અને બે ઘોડા લાવ્યો હતો. તેને માટે એક તબેલો ભાડે રાખવો પડયો હતો.

ઠાકોરલાલની મહત્ત્વાકાંક્ષા હવે વધી ગઈ હતી. ચંદનગરના શ્રીમંતોમાં પોતાની ગણના થાય એવી તેની ઇચ્છા હતી. અત્યારસુધી તે માત્ર એક સરદાર હતો, અને તે પણ સંપત્તિહીન સરદાર હતો. એ સરદારપદ કરતાં લોખંડના કારખાનાના માલિક તરીકેનું પદ તેને મન વિશેષ મૂલ્યવાન્ હતું. તે જાણતો હતો કે પોતાના ભૂતકાળના જીવનની વાર્તા ભૂલાઈ ગઇ હશે. એટલે નવેસરથી જીવનસંગ્રામમાં સફળતા મળવાની તેને સંભાવના હતી. તેણે પ્રારંભમાં તો બીજું કશું પણ નહિ કરતાં પોતાના હેતુને સિદ્ધ કરવાને માટે બને તેટલો મુકુન્દનો ઉપયોગ કરવાનો નિશ્ચય કર્યો.

તેણે પોતાના આગમનના સમાચાર તારદ્વારા મુકુન્દને પોતે અનંતપુરથી નિકળ્યો ત્યારે આપ્યા હતા. એટલે તે ચંદનગર

આવ્યો તેના બીજા દિવસે મુકુન્દ તેને મળવાને માટે સરદારગૃહમાં આવ્યો. મુકુન્દ વ્યવહારદૃષ્ટિનો મનુષ્ય હતો. તેને લાગ્યું કે જે લાભ મળવાનો હતો તે મળી ગયો છે. એટલે હવે હવેલી લેતાં ગજરાત ગૂમાવવાનું ગાંડપણ કરવું તે ઇષ્ટ નથી.

પ્રસ્તુત વિચારથી તેણે તેના કાકાને કહ્યું: "આપણને જેની જરૂર હતી તે મળી ગયું છે. માટે હવે આપણો હિસ્સો વ્હેંચી લઇએ તો સારૂં."

તેની સલાહ તેના કાકાને ગમી નહિ. તેણે જવાબ આપ્યોઃ "હું શ્રીમંત બન્યો છું, પણ મારી મહત્ત્વાકાંક્ષા જુદીજ છે. મનોરમા સાથે લગ્ન કરવાની મારી ઇચ્છા છે. તે માટે મેં પ્રતિજ્ઞા લીધી છે."

"કાકા! મનોરમાને મેળવવાનો પ્રયત્ન કરવામાં એક ઝેરી નાગણને છંછેડવાનું સાહસ તમે ખેડો છો એવો મારો અભિપ્રાય છે."

"તારો અભિપ્રાય વાસ્તવિક હોય તો એ સાહસ ખેડવાનો મારો ઇરાદો છે. મારૂં લગ્ન થઇ રહેશે એટલે આપણે આપણો હિસ્સો વ્હેંચી લઇશું. મનોરમાની તમામ મીલકત હું તને આપી દઈશ."

"એ તો ઠીક, પણ વિપિનચંદ્રના સંબંધમાં તમે શો ખુલાસો કરશો?"

"એમાં શો ખુલાસો કરવાનો છે? વિપિન મારો મોટો ભાઇ હતો. તે પરદેશ ચાલ્યો ગયો હતો. તેણે નર્મદા નદીમાં પડીને આપઘાત કર્યો હતો, એમ અમારી માનિનતા હતી; પરંતુ તે દેશમાં આવ્યો એટલે મને માલૂમ પડયું કે તે નર્મદામાં તરીને સામે કિનારે પહોંચી ગયો હતો અને વતનમાં તેના ઉપર ખૂનનો આરોપ હોવાથી વિદેશ ચાલ્યો ગયો હતો."

"પરંતુ મારી માતાને તમારે માટે શંકા આવશે તેનું શું?"

"તેની મને પરવા નથી. તે અત્યારે આપણા કબજામાં એવી તો આવી ગઇ છે કે આપણી વિરૂદ્ધ ચું કે ચાં કરી શકે તેમ નથી."

મુકુન્દને પણ લાગ્યું કે તેના કાકાની વાત ખોટી નથી. વિમળાગૌરીનો ડર રાખવાનું કારણ નહતું. તેણે કહ્યું: " વારૂ, એ વિષયમાં તો ચીંતા કરવા જેવું નથી; પરંતુ હું ધારૂં છું કે હવે તમે શ્રીમંત બન્યા છો. એટલે શ્રીમંત કાકાનો ભત્રીજો પોતાની માતા પાસે પૈસા માટે માગણી કરે તે મને ઠીક લાગતું નથી. હું મારી માતાને હવે વિશેષ હેરાન કરવા ઇચ્છતો નથી. જો કદાચ તેની પાસે માગણી કરૂં તો તે મને કહેશે કે તારા કાકા પાસે તારા પિતાનું પુષ્કળ દ્રવ્ય છે. છતાં તું મને ત્રાસ શા માટે આપે છે ?"

" મૂર્ખ ! ગમે તેવી મુશ્કેલીમાંથી પણ માર્ગ કાઢવો તે ચતુર પુરુષનું કાર્ય છે. તેં આટલા દિવસમાં મારી વિરુદ્ધ અનેક વાતો વિમળાગૌરીને કહી હશે. એટલે હવે તું મારી મદદનો સ્વીકાર કરે તો યોગ્ય નહિ. તારી માતાને તું એમ કહી શકે કે મારા જેવા અયોગ્ય મનુષ્યની મદદનો સ્વીકાર કરવા કરતાં તો તું ભિખારી રહેવાનું જ વિશેષ પસંદ કરે ! મેં તમામ બાબતનો દીર્ઘદર્શિતાપૂર્વક વિચાર કર્યો છે. હું મારી યોજના તને જણાવીશ એટલે તારી ખાત્રી થશે કે આપણને તેમાં સફળતા મળ્યા સિવાય રહેવાની નથી. "

"વારૂ, ત્યારે સંભાળ." તે મુકુન્દને કહેવા લાગ્યો: "પ્રથમ હું તારી માતાને મળ્યો. મેં તેની પાસે જો તે પૈસાની માગણીનો સ્વીકાર ન કરે તો તેની પ્રતિષ્ઠાને ધૂળમાં મેળવવાની ધમકી આપી. તેને મારા તરફ અત્યંત તિરસ્કાર ઉત્પન્ન થયો. પછી રંગભૂમિ ઉપર તારૂં દર્શન થયું. તેં તેના અંતઃકરણને જીતી લીધું. એ આપણા કપટનાટકનો પહેલો અંક. આપણા નાટકના બીજા અંકમાં આપણે એક બીજાના સ્થાનનું પરિવર્ત્તન કર્યું. તારી માતાનો તારા ઉપર પ્રેમ હતો. તથાપિ તારૂં ઉડાઉપણું તેને અત્યંત ત્રાસ આપતું હતું. પૈસા માટેની તારી માગણી અસહ્ય થઇ પડી હતી. એટલે તેણે એ બાબત મારી મદદની માગણી કરી."

" દુર્ભાગી દારા!"

"બીજા અંકમાં મેં મારો અભિનય બરાબર ભજવ્યો. મેં તને સુધારવાનું માથે લીધું. એટલે વિમળાગૌરીના મનમાં મારે માટે માનબુદ્ધિ ઉપજી પરંતુ ત્રીજા અંકમાં વિમળાગૌરીએ મનોરમાની સહાયથી આપણું ખરૂં મૂલ્ય આંકી લીધું છે. તેને આપણા બન્નેનો ડર છે અને આપણને બન્નેને તે ધિક્કારે છે. માત્ર તું તેનો પુત્ર હોવાથી તે તારા તરફનો પોતાનો ધિક્કાર પ્રકટ કરી શકતી નથી. ગમે તેમ તોયે એ તારી માતા છે. તેને તારા ઉપર ગમે તેટલો ગુસ્સો ચડે તો પણ પુત્રપ્રેમનો ત્યાગ તે કેવી રીતે કરી શકે?"

"એ વાત સાચી છે. મને પણ તેની એ સ્થિતિથી ઘણુંજ લાગી આવે છે." મુકુંદ બોલ્યો.

"જ્યારે વિપિનચંદ્ર જીવન્ત હોવાનું આપણા જાણવામાં આવ્યું ત્યારે સ્થિતિ આ પ્રમાણે હતી: વિમળાગૌરી ભયભીત બની ગઇ હતી અને મનોરમાએ પોતાની મામીને ખાતર સૂર્યકાન્તનો ત્યાગ કરીને મારી સાથે લગ્ન કરવાનું વચન આપ્યું હતું. ત્યારપછીથી તું વિમળાગૌરીની દૃષ્ટિએ સ્વર્ગના દેવ સમો સીધો, ગુણવાન અને શીળા સ્વભાવનો બની ગયો છે; જ્યારે હું એક ભયંકર બદમાશ હોવાની તેની ખાત્રી થઇ છે. તેં તારી માતાનો પ્રેમ અને વિશ્વાસ પુનઃ સંપાદન કરી લીધાં છે અને તે તથા મનોરમા એમ સમજે છે કે મારી સોબતથીજ તારૂં જીવન બગડયું હતું."

"બરાબર છે–બરાબર છે. સાંપ્રત સ્થિતિ એ પ્રમાણે છે."

"એ થયો ચોથો અંક. હવે પાંચમા અંકમાં આપણે આપણા દૃશ્યમાં ફેરફાર કરવો પડશે. આવતી કાલે તું વિમળાગૌરી પાસે જજે અને વિપિનચંદ્રની હકીકત જણાવજે. વિપિનચંદ્રનું પરદેશમાંથી થયેલું આગમન અને અનંતપુરમાં તેનું થયેલું મૃત્યુ તથા તેનો મને મળેલો વારસો એ સર્વ હકીકત જણાવજે. આપણે તેને કહ્યું છે કે વિપિન-ચંદ્ર અમુક સમય પહેલાં સ્વર્ગવાસ પામ્યો છે. એટલે આ વાર્તા

સાંભળીને તેને શંકા આવશે. પરંતુ તે કશું બોલી શકશે નહિ તું કહેજે કે 'મારી ઇચ્છા નહિ હોવા છતાં પણ મારા કાકાએ મારા પિતાના સ્વર્ગવાસની અસત્ય વાર્તા તમને જણાવી હતી.' પરંતુ તે પછી આપણો મેળાપ કેવી રીતે થયો એ પ્રશ્ન એ તને કરશે. તું બેધડક કહેજે કે તેની દાસી પાસેથી ખરી બાતમી મારા જાણવામાં આવી હતી અને તેથી હું તારી તપાસ કરતો પુનામાં આવ્યો હતો. આ પ્રમાણે તું કહીશ એટલે પછી એ વિષયમાં તેને કશી શંકા રહેશે નહિ. હું પણ લક્ષ્મીકાંતને મળીશ અને મારા ભાઇને લગતી હકીકત જણાવીશ, તથા મારા ભાઇની જે રકમ તેની પેઢીમાં છે. એ તેને ત્યાંજ મારા નામપર બદલાવી જમારાખવાનું કહીશ. મારા ભાઈનું વસીયતનામું તથા તેના વકિલનો ભલામણપત્ર બતાવીશ એટલે લક્ષ્મીકાંતના મનમાં કશી શંકા ઉપજવાનું કારણ નથી."

"વારુ, એ પ્રમાણે હું કરીશ."

"પછી હું વિમળાગૌરી પાસે જઇશ. તેને કહીશ કે 'હું ગરીબ હોવાથી તમારા દીકરાને મદદ કરવાની મેં તમને વિનંતિ કરી હતી; પરંતુ અત્યારે મારી આર્થિક સ્થિતિ સારી હોવાથી હું મુકુન્દની સંભાળ લઇશ. એટલે તેની તમારે કશી પણ ચિંતા કરવી નહિ!'"

"વાહ વાહ! એથી આપણને શો લાભ?"

"તું સાંભળ તો ખરો. મારા એ શબ્દોથી વિમળાગૌરી મારો આભાર માનવાને તત્પર બની જશે; પરંતુ તેની ભાણેજનો વિચાર આવતાં તેનું મન મારા પ્રત્યે ઉદાસિન રહેશે. તે મને કહેશે કે 'તમે મનોરમા સાથે લગ્ન કરવાના વિચારનો ત્યાગ કરો તો સારૂં.' હું તેને દ્રઢતાપૂર્વક જવાબ આપીશ કે 'નહિ! એ વિચારનો ત્યાગ હું કદી પણ કરીશ નહિ.'

"માત્ર એટલોજ જવાબ નહિ આપતાં હું તેને કહીશઃ 'વિમળાગૌરી! તમે કદાચ મને પૈસાનો પૂજારી સમજતાં હશો;

પણુ તમારી ભૂલ થાય છે. હું પૈસાનો નહિ પણુ મનોરમાના સૌંદર્યનો, તેની સુશીલતાનો પૂજારી છું. તેના ઉપર મારો સંપૂર્ણ પ્રેમ છે. તેની પાસે એક પાઇ પણુ ન હોય, તે અત્યંત ગરીબ હોય તો પણુ હું તેને મારી પત્ની બનાવ્યા સિવાય રહું નહિ. તે મારી પત્ની થશે એવું તેણે તથા તમે મને વચન આપ્યું છે અને એ વચનનું તમારે પાલન કરવુંજ પડશે. તેના બદલામાં તમારા સંબંધમાં હું મારા જીવનપર્યંત મૌન્ય ધારણુ કરીશ. એટલુંજ માત્ર નહિ પણુ મારૂં લગ્ન થશે તેના બીજા દિવસે વાર્ષિક દસથી બાર હજારનું વ્યાજ આવે એટલી રકમ હું મુકુન્દના નામ પર ચડાવી આપીશ. અર્થાત્ મનોરમાની મીલકતમાંથી એક પાઇ પણુ નહિ રાખતાં તે તમામ હું મુકુન્દને આપી દઇશ."

"વાહ વાહ! શાહબાશ! તમે આ પ્રમાણે કહેશો તો મારી ખાત્રી છે કે મારી માતા તમારો પક્ષ લેશે અને તમારી સાથે મનોરમાનું લગ્ન કરવામાં સહાય આપશે."

"હું પણુ એમ માનું છું;" ઠાકોરલાલે કહ્યું: "કારણુ કે આટલુંજ કરીને હું શાંત રહેવાનો નથી, પરંતુ કેટલીક બીજી હકીકત પણુ હું વિમળાગૌરીને જણાવીશ. તેની ખાત્રી કરી આપીશ કે સૂર્યકાન્ત તેની ભાણેજને માટે કોઇ પણુ રીતે યોગ્ય નથી. હું તેમને જણાવીશ કે સૂર્યકાન્ત ઉપર મોટું કરજ છે, તે પુષ્કળ ખર્ચ રાખે છે, મોટો જુગારી છે અને વળી તેણે એક સ્ત્રીને રખાત તરીકે રાખેલી છે."

"સાથે સાથે એમ પણુ કહેજો કે કાન્તા દેખાવડી અને આકર્ષક છે, એટલે પછી તમારા શબ્દોની બરોબર અસર થશે."

"વળી હું વિમળાગૌરીને કહીશ કે 'જો તમારો તમારી ભાણેજ ઉપર ખરેખરો પ્રેમ હોય અને તમે તેના જીવનને સુખી બનાવવા ઇચ્છતાં હો તો તેનું લગ્ન સૂર્યકાન્ત જેવા ભિખારીને બદલે મારી સાથે કરવું તેજ ઉચિત છે.' મારી પદવી, મારી આર્થિક સ્થિતિ,

વગેરેની તેને માહિતી હોઈ મારૂં કથન તેને વાસ્તવિક લાગ્યા સિવાય રહેશે નહિ."

"કદાચ તે તમારી સાથે મનોરમાનું લગ્ન કરવાના પ્રસ્તાવનો એકદમ સંપૂર્ણતઃ સ્વીકાર નહિ કરે; તથાપિ તેના મનમાં ચલવિચલ થયા સિવાય તો રહેશે નહિ જ"

"પછી હું અદશ્ય થઇ જઇશ અને તારો પ્રવેશ આવશે. અમારી વચ્ચે થયેલાં સંભાષણની હકીકત તારી માતા તને જણાવશે; પરંતુ મારી મદદનો સ્વીકાર કરવાના વિચારનો તારે મક્કમતાથી વિરોધ કરવો. તારે કહેવું કે 'હું મારા કાકાને ધિક્કારૂં છું. તેણેજ મારા જીવનનો નાશ કર્યો છે. તેણેજ મારી આ દુર્દશા કરી છે. તેની પાસેથી એક પાઇ લેવા કરતાં ભૂખના દુઃખથી મૃત્યુને આધીન થવાનું હું વધારે પસંદ કરૂં છું.' જો કે એ પ્રમાણે દર્શાવેલા વિચારનો અમલ કરીને તારે કાંઇ ભૂખના દુઃખથી મૃત્યુને આધીન થવાનું નથી. તું ખુશીની સાથે તારી માતાને તારાથી બને તેટલી નિચોવજે. હવેથી તને જે કાંઇ રકમ તારી માતા પાસેથી મળે તેમાંથી હું એક પાઇ પણ માગીશ નહિ. એ સર્વ તારૂં સમજવું."

"વાહવાહ ! ત્યારે તો એ કાર્ય સેવક ત્વરાથી બજાવશે."

"હું પણ તારા તરફથી એ પ્રમાણે થવાની આશા રાખું છું. ત્રણ મહિનાની અંદર એ બન્ને સ્ત્રીઓ પાસે જે કાંઈ હોય તે સર્વ તારે લઈ લેવું. તેમની પાસે કશું પણ રહેવા દેવું નહિ. એક પાઇ પણ નહિ, એક દાગીનો પણ નહિ. સર્વસ્વ તારા હાથમાં પડવું જોઇએ."

"તમે આ અભાગિની અબળાઓને આટલી બધી ધિક્કારો છો ?"

"હું ધિક્કારૂં છું ! મૂર્ખ ! તું જોતો નથી કે હું મનોરમાને મારા જીગરથી ચાહું છું !"

"અને છતાં પણ તેના ઉપર આપત્તિ નાખતાં તમારા અંતરને જરીકે અસર થતી નથી ?"

"નહિ, એમ કરવાની જરૂર છે. એ પ્રમાણે કર્યા સિવાય તે

કદી પણ મારી થવાની નથી. એ બન્ને જણીઓને તું સર્વસ્વ ચૂશ લઇશ અને હવે પોતાના જીવન કે પ્રતિષ્ઠાના રક્ષણને માટે એક પણ માર્ગ રહ્યો નથી એવી તેમની ખાત્રી થશે તે વખતે પાછો હું દેખા દઇશ. હું તેમને બચાવી લઇશ. મારી ખાનદાની અને સદ્‌ગુણશીળત તથા ઉદારતાનું હું એવું પ્રદર્શન કરીશ કે તે મનોરમાના હૃદયને ડોલાવ્યા સિવાય નહિ રહે. હું તેના પૈસાને નહિ પણ તેના સૌંદર્યને પૂજું છું એવી તેની ખાત્રી થશે એટલે પછી તેના અંતરમાં મા માટે તિરસ્કાર નહિ રહે; હું એમ નથી કહેતો કે તે મારા ઉપર પ્રેમ કરશે; પરંતુ મારા ઉપર તેનો પ્રેમ નહિ હોવા છતાં પણ ઉપકારવશતાથી તે મને પોતાના દેહનું સમર્પણ કરશે અને મા તેની જ જરૂર છે."

મુકુન્દ બોલ્યો: "કાકા! હું કબૂલ કરું છું કે તમે મનોરમાને પ્રાપ્ત કરી શકશો. પરંતુ તેના અંતરમાંથી તમે સૂર્યકાન્તને વિસારી શકશો નહિ."

ઠાકોરલાલના મુખ ઉપર ભયંકર સ્મિત પ્રસરી રહ્યું.

તે બોલ્યો: "આજથી છ મહિનામાં મનોરમાનો સૂર્યકાન્ત ઉપર બિલકુલ પ્રેમ નહિ હોય, મને લાગશે કે અત્યારે બરોબર સમય આવ્યો છે, તે વખતે હું સૂર્યકાન્તનો સંપૂર્ણ નાશ કરી નાખીશ. તેની માશુક કાન્તા ખર્ચાળ સ્વભાવની છે. વળી જુગારમાં પણ તેને કરજ કરવું પડે છે. તે કરજ ભરપાઇ કરવાને માટે તેને પૈસાની જરૂર પડશે, અને તે લક્ષ્મીકાન્તની પેઢીમાં કેશિયર તરીકે નોકર છે."

"શું! તે કેશિયર છે એટલે પેઢીમાંથી ચોરી કરશે?"

"હું જાણું છું કે સૂર્યકાન્ત પ્રામાણિક છે. હું પણ પ્રમાણિક છું પરંતુ સૂર્યકાન્ત મારા માર્ગમાં આડખીલી રૂપે છે; અને તારી મદદથી હું તેને એવી સ્થિતિમાં મૂકી દઇશ કે પછી તે મનોરમાને વિચાર પણ નહિ કરે."

"મારી મદદથી ?"

"કેમ તને કાંઇ વાંધો છે?"

"વાંધો તો કશો નહિ પણ સૂર્યકાન્ત મારો મિત્ર છે."

"તો હું તારો કાકો છું. મિત્ર વધ્યો કે કાકો ?"

"પરંતુ—"

"શું! હજી પણ પરંતુ! તું જાણે છે કે આ કાર્ય સિદ્ધ કરવામાં આપણા બન્નેનો લાભ સમાયેલો છે. તું લાભ મેળવવા ઇચ્છે છે પરંતુ તેને માટે સાહસ ખેડવાને તૈયાર નથી."

"ના, એમ નથી. પરંતુ મને આ બે અસહાય અબળાની તથા જે મને પોતાનો મિત્ર માને છે તે સૂર્યકાન્તની દયા આવે છે."

"જો તને તેમની દયા આવતી હોય તો મારો કશો ઉપાય નથી. હું તને હવે આ બાબતમાં વિશેષ આગ્રહ કરવા ઇચ્છતો નથી. હું તો માત્ર તારા લાભને માટેજ કહું છું. જો એ લાભ મેળવવાની તારી ઇચ્છા ન હોય તો તારી ખુશી જો મારી યોજનામાં તું ભળવા માગતો ન હોય તો મારા ઉપર તારો કશો પણ હક્ક દાવો નથી. પછી તને વિમળાગૌરી તરફથી કોઇ કોઇ વખતે મળતી મદદ ઉપર જ તું તારો નિર્વાહ ચલાવીશ, કેમ ?"

"હું મહત્ત્વાકાંક્ષી નથી તેમજ નિર્દય પણ નથી."

"પણ એમ માન કે આવતી કાલે વિમળાગૌરીનું મૃત્યુ થાય તો પછી તારે શું થશે?"

"સમજ્યો–સમજ્યો! કાકા સાહેબ! જો હું તમારી યોજનામાં સહાય ન કરૂં તો તમે મને એક પાઇ પણ મળવાની નથી. પરંતુ હું કાંઇ તમને સહાય કરવા નહોતો માગતો એવું ન હતું. હું માત્ર તમને એટલું બતાવવા માગતો હતો કે મારી મદદ સિવાય તમે એકલા કશું પણ કરી શકો તેમ નથી. વારૂ, પણ આપણને આપણા પ્રયત્નમાં યશ મળે તો તમે મને તેના બદલામાં શું આપશો?"

"મેં તને કહ્યું છે કે મનોરમાની તમામ મીલકત હું તને

આપી દઇશ. તે ઉપરાંત અત્યારથી **વિમળાગૌરી** અને **મનોરમા** પાસેથી તું જે કાંઇ મેળવે તે તારૂં."

"પણ તમે તમારૂં વચન પાળશો જ એની ખાત્રી શી?"

આ બન્નેનો એકબીજા ઉપર વિશ્વાસ બિલકુલ નહતો. એટલે **મુકુન્દ** તેના કાકા પાસે ખાત્રી માગે તેની નવાઇ ન હતી. પુષ્કળ ચર્ચાને અંતે ઠાકોરલાલે તેના મનનું સમાધાન કર્યું અને તે તેના કાકાની રજા લઇને નિકળ્યો.

---

## પ્રકરણ ૪૦ મું.

---

### સૂર્યકાન્ત વિરૂદ્ધ કાવતરૂં.

ગયા પ્રકરણમાં ઠાકોરલાલે મુકુન્દની સાથે મસલત ચલાવીને જે યોજના નક્કી કરી હતી એ બન્ને જણાએ અમલમાં મૂકી અને તેનું પરિણામ ઠાકોરલાલે ભાખેલા ભવિષ્ય પ્રમાણે આવ્યું. **મુકુન્દના** વર્ત્તનમાં એકાએક પરિવર્ત્તન થયું. તે એકદમ ખર્ચાળ બની ગયો અને અગાઉ કરતાં પણ વિશેષ દબાણપૂર્વક **વિમળાગૌરીને** નિચોવવા લાગ્યો. તેનું આ દયાહીણ વર્ત્તન અસહ્ય થઇ પડયું.

વિમળાગૌરી અને તેની ભાણેજ પાસે જે રોકડ રકમ હતી તે તો મુકુન્દે એક મહિનાની અંદર જ લઈ લીધી. તે બે જણીઓ ઘરખર્ચનાં બિલો ચૂકવવાનું મુલતવી રાખવા લાગી. આજ કેટલાક મહિના થયા તેમણે પોતાને માટે કશી પણ ખરીદી કરી ન હતી. છતાંપણ જાણે તે વધારે ખર્ચ પોતાનાં કપડાંલત્તાં વગેરેમાં કરતી હોય એવું લક્ષ્મીકાન્તને દર્શાવવા લાગી. તેમણે કૃત્રિમ બિલો પણ ઊભાં કર્યાં.

**મનોરમા** ચાણાક્ષ અને દીર્ઘદર્ષી હતી. તેની મામી કરતાં તે ભવિષ્યનો વિચાર વધારે ચોક્કસપણે કરી શકતી હતી. તેને લાગ્યું કે હવે થોડા સમયમાં જ એવો વખત આવશે કે જે વખતે **મુકુન્દને**

ના કહેવી પડશે, અને એમ છતાં પણ બધી વાત પ્રકટ થઇ જશે. તે સમજતી હતી કે પોતે જે ભોગ આપી રહેલ છે તેનું કશું પણ સારૂં ફળ નિપજવાનું નથી; પરંતુ એ વિષયમાં મૌન રહેતી અને તેની આમીને કહેતી કેઃ–

"આપણે કશું પણ આપી શકીએ તેવી સ્થિતિમાં નથી એવી મુકુન્દની ખાત્રી થશે એટલે પછી તે આપણને વિશેષ ત્રાસ આપશે નહિ."

એક દિવસ મુકુન્દ વિમળાગૌરી પાસે આવ્યો અને પ્રથમ થોડીક પ્રાસ્તવિક વાતો કરીને બોલ્યોઃ "આજે હું ભારે સંકડામણમાં આવી પડયો છું. મારે વિના વિલંબે ૧૦૦૦ રૂપીઆની જરૂર છે. તે વિના બિલકુલ ચાલે તેમ નથી."

વિમળાગૌરીએ હતાશ વદને જવાબ આપ્યોઃ "મારી પાસે મારા દાગીના સિવાય બીજું કશું પણ બાકી રહ્યું નથી. એક પાઈ પણ રોકડી નથી. જો દાગીના તારા ઉપયોગમાં આવે તેમ હોય તો એ તું લઇ જા."

આ જવાબથી મુકુન્દના મન ઉપર અસર થયા સિવાય રહી નહિ. તેને આ અભાગિની, અસહાય અબળાની દયા ઉપજી, પરંતુ ભવિષ્યના વિચારે તેના મનને નિષ્ઠુર બનાવ્યું. તે લાગણી વગરના દયાહીણ સ્વરે બોલ્યોઃ–

"એ મને આપો. તેને ગીરો મૂકીને હું મારૂં કામ નભાવી લઇશ."

ધીમે ધીમે વિમળાગૌરી અને મનોરમાના તમામ દાગીના મુકુન્દે તેમની પાસેથી ખેંચી લીધા અને ગીરવી મૂકી દીધા.

કાર્તિક માસની આખરે વિમળાગૌરીએ સરદાર ઠાકોરલાલને મળવાનો તથા મળીને કાંઇક રસ્તો કાઢવાનો વિચાર કર્યો. ઠાકોરલાલ અનંતપુરથી આવ્યા બાદ માત્ર એક વખત જ વિમળાગૌરીને મળ્યો હતો. વિમળાએ પોતાની ઇચ્છા મનોરમાને પ્રકટ કરી. તેને ભય હતો કે મનોરમા સંમત થશે નહિ; પરંતુ તેનો ભય ખોટો ઠર્યો અને તેની ભાણેજે વિનાવિલંબે ઠાકોરલાલને મળવાની તથા તેની મદદ લેવાની સલાહ આપી.

મનોરમાએ એવું અનુમાન કર્યું હતું કે પોતાની મામીને આટલો બધો ત્રાસ આપવામાં તથા તેનો સર્વસ્વ પ્રેમ ગુમાવવામાં મુકુન્દનો કશો ઊંડો હેતુ હોવો જોઇએ. મુકુન્દ જે દબાણ કરતો હતો તે ખરૂં ન હોતાં કૃત્રિમ હતું તે મનોરમા સમજી ગઈ હતી: અને તેમાં વિમળાગૌરી ઠાકોરલાલની સહાયને માટે તેની પાસે માગણી કરે, એવો મુકુન્દનો ઉદ્દેશ હોવાની આ ચાણાક્ષ બાલિકાએ કલ્પના કરી હતી. તે સમજતી હતી કે ઠાકોરલાલની પોતાના ઉપર નજર હોઇ, પોતાને પ્રાપ્ત કરવાને માટે તેણે મુકુન્દની સાથે પ્રસ્તુત સંકેત કરેલો હોવો જોઇએ. જો કે તેણે તો પોતાની મામીની પ્રતિષ્ઠાનું રક્ષણ કરવા તથા ભવિષ્યમાં તેને વિશેષ ત્રાસથી બચાવવાને માટે પોતાનો ભોગ આપવાનો નિશ્ચય કર્યો હતો. એથી જ તેણે તેની મામીને ઠાકોરલાલને મળવાની સલાહ આપી હતી.

વિમળાગૌરીએ પોતાની ભાણેજની સંમતી મળતાં એક ચીઠી ઠાકોરલાલ ઉપર લખી. તેમાં જણાવ્યું હતું કે તે આવતી કાલે સહવારે તેને મળવાને માટે આવશે. બીજે દિવસે સહવારે તે ઠાકોરલાલને મળવાને માટે ' સરદારગૃહ ' માં ગઇ. ઠાકોરલાલે વિમળાગૌરીનું યોગ્ય સન્માન કર્યું. વિમળાએ તેને સર્વ હકીકત જણાવી. ઠાકોરલાલને પોતાના ભત્રિજાના અમાનુષીય વર્તન માટે અત્યંત ગુસ્સો ઉપજેલો દેખાયો. વિમળાગૌરીએ કહ્યું કે " તે માત્ર રોકડ રકમ જ નહિ પરંતુ મારા અને મનોરમાના તમામ દાગીના પણ ઉપાડી ગયો છે. " આ શબ્દોથી તો ઠાકોરલાલ સ્તબ્ધજ બની ગયો.

તે બોલ્યો: " શું ! આટલે સુધી વાત પહોંચી છે ! કેટલો દંભી ! છેલ્લા ચાર માસમાં તે અવારનવાર મારી પાસે આવતો અને પોતાને પૈસાની જરૂર હોવાનું જણાવી જો હું નહિ આપું તો તમારી પાસે માગણી કરવાનું કહેતો. એથી તે તમને હેરાન ન કરે એટલા માટે મેં તેને લગભગ ૧૦,૦૦૦ રૂપીઆ આપ્યા છે ! "

વિમળાના વદન ઉપર આશ્ચર્ય અને શંકાશીલતાનું ચિહ્ન

જોઇને તેણે પોતાના ઇસકોત્રામાંથી એક ન્હાની ચોપડી કાઢી. તેમાં મુકુન્દનું ખાતું હતું. તે ખાતું વિમળાને બતાવ્યું. છેલ્લા ચાર માસમાં કકડે કકડે મળીને મુકુન્દે રૂ. ૧૧,૭૫૦ ઉપાડયા હતા, અને દરેક રકમની નીચે તેની સહી હતી. "

હવે વિમળાના મનમાં શંકા રહી નહિ. તે બોલીઃ " તેણે મારી પાસેથી પણ આશરે વીશેક હજાર રૂપીઆ લીધા છે. એટલે તેણે ચાર માસમાં કુલ ત્રીશ હજાર કરતાં વધારે રકમ ખર્ચી નાખી. ! "

ઠાકોરલાલ બોલ્યોઃ " વિમળાગૌરી ! મને તમારી અત્યંત દયા આવે છે. પરંતુ તમે ચિંતા કરશો નહિ. હું આજે ત્હાંજે જ મુકુન્દને મળીશ અને તેને સમજાવીશ. હું તમને વિશેષ તો કહી શકતો નથી, પરંતુ આ મુશ્કેલીમાંથી તમને ઉગારવાને મારી પાસે જે કાંઇ છે તે તમારી સેવામાં હાજર કરીશ. તમે કહો તેટલી રકમનો ચેક હું તમને લખી આપું. "

વિમળાએ તેની એ ઉદારતાનો અસ્વીકાર કર્યો, પરંતુ ઠાકોરલાલના શબ્દોની તેના મન ઉપર અસર થયા સિવાય રહી નહિ. તેણે ઘેર આવીને તેની ભાણેજને કહ્યુંઃ–

" મનોરમા ! મને લાગે છે કે ઠાકોરલાલના સંબંધમાં અભિપ્રાય બાંધવામાં આપણે ભૂલ કરી છે. હુ નથી ધારતી કે આપણે માનીએ છીએ તેટલો તે અધમ હોય. તેના આજના વર્તનથી તો તે મને ફિરસ્તા જેવો લાગ્યો. "

મનોરમા તેની મામીના કથનની સાથે સંમત થઇ શકી નહિ. કેમકે ઠાકોરલાલની આ ઉદારતા પણ તેમના સકંતનો એક ભાગ હોય એમ તેને લાગ્યું હતું. જો કે તેણે પોતાનો વિચાર સ્પષ્ટપણે વિમળાને જણાવ્યો નહિ.

મુકુન્દ તેના કાકાને મળવાને માટે ગયો તે વખતે તેના કાકાનું વદન પ્રફુલ્લ હતું. તેના મુખ ઉપર સ્મિત ફરકતું હતું.

તે બોલ્યોઃ "મુકુન્દ ! અત્યારસુધી તો બધું બરોબર પાર ઉતર્યું છે. તું પણ જબરો ખરો. ચાર મહિનામાં વીશ હજાર રૂપીઆ ?"

"હા, ?" મુકુન્દે બેદરકારીથી જવાબ આપ્યોઃ "એટલી રકમ લીધી હશે ખરી."

"તેં એમાંથી પુષ્કળ રકમ બચાવી હશે; કારણકે ચાર મહિનામાં તારૂં વધુમાં વધુ ખર્ચ હજારથી બે હજાર રૂપીઆનું."

"કાકાસાહેબ ! મેં કેટલું ખરચ્યું અને કેટલું નહિ એ જોવાનું કામ તમારૂં નથી. આપણી શરત તમે જાણો છો. હવે વિમળાગૌરી અને મનોરમા પાસે રોકડ રકમ કે દાગીનો કશું પણ બાકી રહ્યું નથી. તેમણે તમામ મને આપી દીધું છે અને મારો અભિનય હવે પૂર્ણ થઇ ગયો છે."

"હા, તારો અભિનય પૂર્ણ થઇ ગયો છે; પણ હવે તારે મારી પાસે પૈસાની માગણી કરવી નહિ. આપણે સુરંગ ખોદીને તૈયાર રાખી છે. માત્ર તેને અગ્નિ લગાડવાને માટે પ્રસંગની હું રાહ જોઉ છું."

ઠાકોરલાલ સમજતો હતો કે આ પ્રસંગ તેનો પ્રતિસ્પર્દ્ધી સૂર્યકાન્ત પોતેજ રજુ કરશે. મનોરમા સાથે પોતાનું લગ્ન થાય તેની પહેલાં ઠાકોરલાલે આ કેશીયરનો સર્વનાશ કરવાનો સંકલ્પ કર્યો હતો. પરંતુ તે સંકલ્પ એકદમ બર આવ્યો નહિ. સૂર્યકાન્ત ખર્ચાળ સ્વભાવનો અને જુગારી હતો; તથાપિ તેને જગતની દૃષ્ટિએ હલકો પાડવાના પ્રયત્નમાં આ લોકોને સફળતા મળી નહિ.

સૂર્યકાન્ત જુગાર ખેલતો હતો ખરો, તથાપિ તેમાં પોતાનું મગજ ગૂમાવી બેસતો નહિ; અને તેની માશુક કાન્તા ખર્ચાળ સ્વભાવની હતી, તથાપિ તેનો સૂર્યકાન્ત ઉપર પ્રેમ હતો, અને તેનું ખર્ચ મર્યાદાની બહાર જતું નહિ.

મુકુન્દ સૂર્યકાન્તનો મિત્ર હતો. તે સૂર્યકાન્તની સ્થિતિ સમજતો

હતો. તેણે તેના કાકાને કહ્યું હતું કે "કાકાસાહેબ ! સૂર્યકાન્ત પોતાના હાથે ભૂલ કરે એવી આશા રાખતા નહિ. એ જુગારી છે, પણ મદ્યપાન કરતો નથી. તેની મગજશક્તિ ખવાઇ ગઇ નથી. ભવિષ્યમાં તેની સ્થિતિ કેવી થશે એ કહી શકાતું નથી. મારૂં માનવું એવું છે કે જો તેની પાસે એક પાઇ પણ ન રહે અને તેના ઉપરનું કરજ વધી જાય તો તે આત્મહત્યા કરશે; પરંતુ કદી પણ અપ્રામાણિકતા કરશે નહિ કે તેના કબજામાં તેના શેઠની જે રકમ રહે છે તેનો સ્પર્શ સરખો પણ કરશે નહિ."

- "આપણે ગમે તેમ કરીને પણ તેને એ પ્રમાણે કરવાની ફરજ પાડવી." ઠાકોરલાલે સલાહ આપી: "તેને ઉછિની રકમ આપ, તેની માશુક કાન્તાને હાલના કરતાં વધારે ખર્ચ કરવાને લલચાવ."

"કાકા ! તમે સૂર્યકાન્તને પિછાનતા નથી. મનોરમાએ તેના પ્રેમનો તિરસ્કાર કરીને તેને શબવત્ બનાવી દીધો છે. અત્યારે તે તમામ કાર્ય યંત્રવત્ કરે છે. તેને ફસાવવો તે સર્વથા અશક્ય છે."

"ઠીક છે, આપણે જોઇશું."

વિમળાગૌરીની ભારે અજાયબી વચ્ચે પુનઃ મુકુન્દનું વર્તન સુધરી ગયું. તે હવે પોતાની માતા પાસે એક પાઇની પણ માગણી કરતો નહિ. તે રતનપુર રહેવાને માટે ગયો હતો. તેનો હેતુ માત્ર જેમ બને તેમ વિમળાની સાથે ઓછું મળવાનું થાય એવો હતો. અત્યારે શિયાળાની ઋતુ હોવાથી વિમળા રતનપુર રહેવાને માટે જવાનું બ્હાનું કાઢી શકે તેમ ન હતું.

વિમળાગૌરીને એમ લાગ્યું કે જો હું મુકુન્દને નોકરી ઉપર ચડાવી દઉ તો તે કશી ઉચ્છૃંખલતા દર્શાવશે નહિ અને પછી મારે તેના તરફનો ત્રાસ સહન કરવો પડશે નહિ. એવા વિચારથી તેણે પોતાના પતિને કહીને તેની પેઢીમાં મુકુન્દને રખાવવાની ગોઠવણ કરી. મુકુન્દને પણ આ વિચાર પસંદ પડયો; પરંતુ ઠાકોરલાલે તેને એ માગણીનો અસ્વીકાર કરવાની આજ્ઞા કરી.

મુકુન્દે નોકરી કરવાની ના પાડી. એથી લક્ષ્મીકાન્તને માઠું લાગ્યું અને તેણે મુકુન્દને તેની સ્વચ્છંદિતાને માટે ઠપકો આપ્યો, એટલે મુકુન્દ તેને ત્યાં આવતો બંધ થઇ ગયો. માત્ર બપોર પછી લક્ષ્મીકાન્ત બહાર ગયેલ હોય તે વખતે તે કોઇ કોઇ વાર વિમળાને મળવાને માટે આવતો. અને તે પણ આ મકાનમાં શી હીલચાલ ચાલે છે, તેનું જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે જ તે આવતો હતો.

આ પ્રમાણે તોફાની વાતાવરણમાં એકદમ શાંતિ પથરાઇ ગયેલી જોઇને મનોરમાને આશ્ચર્ય થયા સિવાય રહ્યું નહિ. તેને એમ લાગ્યું કે કોઈ ભયંકર તોફાનની તૈયારીને માટે આ શાંતિનો ઉપયોગ થતો હોવો જોઇએ.

મુકુન્દ સૂર્યકાન્તને ફસાવવાને માટે ઘણો પ્રયત્ન કરતો હતો. અનેક યુકિતઓ અજમાવતો હતો; પરંતુ તેમાં એકેમાં તેને સફળતા મળતી નહિ. ઠાકોરલાલની અધિરાઇ વધતી જતી હતી; કેમકે જ્યાંસુધી સૂર્યકાન્ત કલંકિત બને ત્યાંસુધી તેની આશા પૂર્ણ રીતે બર આવે તેમ નહતી, એ પ્રમાણે દિવસો પસાર થતા હતા. તે દરમિયાન એક દિવસે પરોઢમાં ત્રણ વાગે મુકુન્દે ' સરદા-રગૃહમાં ' આવીને તેના કાકાને જાગૃત કર્યો.

" શું છે ! મને અત્યારે કેમ જગાડયો. " તેના કાકાએ પ્રશ્ન કર્યો. જો કે તે એટલું તો સમજી ગયો હતો કે ખાસ મહત્ત્વની ઘટના વગર આટલી મોડી રાત્રીએ બલ્કે આટલી પરોઢમાં મુકુન્દ તેની પાસે આવે કે તેને જગાડે નહિ.

" છે તો બધુંયે છે, અને નથી તો કાંઈ પણ નથી. હું સૂર્યકાન્તને ત્યાંથી જ સીધો અહીં આવું છું. આજે સ્હાંજે તેને ત્યાં જમવાનું હતું. હું, બીજા ત્રણ જણા, સૂર્યકાન્ત અને કાન્તાગૌરી એટલાં જણાં જમવામાં હતાં. જમીને પછી અમે બધાં નાટક જોવાને માટે ગયાં. ખેલ ખલાસ થતાં અમે નાટકશાળાએથી વિખરાઇ જતાં હતાં ત્યાં સૂર્યકાન્તે અમને તેને ત્યાં કોરી લઇને પછી જવાનું

કહ્યું. અમે તેને ત્યાં કોફી પીવાને માટે ગયા. કોફી તૈયાર થતી હતી તે દરમિયાન અમે બ્રિઝિકનો દાવ ખેલતા હતા, તે વખતે કાન્તાગૌરી અને સૂર્યકાન્ત વચ્ચે સ્હેજ બોલાચાલી થઇ. તેમાં આવેશમાં ને આવેશમાં સૂર્યકાન્તે જે નામ ગોઠવવાથી લક્ષ્મીકાન્તની તિજોરી ખુલે છે તે નામ જણાવી દીધું."

ઠાકોરલાલના મુખ ઉપર વિજયશ્રી ચમકવા લાગી. તેણે પૂછયું: "એ નામ શું છે?"

"તેની માશુકનું નામ—( K-A-N-T-A )"

ઠાકોરલાલ એટલો બધો ઉશ્કેરાઈ ગયો કે તે બિછાનામાં બેઠો થઇ ગયો અને નીચે ઉતરીને ઓરડામાં આમતેમ ફરવા લાગ્યો. "હવે એ આપણા પંજામાં આવી ચૂકયો છે." તેણે સંતોષપૂર્ણ તિરસ્કાર દર્શાવતાં કહ્યું: "જો તે પોતાને ખાતર તેના શેઠની તિજોરી નહિ ખોલે તો તેની વતી આપણે એ તિજોરી ખોલીશું. તેની ચાવી કયે સ્થળે રાખવામાં આવે છે એ તું જાણે છે. તેં મને કહ્યું હતું કે—"

"લક્ષ્મીકાન્ત જ્યારે બહાર જાય છે ત્યારે તે એ ચાવી પોતાની ખાનગી ઓફિસમાં ટેબલના એક ખાનામાં રાખે છે."

"વારૂ, તારે વિમળાગૌરી પાસે જવું અને એ ચાવી તેની પાસે માગવી. જો તે ચાવી તને ન આપે તો જોર જબરાઇથી ચાવી લઈ લેવી, તિજોરી ખોલવી અને તેમાં જે કાંઇ રકમ હોય તે લઇ લેવી. અહો? મી. સૂર્યકાન્ત? જે સ્ત્રીના ઉપર મારો પ્રેમ છે, તેના ઉપર પ્રેમ કરવાનો બદલો તમને પૂરેપૂરો મળશે!"

અત્યારે ઠાકોરલાલના મનની સ્થિતિ વિલક્ષણ થઇ પડી હતી. મનોરમા ઉપર પ્રેમ અને સૂર્યકાન્ત પ્રત્યે ધિક્કાર, એ બન્ને વિકારોથી તેનું મન ગ્રસિત બન્યું હતું. તે અત્યંત ઉશ્કેરાઇ ગયો હતો. છેવટે મુકુન્દ તેને શાન્ત પાડતો બોલ્યો:—

"આપણને મળનાર વિજયને માટે આનંદ પ્રદર્શિત કરતાં

થયેલાં આપણા માર્ગમાં શી શી મુશ્કેલી રહેલી છે તેનો વિચા
કરવાની જરૂર છે. ”

“ મને એક પણ મુશ્કેલી જણાતી નથી ”

“ આવતી કાલે સૂર્યકાન્ત કદાચ શબ્દ ફેરવી નાખે તો ? ’

“ એ બનવા જોગ નથી. તેણે આવેશપૂર્ણ સ્થિતિમાં ·
જણાવેલું હોવાથી, પોતે કોઇને એ નામ જણાવેલું છે, એ વા
તેના સ્મરણમાં રહેવાનો સંભવ નથી. વળી આપણે કાંઇ સમ
ગુમાવવાના પણ નથી. ”

“વારૂ, પણ લક્ષ્મીકાન્ત શેઠની ખાસ આજ્ઞા છે કે તિજોરી
રાત્રે માત્ર થોડી સીલીક જ રાખવી.”

“તેની ચિંતા નથી. જો હું ઇચ્છું તો રાત્રે તેમાં મોટી રક
રાખવાની ગોઠવણ કરી શકું તેમ છું. મારા ૨,૦૦,૦૦૦ રૂપીઆ તે
ત્યાં જમા છે. તેને જણાવીશ કે મારે બીજા દિવસની સ્હવ
વ્હેલાં ઑફિસનો વખત થાય કે તુરતજ તેટલી રકમની ખાસ જ
છે. એટલે આગલા દિવસે સ્હાંજે જ તે એટલી રકમ લાવીને તિજ
રીમાં રાખશે. રાત્રે તિજોરીમાંથી એ રકમ ગુમ થઇ જશે. ”

તેમણે આ બાબત બીજી પણ કેટલીક ચર્ચા કરી. મુકુન
એક ભીતિ હતી. વિમળાગૌરી આ યોજનાની સામે થયા વગર રહે
નહિ, પરંતુ ઠાકોરલાલને ભીતિ બિલકુલ નહતી.

માત્ર હવે છેવટની વ્યવસ્થા કરવાનું તથા આ કાર્ય કરવ
માટે દિવસ ઠરાવવાનું બાકી રહ્યું હતું. તેમણે પૂરતો વિચાર ત
ગણતરી કરીને તે માટે મહા વદી ૧૩ નો દિવસ ઠરાવ્યો. તે દિ
સ્હાંજે લક્ષ્મીકાન્ત પોતાના એક મિત્રને ત્યાં જમવા જવાનો હ
અને ત્યાં મોડી રાત્રી સુધી રોકાવાનો હતો. એ મુકુન્દ જાણતો હ
અને તેથી જ આ દિવસ નક્કી કરવામાં આવ્યો હતો. મનોરમ
પણ તે દિવસે તેની સમવયસ્ક મૈત્રિણિઓના મેળાવડામાં આમં
ત્ર્યું હતું. એટલે તે દિવસે રાત્રે સ્હાડાઆઠ વાગે મુકુન્દ ·

જાય તે વખતે વિમળાગૌરી એકલી જ મકાનમાં હોવાની ઠાકોરલાલની ખાત્રી હતી.

ઠાકોરલાલે ઉપસંહાર કર્યો: "આજે જ હું લક્ષ્મીકાન્તને કહીશ કે મહા વદી ૧૪ ના દિવસે સ્હવારે વ્હેલાં મારે ૨,૦૦,૦૦૦ ની જરૂર છે. માટે તે રકમ તૈયાર રાખવી અલબત એટલી મોટી રકમ એકઠી કરવાને માટે સમય ઘણો ટુંકો છે, પરંતુ લક્ષ્મીકાન્તને પોતાની સદ્ધર સ્થિતિનું અભિમાન છે; અને વળી હું કહીશ કે મારે ખાસ જરૂર છે. એટલે તે સગવડ કર્યા સિવાય રહેશે નહિ. તું મારા તરફથી સૂર્યકાન્તને કહેજે કે તે મહેરબાની કરીને મહા વદી ૧૪ ના રોજ સ્હવારે ઑફિસ ખુલે તે વખતે એ રકમ તૈયાર રાખે."

"મેં આજે સૂર્યકાન્ત અને કાન્તાગૌરીને મારે ત્યાં જમવાનુ આમંત્રણ કર્યું છે, એટલે જો તમે લક્ષ્મીકાન્તનો જવાબ મને જણાવશો તો પછી સૂર્યકાન્તને એ પ્રમાણે ગોઠવણ કરવાનું કહીશ."

"હું તને ખબર આપીશ." ઠાકોરલાલે કહ્યું.

અત્યારે સ્હવાર પડી ગઇ હતી. બન્ને જણાએ દંતધાવન કરીને ચહા તથા નાસ્તો લીધો અને પછી છૂટા પડયા. બન્નેના ચ્હેરાપર આનંદ જણાતો હતો; પરંતુ મુકુન્દના આનંદમાં ગાંભીર્યની છટા હતી; કારણ કે તેને વિમળાગૌરીના વિરોધની ભીતિ હતી.

દરેક બાબત તેમને અનુકુળ થઇ. લક્ષ્મીકાન્તે ઠાકોરલાલને તેણે જણાવેલી રકમ મહા વદી ૧૪ ના રોજ સ્હવારે આપવાનું કબૂલ કર્યું હતું અને સૂર્યકાન્તે પણ તે માટે અગાઉથી વ્યવસ્થા કરી રાખવાનું વચન આપ્યું હતું.

ઠાકોરલાલને તો એમજ થતું હતું કે પોતાના પ્રયત્નમાં સફળતા મળી ચૂકી છે. તે હવે કલાક અને મીનિટો ગણતો હતો.

સૂર્યકાન્તે કહ્યું કે " આ પછી હું કદી પણ અપ્રામાણિકતાનો સ્વીકાર કરીશ નહિ. "

ઠાકોરલાલનો આનંદ ગગનમાં સમાતો નહોતો; જ્યારે મુકુ-

-દની દિલગીરી વધતી જતી હતી. કેમકે વિચાર કરતાં પોતાના આ ભયંકર કૃત્યની ભિષણતા તેની દષ્ટિ સમક્ષ ખડી થતી હતી. જો કે આ બનાવમાં તેને કોઇ પણ પ્રકારની ભીતિ ન હતી. કારણ કે કદાચ સત્ય ઘટના લક્ષ્મીકાન્તના જાણવામાં આવે તો પણ પોતાના કુટુંબની પ્રતિષ્ઠાને હાની પહોંચવાના ડરથી તે એ વાત પ્રકટ કરવાની તે કદી પણ હિમ્મત કરે તેમ ન હતું.

જો કે આમ છતાં આ કાર્ય કરતાં મુકુન્દનું મન ડરતું હતું. કારણ કે વિમળાગૌરીના વિરોધની બિક ઉપરાંત જે પોતાને મિત્ર માને છે તે સૂર્યકાન્તને ફસાવવાનો-તેના ઉપર ચોરીનો આરોપ ઢોળી પાડવાનો આ પ્રપંચ હતો. ઠાકોરલાલ અનંતપુરમાં હતો અને મુકુન્દ અહીં એકલો હતો ત્યારથી તેની મનોવૃત્તિમાં ફેરફાર થયો હતો. તેના મનને એમ થતું કે પોતાને જોઇએ તેટલું મળી ગયેલું હોવા છતાં પણ હવે વિશેષ બદમાશી શા માટે કરવી? પરંતુ એ વિચાર તે ઠાકોરલાલને જણાવી શકતો નહિ કોઇ કોઇ વાર ઠાકોરલાલની તમામ હકીકત લક્ષ્મીકાન્તને કહી દેવાનો પણ તેને વિચાર થતો હતો, પરંતુ એ પ્રમાણે કરવાથી ઠાકોરલાલની સાથે પોતાનો પણ નાશ થવાની તેની ભીતિ હતી. એ ભીતિ ખોટી ન હતી અને તેથી જ તે ઠાકોરલાલની આજ્ઞાને આધીન રહેતો હતો.

ઠાકોરલાલ પણ મુકુન્દના મનની ડગમગતી સ્થિતિ જાણી ગયો હતો, અને તેથી તેણે મુકુન્દને એકલો પડવા દીધો નહતો. વિમળાગૌરીની પાસે જઇને તેને શી વાત કરવી, કેવી રીતે ચાવી મેળવવી એ બાબત ઠાકોરલાલે પોતાના ભત્રિજાને પૂરી તાલિમ આપી હતી, છતાં પણ મુકુન્દનું હૃદય તેને ડંખતું હતું. મહા વદી ૧૩ નો દિવસ આવ્યો. સ્હાંજના ૭ વાગ્યા. તે સમયે મુકુન્દ હતાશ બની ગયો અને તેને લાગ્યું કે ‘ હું આ ભયંકર કૃત્ય કરી શકીશ નહિ. ’

બરોબર આઠ વાગ્યા એટલે ઠાકોરલાલે તેને તૈયાર થવાનું કહ્યું; પરંતુ મુકુન્દે જવાબ આપ્યોઃ “ નહિ હું ત્યાં જઇ શકીશ નહિ, ત્રિજોરી ખોલી શકીશ નહિ ! ”

હાથ આવેલી બાજી ધૂળમાં મળી જતી જોઇને ઠાકોરલાલને ઘણો ક્રોધ ચડયો પરંતુ અત્યારે ક્રોધ કરવાનો સમય નહતો. તેણે મુકુન્દને મદ્યનો એક ગ્લાસ આપ્યો. મદ્યપાનથી મુકુન્દમાં સ્ફુર્તિ આવી, તેનું મન મજબૂત થયું. છતાં પણ ઠાકોરલાલને વિશ્વાસ આવ્યો નહિ. તે મુકુન્દને લઇને લક્ષ્મીકાન્તના મકાન તરફ જવાને નિકળ્યો.

લક્ષ્મીકાન્તનું મકાન આવ્યું. ઠાકોરલાલે પૂછયું: "તારી પાસે રિવોલ્વર છે ને!"

"હા છે."

"વારૂ, ત્યારે હવે અંદર જા. મેં કહ્યું છે તે પ્રમાણે જ કહેજે અને કરજે. એક શબ્દનો પણ ફરક કરતો નહિ."

"વારૂ, હું જાઉં છું." મુકુન્દ લથડિયાં ખાતો અંદર ગયો.

ઠાકોરલાલની ખાત્રી હતી કે મુકુન્દ એક વખત કામ ઉપર લાગ્યા પછી પાછો હઠવાનો નથી. તે પોતાના સ્થાનપર ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૪૨ મું

### ચોરી કરી.

મુકુન્દ લક્ષ્મીકાન્તના મકાનમાં દાખલ થઇને વિમળાગૌરી પાસે તેના દિવાન ખાનામાં ગયો. તે વખતે તેનો ચ્હેરો અત્યંત ફીકો પડી ગયો હતો. તેના મનની અસ્વસ્થતા જણાઇ આવતી હતી. એ જોઇને તેની માતાએ પ્રશ્ન કર્યો: "કેમ, આજે તને શું થયું છે?"

વિમળાના અવાજની તેના ઉપર વિજળીના આઘાત જેવી અસર થઇ. તે પગથી તે શિખા સુધી ધ્રૂજી ઉઠયો. પરંતુ તુરત જ આજે પોતાને ભજવવાના અભિનયનું તેને સ્મરણ થયું.

તેણે પ્રારંભ કર્યો: 'માડી! મારા દુર્ભાગ્યનું આ છેવટનું ફળ છે. હાય! હું તારા જેવી સદ્દગુણી માતા અને મારા મરહુમ પિતા જેવા ખાનદાન અને ઉદાર સ્વભાવના મનુષ્યનો પુત્ર ગણાવાને માટે બિલકુલ લાયક નથી. હું દિવાનો છું–દુર્બુદ્ધ છું, મારી દૃષ્ટિની સમક્ષ સુખને પસાર થતું જોવા છતાં પણ તે સુખની પ્રાપ્તિ હું કરી શકતો નથી. આ જ્ઞાન આજે મને પ્રાપ્ત થયું છે. પરંતુ હવે બહુ જ મોડું થઇ ગયું છે."

વિમળાગૌરી મૌનપણે શ્રવણ કરતી હતી. આ પ્રસ્તાવ સાંભળીને તેને ભય ઉપજ્યો. તેને લાગ્યું કે અત્યારે કાંઇક ભયંકર શ્રવણ પર પડશે ખરૂં. તે બોલી: "પોતાના કૃતકર્મનો છેવટે પણ પશ્ચાત્તાપ થતો હોય તો કાંઇ મોડું થયું ગણાય નહિ."

"પશ્ચાત્તાપ! હાય! પશ્ચાત્તાપ કરવાનો સમય પણ રહ્યો નથી. મેં મારા પોતાના નામને કલંકિત બનાવ્યું છે, અને તે પણ મારી ભૂલને લીધે. પરંતુ માજી! ડરશો નહિ. હું તમારા નામને–મારા પિતાના નામને કલંક લાગવા નહિં દઉં, મારા નામને લાગનારા કલંકને દૂર કરવાની મારી શક્તિ નથી; પરંતુ ચિંતા ન રાખશો. તમારો મુકુન્દ તમારા પવિત્ર નામનું શ્રવણ કરતો આલોકનો પરિત્યાગ કરીને ચાલ્યો જશે."

"શું! તું મરી જઇશ?"

"હા! તે સિવાય બીજો રસ્તો નથી. મારી પ્રતિષ્ઠા મને આજ્ઞા કરે છે કે જો મારે તેનું રક્ષણ કરવું હોય તો આલોકનો ત્યાગ કરીને ચાલ્યા જવું. તેની આજ્ઞા એ છેવટની આજ્ઞા છે અને મને શિરસાવંદ્ય છે."

"પણ તેં એવું શું કર્યું છે, એ તો મને કહે!" તેની માતા ગળગળા સાદે બોલી.

"હું જુગાર રમવામાં મોટી રકમ હારી ગયો છું. એટલું જ માત્ર નહિ પરંતુ એક મનુષ્યે પોતાની થાપણ મારે ત્યાં રાખેલી તે પણ હું ગૂમાવી બેઠો છું."

"એ રકમ મોટી છે?"

"ના, બહુ મોટી તો નહિ, પરંતુ તે તમારી પાસેથી મળવાની સંભાવના નથી. તમારી પાસેથી સર્વસ્વ લઇ લીધું છે. મેં તમારા દાગીના પણ રહેવા દીધા નથી."

"પણ ઠાકોરલાલ શ્રીમંત છે. તેણે મને મદદ કરવાનું જણાવ્યું છે. હું તેની પાસે જઇને મદદની માગણી કરીશ."

"મારા કાકા એક અઠવાડિયાને માટે બહાર ગામ ગયા છે અને મારે તો આજ રાત્રેજ એ રકમની જરૂર છે. હાય! પચીશ વર્ષની ભર યુવાવસ્થામાં મારે મરણને શરણ થવું પડશે."

તેણે ગજવામાંથી રિવોલ્વર કાઢી સ્હેજ સ્મિત કરતાં કહ્યું: "આ રિવોલ્વર થોડાસમયમાંજ તમામ બાબતનો નિવેડો લાવી દેશે."

રિવોલ્વર જોઇને વિમળાગૌરી ગભરાઈ ગઇ. તે અત્યારે શાંત મને વિચાર કરવાની સ્થિતિમાં ન હતી; નહિ તો તેને એમ લાગત કે જે કૂતરાને ભસવાની ટેવ પડી હોય છે તે ભાગ્યે જ કરડે છે. અર્થાત્ મુકુન્દ જેવો નફ્ટ મનુષ્ય આત્મહત્યા કરે તે કદી પણ સંભવિત નથી. અત્યારે તો વિમળાના મનમાં માત્ર એક જ વિચાર હતો અને તે તેના પુત્રને આત્મહત્યા કરતાં અટકાવવાનો.

તે બોલી: "મનોરમાના મામા બહાર ગયા છે. તે આવે ત્યાં સુધી તું અહીં રોકાજે. હું તેમને કહીશ કે મારે.........કેટલા રૂપીઆ તેં ગૂમાવ્યા છે?"

"પંદર હજાર રૂપીઆ."

"આવતી કાલે એ રકમ તને મળશે."

"પણ મારે તો તે આજે રાત્રે જ જોઇએ."

"તો તું વ્હેલો કેમ ન આવ્યો? તને મારા ઉપર વિશ્વાસ નથી? અત્યારે તો તિજોરી પણ બંધ હશે."

મુકુન્દ તિજોરી શબ્દની રાહ જોઇ રહ્યો હતો. એ શબ્દ તેની માતાના મુખમાંથી નિકળતાં તે આનંદપૂર્વક બોલ્યો:—

"તિજોરી! તેની ચાવી ક્યાં રહે છે, એ તમે જાણો છો?"

"હા, તે મારા પતિની ખાનગી ઓફિસમાં ટેબલના ખાનામાં રહે છે."

"ત્યારે તો માજી! એ ચાવી મને આપો."

'શું! ચોરી કરવી છે?"

"મા! મા! અત્યારે હું તમારી પાસે મારા જીવનની ભિક્ષા માગુ છું."

પુત્રની આજીજીથી માતાનું અંતઃકરણ દયાર્દ્ર બની ગયું. તે ઉઠી. મુકુન્દ પણ તેની પાછળ જવા લાગ્યો. બન્ને જણાં લક્ષ્મીકાન્તની ખાનગી ઓફિસમાં ગયાં. વિમળાએ ટેબલના ખાનામાંથી ચાવી કાઢી, પરંતુ તે એ ચાવી મુકુન્દને આપવા જતી હતી ત્યાં તેનો વિચાર બદલાયો.

તે બોલી: "નહિ, આ ચાવી હું તેને આપી શકીશ નહિ."

મુકુન્દે વિશેષ આગ્રહ કર્યો નહિ. જાણે તે રજા લેતો હોય એવો તેણે દેખાવ કર્યો.

તેણે કહ્યું: "ત્યારે માજી! તમારા બાળકના મસ્તકપર છેવટનો હસ્ત મૂકો."

"મુકુન્દ! તું આ ચાવી લઇને શું કરીશ? તિજોરી ખોલવાનો શબ્દ તારા જાણવામાં નથી."

"ના, પણ હું પ્રયત્ન કરી જોઇશ."

"પણ તું જાણે છે કે તિજોરીમાં વધારે પૈસા રાખવામાં આવતા નથી."

"છતાં પ્રયત્ન કરવામાં શો વાંધો છે? જો એ તિજોરીને હું ખોલી શકું અને તેની અંદર મારે જોઇતી રકમ હોય તો પરમેશ્વરે આપણા ઉપર દયા કરી છે એમ જ હું માનીશ."

"કદાચ તું તિજોરી ખોલી ન શકે અથવા તો તેમાંથી પૂરતી રકમ ન નિકળે તો આવતી કાલ સુધી રાહ જોવાનું તું મને વચન આપે છે?"

"હા, મારા મર્હુમ પિતાના સોગન ખાઇને કહું છું કે આવતી કાલ સુધી હું કશું પણ કરીશ નહિ."

"વારૂ, ત્યારે લે આ ચાવી."

મુકુન્દ અને વિમળા બન્ને જણાં નીચે તિજોરીવાળા ખંડમાં ગયાં. બન્નેના ચ્હેરા ફીક્કા પડી ગયા હતા અને બન્ને જણાં ધ્રૂજતાં હતાં. તેઓ નીચે જતાં હતાં તે દરમિયાન વિમળાને વિચાર કરવાનો અવકાશ મળ્યો. તેને લાગ્યું કે મુકુંદને તેના પ્રયત્નમાં યશ મળવાનો નથી. કેમકે તિજોરી ખોલવાનો શબ્દ મુકુન્દના જાણવામાં હોય એ બિલકુલ સંભવિત નથી; પરંતુ કદાચ તે તિજોરી ખોલી શકે તો પણ તેમાં પંદર હજાર રૂપીઆ હોય એમ વિમળાને લાગતું ન હતું.

અર્થાત્ આ પ્રયત્નમાં મુકુન્દને નિરાશા પ્રાપ્ત થયા સિવાય રહેશે નહિ એવી તેની ખાત્રી હતી; પરંતુ મુકુન્દે આવતી કાલ સુધી રાહ જોવાનું વચન આપ્યું હતું. એથી તેનું મન સ્હેજ શાંત હતું. તે સમજતી હતી કે અણીનો ચૂકયો સો વર્ષ જીવે.

તેઓ નીચે જે ખંડમાં સૂર્યકાન્ત બેસતો હતો તે ખંડમાં ગયાં. મુકુન્દ સંપૂર્ણ સાવધ બની ગયો હતો. તેણે તેના હાથમાંનું ફાનસ ટેબલ પર મૂકયું અને પછી તિજોરીના દ્વારપર જે પાંચ બટન હતાં તેના અક્ષરોને ગોઠવીને તેણે 'કાન્તા (K-A-N-T-A)' શબ્દ બનાવ્યો. તે દરમિયાન તેના વદન ઉપર અત્યંત ચિંતા દશ્યમાન થતી હતી. એ જોઇને તેની માતાના મનમાં તેને માટે દયાનો પ્રાદુર્ભાવ થતો હતો.

મુકુન્દ અનેક વાર સૂર્યકાન્તને મળવાને માટે આ ખંડમાં આવ્યો હતો. તે સમયે તેણે સૂર્યકાન્તને તિજોરી ખોલતાં જોયો હતો. કોઇ વખત તેણે પોતે પણ તિજોરી ખોલી હતી. એટલે શબ્દ ગોઠવ્યા પછી તિજોરી ખોલવામાં તેને જરીકે વિચાર કરવો પડયો

નહિ કિંવા કશો પણ શ્રમ પડયો નહિ. ચાવી કળમાં દાખલ કરી અને એક પળમાં તિજોરીનું દ્વાર ખૂલ્યું.

મુકુન્દ અને વિમળા બન્નેના મુખમાંથી મંદ ચિત્કાર સરી પડયો. એકના મુખમાંથી વિજયનો જ્યારે બીજાના મુખમાંથી ભયનો.

આ અણધારેલા પરિણામથી ભયભીત બનેલી વિમળા બોલીઃ "બંધ કરી દે–બંધ કરી દે."

તેણે મુકુન્દને હડસેલો માર્યો, તેનો હસ્ત પકડયો અને જોરથી ખેંચ્યો. એથી પેલી ચાવી કળમાંથી બહાર આવી અને તિજોરીના દ્વારપર લીસોટો કરીને નીચે સરી પડી.

તિજોરીમાં ત્રણ પાકિટ મુકુન્દના જોવામાં આવ્યાં. એ તેણે ઉપાડી લીધાં અને કોટના અંદરના ગજવામાં છૂપાવી દીધા.

વિમળા હતાશ બની ગઇ. તેના મજ્જાતંતુ એકદમ ઉશ્કેરાઈ ગયાં હતાં. તે જોરપૂર્વક શ્વાસોચ્છવાસ લેતી હતી. તેણે મુકુન્દનો હાથ છોડી દીધો.

તેણે કહ્યું: "દીકરા! દયા કર–દયા કર! આવતી કાલે હું તને તું કહીશ તેટલી રકમ આપીશ; પણ આ નોટોનાં પાકિટ અંદર મૂકી દે."

મુકુન્દનું તેના શબ્દો તરફ લક્ષ ન હતું. તિજોરીના દ્વારપર થયેલા લીસોટાનું તે નિરીક્ષણ કરતો હતો. એ લીસોટાથી તેનું મન સચિંત બન્યું હતું. તેને ભય પણ ઉપજ્યો હતો.

વિમળાએ પુનઃ કહ્યું: "એમ નહિ તો પણ અંદરથી માત્ર પંદર હજાર રૂપીઆ લે. તમામ નોટો નહિ."

"એથી લાભ શો? પંદર હજારનીયે ચોરી ને વધારેની પણ ચોરી. આવતી કાલે ચોરી થવાની ખબર પડયા સિવાય થોડીક જ રહેવાની છે?"

"નહિ, હું તમામ હકીકત જણાવીશ. મનોરમાના મામાને કહીશ કે એ પૈસા મેં લીધા." વિમળા બોલી.

મુકુન્દે સંભાળપૂર્વક તિજોરીનું દ્વાર બંધ કરીને તેની માતાને કહ્યું:—

"ચાલો, આપણે મેડી ઉપર જઇએ. વખતે કોઇ નોકર તમારા દિવાનખાનામાં આવશે તો આપણને બન્નેને ત્યાં નહિ જોવાથી તે શંકાશે."

તેની આવી નિષ્ઠુરતા જોઇને વિમળાને સ્હેજ ગુસ્સો ચડયો. તે બોલી:—

"જો એમ થાય તો ઘણું સારૂં. તે આપણી તપાસ કરતો અહીં આવે અને આ સ્થળે આ સ્થિતિમાં આપણને જૂએ તો મને ઘણો જ આનંદ થાય. મારો પતિ મારો તિરસ્કાર કરશે તે હું પસંદ કરીશ, પરંતુ મારે ખાતર એક નિર્દોષનો ભોગ આપવા નહિ દઉં. આવતી કાલે જ આ ચોરીનો આરોપ બિચારા સૂર્યકાન્ત ઉપર આવશે. ઠાકોરલાલે તેની પ્રિયતમાને લઇ લીધી, તું અત્યારે તેની પ્રતિષ્ઠાનો નાશ કરવાને તત્પર થયો છે."

વિમળા ઉચ્ચ સ્વરે બોલતી હતી, એટલે મુકુન્દને બ્હીક લાગી. બાજુના ખંડમાં પહેરેગીર સૂએ છે એ તેના જાણવામાં હતું. હજી વધારે સમય થયો ન હતો. તથાપિ સ્હાડાનવ વાગી ગયા હતા. એટલે કદાચ પહેરેગીર તેના બિછાનામાં પડયો હોય અને સાંભળતો હોય એ બનવાજોગ હતું.

તેણે તેની માતાનું કાંડું પકડીને કહ્યું: "ચાલો, આપણે ઉપર જઇએ."

પરંતુ તેણે કાંડું છોડાવી નાખ્યું અને ટેબલને પકડીને તે ઊભી રહી. તે બોલી: "હું હિચકારી છું, મેં મનોરમાના જીવનનો નાશ કર્યો છે; પરંતુ હું સૂર્યકાન્તના ઉપર ચોરીનો આરોપ આવે એવું ઇચ્છતી નથી."

"ઓહો!" મુકુન્દ માર્મિક રીતે હસતો બોલ્યો: "ત્યારે તમે સૂર્યકાન્તને પવિત્રતાની પ્રતિમા સમજતાં લાગો છો. અરે સૂર્યકાન્તને હું બન્ને ભાગીદાર છીએ અને આ રકમ અમે બન્ને જણા વ્હેંચી લેવાના છીએ, એટલું પણ તમે સમજી શકતાં નથી?"

"અશકય-તદ્દન અસંભવિત !"

"ત્યારે તિજોરી ખોલવાનો શબ્દ મારા જાણવામાં ક્યાંથી આવ્યો? તિજોરીમાં અત્યારે આટલી બધી રકમ શી રીતે આવી ? શું એ બધું દૈવયોગે બની ગયું ?

"સૂર્યકાન્ત પ્રામાણિક છે."

"હું પણ પ્રામાણિક છું; પણ અમને બન્નેને પૈસાની અત્યારે જરૂર છે."

"તું જૂઠું બોલે છે."

"ના,માજી ! હું એક શબ્દ પણ અસત્ય કહેતો નથી. જ્યારથી મનોરમાએ સૂર્યકાન્તનો તિરસ્કાર કર્યો છે ત્યારથી સૂર્યકાન્તનું મન હતાશ બની ગયું છે. તે પોતાના મનને શાંતિ આપવાને માટે જુગાર ખેલે છે અને એવી બીજી બાબતોમાં પોતાના મનને પરોવે છે. તેમાં પૈસાની પહેલી જરૂર પડે એ તમે સમજી શકો છો."

તેણે ફાનસ ઉપાડયું અને તે સીડી તરફ જવા લાગ્યો. બીજા હાથે વિમળાનો હસ્ત પકડીને તેને પણ સીડી તરફ લઈ ગયો. તે હવે વિરોધ કરી શકી નહિ. સૂર્યકાન્તને લગતી હકીકત સાંભળીને તે સ્તબ્ધ બની ગઈ હતી.

"માજી ? આ ચાવી પાછી ખાનામાં મૂકી દો." ઉપર આવીને મુકુન્દે કહ્યું, પરંતુ તેની માતાએ સાંભળ્યું હોય એમ લાગ્યું નહિ: એટલે તેણે પોતે જ એ ચાવી ટેબલના ખાનામાં મૂકી દીધી. તે તેની માતાને પુનઃ તેના દિવાનખાનામાં લઇ ગયો, અને ત્યાં તેને એક સોફા ઉપર બેસારી. અત્યારે વિમળાની અવસ્થા વિલક્ષણ બની ગઇ હતી. તેના હૃદય ઉપર અત્યંત આઘાત થયો હતો. તેની સર્વ શકિતઓનો લોપ થઇ ગયો હતો, અને તે શૂન્યકાર દૃષ્ટિથી જોતી હતી. એ જોઇને મુકુન્દને ભીતિ ઉપજી. તેને કલ્પના થઇ કે 'મારી માતા ગાંડી તો નહિ થઇ હોય ?'

"મા, માડી ! ગભરાઓ નહિ–ડરો નહિ !" તે આશ્વાસક સ્વરે બોલ્યો: "તમે આજે મને નવીન જીવન બક્ષ્યું છે અને સૂર્યકાન્ત ઉપર પણ મોટો ઉપકાર કર્યો છે. તમારે કશી પણ ચિંતા કરવાની જરૂર નથી. સૂર્યકાન્ત ઉપર ચોરીનો આરોપ આવશે, તેને પરહેજ કરવામાં આવશે, તેની તપાસ ચાલશે; પરંતુ તે ચોરીનો ઇન્કાર કરશે અને તેણે ગુન્હો કર્યો છે એવી કશી પણ સાબિતી નહિ મળે, એટલે તેને મુકત કરી દેવામાં આવશે."

મુકુન્દનો આ ભવિષ્યવાદ વિમળાને ગળે ઉતર્યો નહિ

તે બોલી: "મુકુન્દ ! દીકરા ! તેં આજે મારો ઘાત કર્યો છે."

આટલા જ શબ્દોએ મુકુન્દના મન ઉપર એટલી બધી અસર કરી કે પોતે ચોરેલાં પાકિટ પુનઃ તિજોરીમાં મૂકી દેવાની તેને ઇચ્છા થઇ; પરંતુ તુરત જ ઠાકોરલાલનું સ્મરણ થયું અને તે અટકી ગયો. તેને લાગ્યું કે વખત ઘણો થઇ ગયો છે; કોઇ આવી ચડશે તો ? એટલે તે ઢીલ નહિ કરતાં તેની માતાની રજા લઇ ચાલ્યો ગયો.

ઠાકોરલાલ પોતાના મકાનમાં મુકુન્દની રાહ જોતો હતો. તેના મનમાં અનેક પ્રકારના વિચારો પસાર થતા હતા. કદાચ સૂર્યકાન્તે તિજોરી ખોલવાના શબ્દમાં ફેરફાર કર્યો હશે તો, અથવા મુકુન્દ તિજોરી ખોલતાં પકડાઈ જશે તો ? આ વિચારોથી તેનું મન ચિંતાપૂર્ણ બની રહ્યું હતું.

મુકુન્દે આવી પેલાં પાકિટ ટેબલ પર મૂકતાં કહ્યું: "કાકાસાહેબ મેં તમારૂં કાર્ય પૂરૂં કર્યું છે. આ ટેબલ ઉપર ત્રણ પાકિટ નોટોનાં પડયાં છે. એ નોટો પ્રાપ્ત કરવામાં ત્રણ મનુષ્યના જીવનનો નહિ તો આબરૂનો ભોગ તો અવશ્ય આપવો પડયો છે."

ઠાકોરલાલ પોતાના બન્ને હાથ વડે પોતાના ભત્રિજાનો હાથ પકડી તેને જોરથી હલાવતો આનંદાવેશપૂર્ણ સ્વરે બોલ્યો:–

"હવે મનોરમા મારી થઈ ખરી."

તેણે ટેબલ ઉપરથી ત્રણે પાકીટ લીધાં અને તે સૂર્યકાન્તને આપતાં કહ્યું: " આ નોટા તું રાખ, તેની મારે જરૂર નથી. વળી મારૂં લગ્ન થશે તેના બીજા દિવસે હું તને મેં કહેલી રકમ પણ અવશ્ય આપીશ."

મુકુન્દે પાકિટ લઇને ખિસ્સામાં મૂક્યાં. પછી ઠાકોરલાલ બોલ્યો: " હું કબૂલ કરૂં છું કે મને તારા જેવા બીજો સહાયક મળત નહિ."

"બહુ સારૂં, પણ હવેથી હું આવું કામ કદી પણ કરીશ નહિ."

" ભલે, " ઠાકોરલાલ સ્મિત કરતો બોલ્યો: " પ્રામાણિક થવાને માટે ખરો સમય શ્રીમંતાવસ્થાનો છે. પૈસાદાર થયા પછી અ-પ્રામાણિક થવાની આવશ્યકતા રહેતી નથી અને ગરીબ મનુષ્યોને પ્રામાણિક રહેવાથી ભિક્ષા માગવી પડે છે."

## પ્રકરણ ૪૨ મું.

### અનુસંધાન.

લગભગ એકાદ કલાક તો વિમળા સુમસુમાકાર રહી; પરંતુ પછી તેનું મન સ્હેજ શાંત થયું અને તેને પરિસ્થિતિનો ખ્યાલ આવ્યો. શાંત મગજથી વિચાર કરતાં તેને લાગ્યું કે આ બે જણાના પંજામાં પોતે બરોબર સપડાઈ ગઈ છે.

સૂર્યકાન્ત મુકુન્દનો ભાગીદાર હશે કે કેમ એ વિષયમાં તે કશા પણ નિર્ણય ઉપર આવી શકી નહિ, પરંતુ કદાચ તે દોષિત હોય તો પણ તેનો દોષ કાઢવાનું વિમળાને યોગ્ય લાગ્યું નહિ. તે મનોગત બોલી: " મેં સૂર્યકાન્તની સર્વ આશાઓને ધૂળમાં મેળવી છે. તેના પ્રેમપાત્રને ઝુંટવી લેનાર હું છું. પછી નિરાશ બનેલો મનુષ્ય ગમે તેવું અધમ કૃત્ય કરવાને આકર્ષાય તો પણ તે માટે તેનો દોષ નહિ કાઢતાં તેને નિરાશ બનાવનારને દોષિત માનવું

જોઇએ. છતાં પણ તેણે મુકુન્દના આજના કૃત્યને ગુપ્ત રાખવાનો વિચાર કર્યો. મનોરમાને પણ તે હકીકત જણાવી નહિ.

તેણે મુખ પ્રક્ષાલન કરીને થોડુંક જળપાન કર્યું. તેની ભાભીજ તથા લક્ષ્મીકાન્ત બહારથી આવ્યાં તે વખતે તે બાહ્યતઃ તદ્દન શાંત દેખાતી હતી. રાત્રે બધાં સૂઈ ગયાં. બીજે દિવસે સ્હવારે વિમળા બિછાનામાંથી ઉઠી શકી નહિ. તેનું મન વ્યગ્ર હતું. તેનું શરીર અસ્વસ્થ હતું. મનની અસર તન ઉપર સંપૂર્ણતઃ થઇ ચૂકી હતી. તે શયનગૃહમાંથી બહાર નિકળી નહિ.

કેટલીક વારે મનોરમા અંદર આવી. તેનો ચ્હેરો બિલકુલ નિસ્તેજ દેખાતો હતો.

તે બોલી: " ભાભી ? આજનો બનાવ તમારા જાણવામાં આવ્યો છે ? નહિ આવ્યો હોય. સૂર્યકાન્ત ઉપર ચોરીનો આરોપ આવ્યો છે અને તેને પરહેજ કરીને કારાગૃહમાં લઇ જવાના છે. આ કાર્યમાં મને તો મુકુન્દરાય અને ઠાકોરલાલનો હાથ હોય એમ લાગે છે. હું સૂર્યકાન્તને મળી છું. મેં તેની સાથે વાત કરી છે. મારી ખાત્રી થઈ ચૂકી છે કે તે તદ્દન નિર્દોષ છે. જો તે દોષિત હોત તો આંખો ઉંચી કરીને મારી સામે જોઇ શકયો ન હોત."

વિમળા માન રહી. તે સત્ય વાર્ત્તા જણાવવાની હિમ્મત કરી શકી નહિ.

" આ નરરાક્ષસોને શું જોઇએ છે ! " મનોરમા આગળ બોલી: " તમને હવે બીજો કોનો ભોગ લેવો છે ? "

તેજ પળે લક્ષ્મીકાન્તે એ ખંડમાં પ્રવેશ કર્યો. તેનો ચ્હેરો ક્રોધાયમાન દેખાતો હતો. તે ગુસ્સાપૂર્વક બોલ્યો: " કેટલો બદમાશ ! મારા ઉપર ચોરીનો સામો આરોપ મૂકે છે ! " તેણે તમામ હકીકત જણાવી.

વિમળાનું હૃદય બળીને ખાખ થતું હતું, પરંતુ તે કશું પણ બોલી શકતી નહિ. સમય થયો એટલે બધાં જમવા ગયાં. વિમળાને

કશું ભાવ્યું નહિ. ખાધું ન ખાધું કરીને તે ઉઠી ગઇ. પોતાની શરીરપ્રકૃતિ સારી નહિ હોવાનું બ્હાનું તેણે કાઢયું હતું. ત્યારબાદ લક્ષ્મીકાન્ત પોતાની ખાનગી ઓફિસમાં ગયો. બપોરના બે વાગે એક નોકરે આવી નમન કરીને કહ્યું: "સાહેબ! આપને મળવાને માટે સરદાર ઠાકોરલાલ આવ્યા છે અને તેઓ મુખ્ય હોલમાં આપને મળવાને ઇચ્છે છે."

"તેમને અહીં ઉપર મોકલ."

"પણ તેઓ કહે છે કે નીચે જ આપને મળવાની તેમની ઇચ્છા છે."

ઠાકોરલાલની આવી માગણીથી તેને આશ્ચર્ય થયું. તે નીચે ગયો.

નીચે જે હોલમાં લક્ષ્મીકાન્ત પોતાના કારકુનોની વચ્ચે બેસતો હતો તે હોલમાં ગયો. ત્યાં ઠાકોરલાલ ઊભો હતો.

તેને જોઇને કશા પણ શિષ્ટાચાર સિવાય લક્ષ્મીકાન્ત બોલ્યો: "કેમ, સાહેબ! તમારે મારૂં શું કામ છે? તમને તમારા પૈસા તો મળી ગયા ને?"

"હાજી, મને મારા પૈસા મળી ગયા છે." ઠાકોરલાલ નમ્ર સ્વરે બોલ્યો: "પરંતુ હું અત્યારે તમારી ક્ષમા માગવાને માટે આવ્યો છું અને તમારા સ્ટાફની હાજરીમાં તમારી ક્ષમા માગવાની મારી ઇચ્છા હોવાથી મેં તમને નીચે આવવાની તસ્દી આપી છે."

તેના પ્રસ્તુત શબ્દોથી લક્ષ્મીકાન્ત વિસ્મય પામ્યો.

ઠાકોરલાલ કહેવા લાગ્યો: "આજે સ્હવારે હું ઘણો જ ઉશ્કેરાઇ ગયો હતો. મારી આટલી ઉમર થઇ છે છતાં પણ મને ગુસ્સો ચડે છે ત્યારે મને ભાન રહેતું નથી. એથી સ્હવારે કેટલાક અઘટિત શબ્દો મારા મુખમાંથી નિકળી ગયા હતા. તે માટે પાછળથી મને ઘણો જ પશ્ચાત્તાપ થયો હતો."

ઠાકોરલાલની સરલતા જોઇને તેને માટે લક્ષ્મીકાન્તના મનમાં સદ્‌ભાવનો પ્રાદુર્ભાવ થયો. તે તેની સાથે હસ્તધૂનન કરવાને માટે

પોતાનો હાથ લંબાવતો બોલ્યોઃ "કાંઇ નહિ, સાહેબ! એ બધું ભૂલી જાઓ. મને એથી બિલકુલ માઠું લાગ્યું નથી. આપણામાં કહેવત છે કે 'લ્હેણાનો ધણી લાડકો.' "

ત્યારપછી એ બે જણા વચ્ચે પ્રાસ્તાવિક સંભાષણ થયું. તે દરમિયાન ઠાકોરલાલે જણાવ્યું કે પૈસાની ખાસ જરૂર હોવાથી જ તેણે આટલી ઉતાવળ કરી હતી. છેવટે તેણે **વિમળાગૌરી**ને મળવાની ઇચ્છા પ્રદર્શિત કરી.

નોકરે અંદર જઇને સરદાર ઠાકોરલાલ મળવા આવે છે, એમ જણાવતાં **વિમળા** તથા **મનોરમા** એકદમ ભયભીત બનીને ઊભી થઈ ગઇ.

ઠાકોરલાલ અંદર આવ્યો. તે વખતે તેનો ચ્હેરો ગંભીર જણાતો હતો અને તેના ઉપર દીલગીરીની છાયા પ્રસરી રહેલી હતી.

તે બોલ્યોઃ " તમામ હકીકત મારા જાણવામાં આવી છે; અને તે માટે જ હું મારી ફરજ બજાવવાને અત્ર આવ્યો છું."

**વિમળાગૌરી**એ તેને બોલતો અટકાવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેની તરફ લક્ષ આપ્યા સિવાય તે **મનોરમા**ને ઉદ્દેશીને બોલવા લાગ્યોઃ–

" ગઇ કાલે રાત્રે મુકુન્દે અત્ર આવી, **વિમળાગૌરી** ઉપર દબાણ કરીને તેમની પાસેથી ચાવી બોલી તથા તિજોરીમાંથી નોટો ઉપાડી લીધી, એ વાર્ત્તા હજી આજે એક કલાક પહેલાંજ મારા જાણવામાં આવી છે.

**મનોરમા**નું વદન ક્રોધ અને લજ્જાથી ફીકકું પડી ગયું. તેણે તેની મામીનો હસ્ત પકડીને હલાવતાં પૃછયુંઃ " મામી! મામી! શું આ વાત સાચી છે? "

" હાય! તદ્દન સાચી છે. " વિશેષ **વિમળા** બોલી શકી નહીં.

" અને છતાં તમે **સૂર્ય**કાન્ત ઉપર આરોપ આવવા દીધો? તેને કારાગૃહમાં મોકલાવ્યો? " **મનોરમા** ગર્જી.

"મનોરમા ? મને ક્ષમા કર." **વિમળા દયામણા સ્હેરે બોલી:** "મુકુન્દ આત્મહત્યા કરશે એવો મને ભય લાગ્યો હતો. એ તથા સૂર્યકાન્ત બન્ને ભાગીદાર હતા."

"શું! એ બન્ને જણા ભાગીદાર! તમને આ મુકુન્દે કહ્યું ? અને એ તમે માની લીધું ?" મનોરમાનો ક્રોધ વૃદ્ધિગંત થયો.

ઠાકોરલાલને લાગ્યું કે હવે વચ્ચે પડવાની જરૂર છે. તે બોલ્યોઃ "હું દિલગીર છું કે સત્ય વાર્તા જણાવવાની મને ફરજ છે. તમારાં આમી કહે છે તે વાત સાચી છે."

"એની સાબિતી શી? પુરાવા વગર હું માની શકતી નથી."

"સાબિતીમાં મુકુન્દની પોતાની જ કબૂલાત."

"મુકુન્દ બદમાશ છે—નરાધમ છે."

"પણ મુકુન્દને તિજોરી ખોલવાનો શબ્દ કોણે જણાવ્યો ? આગલે દિવસે બેન્કમાંથી નોટો લાવીને તિજોરીમાં કોણે રાખી ? સૂર્યકાન્તે."

મનોરમાને આ મનુષ્યનો કંટાળો આવ્યો હતો. તે કંટાળો છૂપાવવાનો કશો પણ પ્રયત્ન કર્યા સિવાય તે બોલી: "એ નોટોનું શું થયું એ તમારા તો જાણવામાં હશે જ."

મનોરમાએ 'તમારા તો' શબ્દ ઉપર ખાસ ભાર મૂકયો હતો. તેની કહેવાની મતલબ એ હતી કે 'તમે જ આ ચોરી કરવાને માટે મુકુન્દને ઉશ્કેર્યો હતો.

ઠાકોરલાલે જવાબ આપ્યોઃ "મનોરમા! તમારા! પ્રશ્નમાં છૂપાયેલી તમારી મતલબ હું સમજી શકું છું, પરંતુ એક સમય એવો આવશે કે જે વખતે મારા તરફના આવા નિર્દય વર્તન માટે તમને પશ્ચાત્તાપ થયા સિવાય રહેશે નહિ."

તેણે પોતાના ગજવામાંથી એક ચેકબૂક કાઢી અને તેમાંથી એક ચેક ફાડીને વિમળાગૌરીના બિછાના પર મૂકતાં કહ્યું: "વિમળાગૌરી! મુકુન્દે અઢીલાખ રૂપીઆની ચોરી કરી છે. તેટલી

રકમનો આ ચેક અહીંની સ્ટેટ બેંક ઉપર હું લખી આપું છું. મારી મીલકતના અર્ધા ભાગ કરતા આ રકમ મોટી છે તથાપિ માત્ર તમને શાંત કરવાને માટે તે આપી દેવાને હું તૈયાર છું. હું આશા રાખું છું કે તમને ભવિષ્યમાં મુકુંન્દ તરફથી કશો પણ ત્રાસ વેઠવો પડશે નહિ."

"સરદાર સાહેબ! હું તમારો આભાર માનું છું." વિમળા બોલી. તેણે આ ચેકનો સ્વીકાર કર્યો પરંતુ મનોરમાને ઠાકોરલાલનો વિશ્વાસ ન હતો. તે ઠાકોરલાલને અધમાધમ મનુષ્ય સમજતી હતી. તેથી તેની આવી ઉદારતા જોઇને તેને આશ્ચર્ય થયું. તે બોલી: "અમે આ ચેકને શું કરીએ?"

"તે ચેક લક્ષ્મીકાન્ત શેઠને આપજો."

"વાહવાહ! સલાહ તો બહુ સારી. એમ કરવાથી મુકુન્દ ઉપર ચોરીનો આરોપ આવે અને મારી મામીને મારા મામાની દૃષ્ટિએ હલકાં પડવું પડે. નહિ, ચેક પાછો લઇ લ્યો."

ઠાકોરલાલે કશો પણ આગ્રહ નહિ કરતાં ચેક પાછો લઇ લીધો. તે ઉઠયો અને બોલ્યો: "મનોરમા! આજે તમે મને મોટો અન્યાય કર્યો છે. તમે મારી સાથે લગ્ન કરવાનું મને વચન આપ્યું હતું. તે પછી મેં તમારા તરફથી આવા વર્તનની આશા નહોતી રાખી."

"તમે મને 'ગેરન્ટી' આપશો, તે પછી હું મારા વચનનું પાલન કરીશ. તે પહેલાં તો નહિ જ."

"શાની 'ગેરન્ટી'?"

"'ગેરન્ટી' માત્ર એટલીજ કે મારા લગ્ન પછી મારી મામીને મુકુન્દ તરફથી કશો પણ ત્રાસ થવો જોઇએ નહિ. હું તમારી સાથે આ એક જાતનો સોદો કરૂં છું. હું મારી મામીની પ્રતિષ્ઠા અને શાંત જીવનના બદલામાં તમને મારો હાથ સુપ્રત કરવાની છું."

"ઓહો!'" ઠાકોરલાલ બોલ્યો: "એ 'ગેરન્ટી' હું તમને ખુશીની સાથે આપીશ. એટલું જ માત્ર નહિ પરંતુ મને તમારા ઉપર

કેટલો પ્રેમ છે તથા તમારા તરફ મારૂં અંતઃકરણ કેટલું નિર્મળ છે તેની પણ તમને ખાત્રી આપવાને હું તૈયાર છું. કહો, હું શું કરૂં ? તમે કહો તો હું સૂર્યકાન્તને બચાવવાનો પ્રયત્ન કરૂં."

"ના જી, એમ કરવાની કશી પણ જરૂર નથી." મનોરમા બોલી: "જો સૂર્યકાન્ત દોષિત હોય તો તેને સજા થવી જ જોઇએ; અને જો તે નિર્દોષ હોય તો પરમેશ્વર તેનું રક્ષણ કરશે."

વિમળાગૌરી તથા તેની ભાણેજ ઉઠયાં. ઠાકોરલાલ સમજી ગયો કે મુલાકાતનો અંત આવી ગયો છે. તે પણ નમન કરીને ચાલ્યો ગયો.

તે જતાં જતાં મનોગત બોલ્યો: "કેટલી અભિમાની અને મક્કમ સ્વભાવની છોકરી છે! તેની સાથે સુંદર પણ તેટલી જ છે; પરંતુ મારો તેના ઉપર પ્રેમ છે. એટલે તેને મારા ચરણમાં નમાવીશ ત્યારે જ મને શાંતિ થશે."

ઠાકોરલાલના મનને વિચાર થઇ પડયો હતો. કેમકે મનોરમા આટલા દઢ સ્વભાવની અને વિચિક્ષણ હશે એવી તેને કલ્પના ન હતી. તેણે મનોરમા ઉપર જે અસર કરવા ધારી હતી તે સફળ થઈ શકી નહિ. તે જોઇ શકયો હતો કે મનોરમાને ફસાવવાનું કાર્ય સહેલું નથી, અને તેની લાગવગ તેની મામી ઉપર એટલી બધી છે કે જ્યાંસુધી મનોરમા કબજામાં ન આવે ત્યાં સુધી વિમળાથી કશું બની શકે તેમ ન હતું. ઠાકોરલાલને તેને હંફાવે તેવી પ્રતિસ્પર્દ્ધિની મળી હતી.

મનોરમાએ 'ગેરન્ટી'ની માગણી કરી હતી એ પ્રશ્ન ઠાકોરલાલને મુંઝવી રહ્યો હતો. તેનું મનોરમા સાથે લગ્ન થાય અને મુકુન્દને તેના ભાગની રકમ મળી જાય એટલે તે વિમળાને ત્રાસ આપે તેમ ન હતું; પણ એ બાબતની ખાત્રી મનોરમાને કેવી રીતે આપવી ? જો તે પોતાના તથા મુકુન્દ વચ્ચેના કારસ્થાનનું તમામ રહસ્ય મનોરમાને જણાવે તો તેની ખાત્રી થાય તેમ હતું. પણ લગ્ન થઇ ગયા પહેલાં જો એ રહસ્યની મનોરમા અને વિમળાને જાણ થાય તો પછી લગ્ન થવાની સંભાવના જ ન હતી.

મુકુન્દનો પણ હવે ઠાકોરલાલને કંટાળો આવ્યો હતો; અને તેનાથી મુક્ત થવાનો તેણે નિશ્ચય કર્યો હતો. નિશ્ચય કરવો સહેલો છે પણ તેને અમલમાં મૂકવાનું એટલું સરલ નથી.

છેવટે ઠાકોરલાલની ખાત્રી થઇ કે મનોરમાને તેણે માગેલી 'ગેરન્ટી' આપવાનું કાર્ય સર્વથા અશક્ય છે; એટલે તેણે સૂર્યકાન્તના કેસનો નિકાલ આવે ત્યાંસુધી રાહ જોવાનો વિચાર રાખ્યો. તેની ખાત્રી હતી કે સૂર્યકાન્તના કેસનો નિકાલ આવતાં વિમળા તથા મનોરમા પોતાની સલાહ લેવાને માટે આવ્યા સિવાય રહેશે નહિ.

આ તરફ મનોરમાએ પણ નિશ્ચય કર્યો હતો કે તેમના શત્રુઓને હવે આથી આગળ વધવા દેવા નહિ. દરમિયાન શું પરિણામ આવે છે તે જોવું. વળી તેણે તેની મામીને પણ હવે ઠાકોરલાલ કે મુકુન્દની વિશેષ દરકાર નહિ કરવાની કે તેમને તાબે નહિ થવાની સલાહ આપી હતી.

એટલે આ બન્ને જણીઓ પોતાની મનોવ્યથાને છૂપાવવાનો અતોનાત પ્રયત્ન કરતી હતી. સૂર્યકાન્તની સામે મૂકવામાં આવેલા આરોપને લગતી વિગત લક્ષ્મીકાન્ત તરફથી તેમના જાણવામાં આવતી હતી. સૂર્યકાન્ત અવારનવાર પોતે ચોરી નથી કરી તથા પોતે નિર્દોષ છે એમ કોર્ટ સમક્ષ કહેતો હતો, એ પણ તેમના જાણવામાં આવ્યું હતું. તેની નિર્દોષિતા માટે મનોરમાની ખાત્રી હતી; જ્યારે વિમળાગૌરી તેને દોષિત માનતી હતી અને તેણે જ પોતાના પુત્ર મુકુન્દને આડે રસ્તે દોર્યો છે એવો તે સૂર્યકાન્ત ઉપર મનમાંને મનમાં આક્ષેપ કરતી હતી. જો કે પોતાનો એ વિચાર તેણે મનોરમાને જણાવ્યો નહોતો.

મનોરમાએ સૂર્યકાન્ત મુક્ત થયાની હકીકત સાંભળી એટલે તેણે તેના મામા પાસે ૫૦૦૦ રૂપીઆની માગણી કરી. તેના મામાએ એ રકમનો તે શો ઉપયોગ કરવાની છે, એવો પ્રશ્ન પણ કર્યા સિવાય એ રકમ તેને આપી. એ રકમ તથા એક કાગળ તેણે સૂર્ય-

કાન્ત ઉપર મોકલીને તેને પરદેશ ચાલ્યા જવાની સલાહ આપી. આ કાગળ તેણે ગીતામાંથી અક્ષરો તથા શબ્દો કાપી તે એક કાગળ ઉપર ચોઢીને તેણે તૈયાર કર્યો હતો. તે એમ સમજતી હતી કે સૂર્યકાન્ત મુક્ત થયો છે, પરંતુ તેના ઉપરનો આરોપ દૂર થયો નથી. એટલે એવી સ્થિતિમાં પોતાના વતનમાં રહેવું એ તેને માટે યોગ્ય નથી. વળી તે એટલું પણ જાણતી હતી કે જ્યારે ત્યારે પોતાનો ઠાકોરલાલ સાથે લગ્ન કર્યા સિવાય છૂટકો નથી. એ સમયે પોતાનો પ્રિયતમ સૂર્યકાન્ત પોતાનાથી ઘણે દૂર હોય તો સારૂં એવી તેની ઇચ્છા હતી.

વિમળાગૌરીએ મનોરમાની આ ઉદારતાને પસંદ કરી નહિ. તેને પૈસાની ઘણી જરૂર હતી. લ્હેણદારો તરફથી તાકિદ થતી. એટલે હાલ તુરત ઓછામાં ઓછા સ્હાડા સાત હજાર રૂપીઆ વહેંચવાના હતા.

અધૂરામાં પૂરૂં યમુનાપ્રસાદને ત્યાં લગ્નપ્રસંગમાં જવાનું હતું. તેને માટે નવાં વસ્ત્રો તૈયાર કરાવવાનાં હતાં. નવાં વસ્ત્રો ખરીદવા માટે તેમની પાસે પૈસા ન હતા અને આજ લગભગ બાર માસ થયા કાપડીયાને તેમના તરફથી એક પાઇ પણ મળી ન હતી.

તેમની નવી દાસી પૂર્ણાએ એક કાપડીયાનું નામ આપ્યું. આ કાપડીયાએ હમણાં જ દુકાન ખોલી હતી. તે પોતે કાપડ વેચતો અને પોતાને ત્યાં દરજી રાખીને મન પસદ કપડાં તૈયાર પણ કરાવી આપતો હતો. પૂર્ણાએ તેમને કહ્યું: "આ વેપારી મારો પરિચિત છે. તે તમને ઘણી ખુશીથી ઉધાર માલ આપશે. કારણ તેને તમારાં જેવાં શ્રીમંત અને લાગવગવાળાં ગ્રાહક વધારવાની જરૂર છે."

પરંતુ એકલાં કપડાંથી શું વળ્યું! વિવાહ પ્રસંગે પહેરવાને દાગીના જોઇએ તેનું શું? એક પણ દાગીનો તેમની પાસે રહ્યો ન હતો. મનોરમાએ કહ્યું કે "હું મુકુન્દ પાસે જઇશ અને તેણે જે રકમ ચોરી છે તેમાંથી અમુક રકમ આપણા દાગીના છોડવવાને માટે તેની પાસેથી મેળવીશ."

બીજે દિવસે તે ગાડીમાં બેસીને રતનપુર ગઇ અને મુકુન્દને મળી. વિદ્યાસાગર તથા સૂર્યકાન્ત ત્યાં પોતાની પાછળ આવ્યા હતા અને મુકુન્દ સાથેની પોતાની મુલાકાત નિહાળતા એ વાતની તો તેને શંકા પણ ન હતી.

મનોરમાને તેના પ્રયત્નમાં યશ મળ્યો નહિ. મુકુન્દે કહ્યું: "મેં તો એ રકમ હું લાવ્યો કે તે જ રાત્રીએ સૂર્યકાન્ત સાથે તેનો ભાગ પાડી લીધો છે." વળી તે જે દાગીના પોતે ગીરવી મૂક્યા હતા તેની પહોંચો આપવાને પણ રાજી ન હતો. છતાં પણ મનોરમાએ તે બાબત આગ્રહ કર્યો અને છેવટે જેના વિના બિલકુલ ન ચાલી શકે એવા ચાર કે પાંચ દાગીનાની પહોંચો તેણે મનોરમાને આપી.

ઠાકોરલાલે તો મુકુન્દને બિલકુલ ના પાડવાની સૂચના કરી હતી. પ્રથમ તો મુકુન્દ ઠાકોરલાલની એ સૂચના સ્વીકારવાને તૈયાર થયો ન હતો, પરંતુ છેવટે તેણે તેની સૂચના પ્રમાણે વર્તવાનું કહ્યું હતું. એ બે જણા વચ્ચે થયેલી તકરાર ઠાકોરલાલના નવા ગાડીવાન જીવાનસિંહના જોવામાં આવી હતી અને તેણે એ બાતમી વિદ્યાસાગરને આપી હતી. ઠાકોરલાલને આશા હતી કે મુકુન્દ પાસેથી નિરાશા મળતાં આ સ્ત્રીઓ પોતાની પાસે મદદને માટે આવશે.

હમણાં હમણાં ઠાકોરલાલ અને મુકુન્દ વચ્ચે વિરોધ ઉત્પન્ન થયો હતો. ઠાકોરલાલ મુકુન્દથી છૂટો થવાનો પ્રયત્ન કરતો હતો. મુકુન્દ પણ તેનો હેતુ જાણી ગયો હતો પરંતુ એક મોટો ભય તેમની સમક્ષ ખડો હતો અને તે ભયને લીધે જ તેઓ એકબીજા સાથે જાહેર વિરોધ કરવાનું પસંદ કરતા નહિ. આ ભયનો અનુભવ તેમને યમુનાપ્રસાદને ત્યાં થયેલા સંમેલનમાં થયો હતો.

પેલો ભેદી બહુરૂપી કોણ હતો એ આ બે જણા કળી શક્યા નહિ. તેણે વિમળાગૌરીના સંબંધમાં અર્થસૂચક ઉદ્‌ગારો કાઢ્યા

હતા અને તે પછી ઠાકોરલાલના પ્રશ્નના ઉત્તરમાં "હું તમારા ભાઇ વિપિનચંદ્રનો મિત્ર છું" એમ કહ્યું હતું.

આ માણુસ પોતાને ભયરૂપ છે એમ તેઓ જાણી ગયા હતા અને તેથી તેમણે તેનો ઘાત કરવાનો પ્રયત્ન પણ કર્યો હતો; પરંતુ એ પ્રયત્નમાં તેમને યશ મળ્યો નહિ તે આપણે જાણીએ છીએ.

મુકુન્દે એક વખત પુનઃ ઠાકોરલાલને સલાહ આપી: "હવે તમે મનોરમાનો મોહ છોડી દ્યો, અને જે કાંઈ આપણી પાસે છે તે વહેંચી લઇને આપણે પસાર થઇ જઇએ."

"નહિ, કાં તો હું મનોરમા સાથે લગ્ન કરીશ; નહિ તો પ્રાણુ-ત્યાગ કરીશ. પરંતુ તેનો નાદ હવે છોડવાનો નથી."

તેઓ એટલું તો માનતા હતા કે તેમને કોઇ પણ કાયદાની ચુંગાલમાં સપડાવી શકે તેમ નથી. પરંતુ કોણે તેમનો પિછો પકડ્યો છે તેનો તેમને ખ્યાલ ન હતો.

## પ્રકરણ ૪૩ મું

### વિદ્યાસાગરે તપાસ પૂરી કરી.

અત્યારસુધી અમે જે વર્ણન કરી ગયા તે માંહેની લગભગ ઘણીખરી હકીકત વિદ્યાસાગરે છૂટક છૂટક એકત્ર કરીને તેને વ્યવસ્થિત રીતે ગોઠવી હતી.

તે રાત્રે નવ વાગ્યા પછી ચંદ્રનગરમાં આવ્યો અને યશવંત-રોડ ઉપર નં. ૪૫૨ વાળા મકાનમાં સૂર્યકાન્તને મળવાને માટે ગયો. સૂર્યકાન્તને તે અત્યારે આવનાર છે એવા સમાચાર મળ્યા હતા. એથી તે વિદ્યાસાગરને મળવાને અધીરો બની રહ્યો હતો.

વિદ્યાસાગરે સૂર્યકાન્તને કહ્યું: "એકાદા ગુન્હાનું કારણ શોધી કાઢવાને માટે ભૂતકાળમાં કેટલા પાછળ જવાની જરૂર પડે છે એ હવે તને જણાશે. જો ઠાકોરલાલનો મોટો ભાઈ સરદાર વિપિન-

ચંદ્રનું તેની યુવાવસ્થામાં વિમળાગૌરી સાથે મિલન થયું ન હોત તો ત્રણ અઠવાડિયા પહેલાં લક્ષ્મીકાન્ત શેઠના 'સ્ટ્રોંગરૂમ' માંહેની તિજોરીમાંથી કશી પણ ચોરી થઇ ન હોત. આજથી ચોવીશ વર્ષ ઉપર વિમળા પ્રત્યેના પ્રેમને માટે વિપિનચંદ્રે એક મનુષ્યનું ખૂન કર્યું હતું. તેનું ફળ વિમળાને આજે ભોગવવું પડે છે. વિપિનચંદ્રની તે ભૂલનો ભોગ વિમળા થઇ છે. કશી પણ વસ્તુનો નાશ થતો નથી કે તે ભુંસાઇ જતી નથી."

એ પ્રમાણે પ્રસ્તાવના કરીને તેના જાણવામાં આવેલી તમામ હકીકત આદિથી તે અંત સુધી તેણે સૂર્યકાન્તને જણાવી.

ગયા આખા અઠવાડિયામાં વિદ્યાસાગરે તમામ થઇને ચોવીશ કલાકની નિદ્રા પણ લીધી નહિ હોય. પરંતુ અત્યારે તેની આંખો ઘેરાતી હોય એવું ચિહ્ન જોવામાં આવતું ન હતું. સૂર્યકાન્ત વિદ્યાસાગરના બુદ્ધિચાતુર્યની મનમાં ને મનમાં પ્રશંસા કરતો તેની હકીકત શ્રવણ કરતો હતો. વિદ્યાસાગર તમામ હકીકત એવી સીલસીલાબંધ રીતે તથા મુદ્દાપૂર્વક જણાવતો હતો કે તેના વાસ્તવ્યના સંબંધમાં શંકા લઇ જઇ શકાય તેમ ન હતું; પરંતુ સૂર્યકાન્તના મનમાં વિચાર થતો કે 'આ હકીકત સર્વથા સત્ય હશે કે એક કલ્પનાપ્રિય મનુષ્યના સ્વપ્નની ઘટના હશે ?'

જ્યારે વિદ્યાસાગર પોતાનું કથન પૂર્ણ કરી રહ્યો તે વખતે ઘડિયાળમાં ચાર વાગ્યા. છેવટે તેણે કહ્યું:—

"તેઓ અત્યારે સાવચેત બનેલા છે. તે બન્ને હુશિયાર અને ચાલાક છે, પરંતુ મારી પાસે તેમની કશી પણ ચાલાકી કામ આવે તેમ નથી. મેં તેમને બરોબર જકડી રાખ્યા છે. મેં તારા પિતાને વચન આપ્યું છે કે હું તને એક અઠવાડિયાની અંદર પાછો લક્ષ્મીકાન્ત શેઠની પેઢીમાં તારી કેશિયરની જગ્યાએ બેસારીશ."

"મહાશય!" સૂર્યકાન્ત બોલ્યો: "આપના વચન ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ છે; છતાં પણ મારા મનમાં વિચાર થાય છે

કે ચંદ્રનગર જેવા શહેરમાં આવી ઘટના બને તે સંભવિત છે ખરું ?"

"માત્ર સંભવિત પહિ પરંતુ આતો કેવળ સત્ય છે. ભાઇ ! તું હજી યુવાન છે. તને માત્ર કોર્ટોમાં ચાલતા કેસોમાં ભયંકર આરોપીઓ રજુ થાય છે તેમનોજ ખ્યાલ છે પરંતુ તે કરતાં પણ ભયંકર કૃત્યો તો શ્રીમંતોનાં કુટુંબોમાં થાય છે; જ્યાં કાયદો પણ પહોંચવાનું સામર્થ્ય ધરાવી શકતો નથી. મેં તને કહી એ તો તદ્દન સામાન્ય પ્રકારની ઘટના છે; છતાં પણ તને આશ્ચર્ય ઉપજાવે છે."

"પણ આ બધું તમે કેવી રીતે જાણી શક્યા ?"

વિદ્યાસાગરે સ્મિત કરતાં કહ્યું: "એ જાણવામાં મને કાંઇ જાદુઇ શક્તિની જરૂર પડી નથી. મારો એક ખાસ નિયમ છે કે જ્યારે હું એક કાર્ય હાથમાં લઉં છું ત્યારે સંપૂર્ણ લક્ષ તેના ઉપરજ આપું છું. જો એક સામાન્ય બુદ્ધિનો મનુષ્ય અમુક એકજ કાર્યમાં પોતાનું દિલ સંપૂર્ણ રીતે પરોવે અને પોતાના તમામ મનોબળનો ઉપયોગ કરે તો સામાન્ય રીતે તેને તે કાર્યમાં યશ પ્રાપ્ત થાય છે. એટલું છે કે આવા કેસના અંધકારમાં માર્ગ દર્શાવવાને માટે પ્રકાશની જરૂર પડે છે, અને મેં જ્યારે ઠાકોરલાલ પાસે તેના ભાઇનું નામ લીધું તે વખતે તેનાં નેત્રોમાંથી ઝરતો અગ્નિ મારા માર્ગને પ્રકાશિત કરી શક્યો હતો. ત્યારથીજ મને ખરો માર્ગ હાથ લાગ્યો હતો."

સૂર્યકાન્ત બોલ્યો: "હું કબૂલ કરૂં છું કે તમારા જેટલી મારામાં બુદ્ધિ નથી; એટલે તમે આ બધું રહસ્ય કેવી રીતે શોધી શક્યા એ હું જાણી શકતો નથી. મને તો તમે જણાવેલી ઘટના અત્યંત ચમત્કારપૂર્ણ લાગે છે."

પોતાની પ્રશંસા બીજાને મુખે સાંભળવી કોને ન ગમે ? વિદ્યાસાગર સ્મિત કરીને બોલ્યો: "વારૂ, ત્યારે સાંભળ, હું તને મારી પદ્ધતિ જણાવીશ. આપણે આ કેસનો ભેદ શોધી કાઢવાને માટે એકત્ર

રહીને કામ કરેલું હોવાથી ઠાકોરલાલનો આ ગુન્હાની સાથે કશો પણ સંબંધ હોવાનું મેં શોધી કાઢયું હતું એ તો તું જાણે છે. એટલે ત્યાર પછી મેં શું કર્યું એજ મારે તને જણાવવાનું રહ્યું. હું જે માણસો ઉપર નજર રાખવા ઇચ્છતો હતો તેમની પાસે નોકર તરીકે મેં મારાં માણસોને ગોઠવ્યાં હતાં. ઠાકોરલાલ પાસે જુવાનસિંહને અને વિમળાગૌરી તથા મનોરમા પાસે કાન્તાગૌરીને."

"કાન્તાગૌરી! પણ તેણે આ કાર્યમાં ભેળાવાનું શી રીતે કબૂલ કર્યું તે હું સમજી શકતો નથી."

"એ તને સમજાવવાની હું જરૂર પણ જોતો નથી." વિદ્યાસાગરે જવાબ આપ્યોઃ "વર્ત્તમાન સ્થિતિના સંબંધમાં હું સંપૂર્ણ નિશ્ચિંત બની ગયો એટલે મેં ભૂતકાળની માહિતિ મેળવવાનો વિચાર કર્યો. કેમકે વર્ત્તમાન અને ભૂતકાળનો મેળ બેસાર્યા સિવાય સંપૂર્ણ માહિતી મળવાનો અસંભવ છે; એટલે પછી હું અહીંથી ભરૂચ ગયો. બીજે દિવસે ત્યાંથી કરણગઢ ગયો. ત્યાં સરદાર ગોવિંદરાયના જૂના નોકર રામજી પટેલના દીકરાને મળ્યો. એ જુવાન સરલ અંતઃકરણનો અને સાદો છે. તે એમ સમજ્યો કે હું તેની પાસે જુવારીની ખરીદીને માટે આવ્યો હતો."

"જુવારી!" સૂર્યકાન્તે આશ્ચર્યપૂર્વક પ્રશ્ન કર્યો.

"હા, હું કાંઇ ત્યાં મારા સાંપ્રત સ્વરૂપમાં ગયો ન હતો. તે મને એક વ્યાપારી સમજ્યો હતો. તેને જુવારી વેચવાની હતી. એટલે અમે તે બાબત સોદાની વાતચીત ચલાવી. એ છોકરાને મદ્યપાન કરવાની ટેવ છે. એટલે એ વિષયમાં મેં સારી ઉદારતા દર્શાવી અને રૂ. ૫૦૦ ની જુવારીના રૂ. ૮૦૦ આપવાનું કહેવાથી તે આનંદમાં આવી ગયો. એમાં મને ત્રણસો રૂપીઆની ઉઘાડી ખોટ હતી, પરંતુ તેના બદલામાં મને જે માહિતી મળી છે તેની કીમત કોઇ પણ રીતે આંકી શકાય તેમ નથી. મેં તારા પિતાને સૂચના કરી છે એટલે મારી વતી તે એ જુવારી ખરીદીને વેચી નાખશે.

"મેં આ ત્રણસો રૂપીઆનો સટ્ટો કર્યો હતો, પરંતુ વિપિનચંદ્રના વિમળાગૌરી ઉપરના પ્રેમની તથા ઠાકોરલાલ અશ્વ ઉપરથી કેવી રીતે પડી ગયો હતો તેને લગતી માહિતી તેની પાસેથી મેળવી. આજથી બાર માસ પહેલાં ઠાકોરલાલ ત્યાં ગયો હતો અને તેણે જ્યોતિપ્રસાદ નામના માણસને પોતાનું મકાન વેચાતું આપી દીધું તથા તે જ્યોતિપ્રસાદની સ્ત્રી મેનાએ ઠાકોરલાલની એકાંતમાં મુલાકાત કરી હતી એ પણ મારા જાણવામાં આવ્યું. તેજ રોજ સ્હાંજે હું નર્મદાને સામે કિનારે મેનાને મળવા માટે ગયો. મેના સ્વભાવે ભલી છે અને તેનામાં વિશેષ કળવકળ નથી; એટલે તેના પેટની વાત કઢાવતાં મને જરી પણ મુશ્કેલી નડી નહિ. હું ઠાકોરલાલનો મિત્ર છું એમ મેં તેને જણાવ્યું એટલે તે ધીમે ધીમે તમામ હકીકત મારી પાસે પટપટ બોલી ગઇ."

સૂર્યકાન્ત એમ ધારતો હતો કે વિદ્યાસાગરને તપાસ કરવામાં કેટલોયે શ્રમ પડયો હશે પરંતુ તેનો આ સરલ ખુલાસો શ્રવણ કરીને તે આશ્ચર્યચકિત બન્યો.

"હવે મુખ્ય મુદ્દો મારા હસ્તમાં આવ્યો હતો." વિદ્યાસાગરે જણાવ્યું: "વિપિનચંદ્રની માહિતી મેળવવામાં મને કશી પણ મુશ્કેલી નડી નહિ. તારા પિતાના મિત્ર લલિતાપ્રસાદે મને જણાવ્યું કે વિપિનચંદ્ર અનંતપુરમાં એક લોખંડનું કારખાનું ખરીદ્યું છે અને તે ત્યાં જ થોડા સમય પહેલાં મૃત્યુ પામ્યો છે. ત્યારપછી છત્રિશ કલાકે હું અનંતપુર પહોંચ્યો."

"તમને કંટાળો ન આવ્યો ? શ્રમ ન લાગ્યો ?"

"બિલકુલ નહિ. મારો સિદ્ધાંત છે કે લોખંડ ગરમ હોય તે દરમિયાન જ તેના પર હથોડાના ઘા કરીને તેને ટીપી નાખવું જોઇએ. ઢીલ કરવાથી તે ઠરી જાય તો ટીપી શકાય નહિ. ઠાકોરલાલ જે ગાડીવાનને અનંતપુરથી પોતાની સાથે અત્ર લાવ્યો હતો અને જે અગાઉ વિપિનચંદ્રની નોકરીમાં હતો તે માણસ મને અનંતપુરમાં મળ્યો. તે

વૃદ્ધ છે. તે ઠાકોરલાલ પાસેથી રજા લઇને પોતાના વતન અનંત-પુરમાં ગયો હતો. તેની પાસેથી વિપિનચંદ્રના જીવનને લાગતી કેટલીક અગત્યની માહિતી તથા તેની માંદગી અને મૃત્યુને લગતી વિગત મારા જાણવામાં આવી. ઠાકોરલાલ વિપિનચંદ્રને મળવાને માટે આવ્યો હતો તે એ માણસ પાસેથી મારા જાણવામાં આવ્યું અને એક યુવાન કારીગર જેવો દેખાતો મનુષ્ય ત્યાં અનંતપુરમાં ઠાકોરલાલ હતો તે દરમિયાન આવ્યો હતો તે ત્યાંના એક વિશિવાળા પાસેથી હું જાણી શક્યો.એ યુવાન મુકુન્દ હોવો જોઇએ એવી મેં કલ્પના કરી."

"એ તો હું સમજ્યો; પણ આ લોકો વચ્ચે થતો પત્રવ્યવહાર તમે કેવી રીતે જાણી શક્યા તે સમજાતું નથી."

"મેં કાંઈ મારી કલ્પના કે અનુમાનનો આધાર તેનો પત્રવ્યવહાર તૈયાર કરવામાં લીધો નથી. મારી ગેરહાજરીમાં મેં જે માણસોને અહીં રાખ્યાં છે તે પોતાની ફરજ અદા કરતાં હતાં. ઠાકોરલાલ અને મુકુન્દને એક બીજાનો વિશ્વાસ નહિ હોવાથી તેમણે એકબીજાના આવેલા પત્રોનો નાશ નહિ કરતાં સાચવી રાખ્યા છે. એ પત્રો જુવાનસિંહના જોવામાં આવ્યા હતા. તેણે કેટલાક પત્રોની નક્કલ કરી લીધી હતી; જ્યારે કેટલાક ખાસ અગત્યના પત્રોનો ફોટો પાડી લીધો હતો; અને તે બધા મારા ઉપર મોકલી આપ્યા હતા. કાન્તાગૌરી પણ છૂપી રીતે ત્યાં થતું સંભાષણ સાંભળતી હતી અને તેણે પોતે જે સાંભળ્યું હતું તેની મુદ્દાસર હકીકત મને લખી મોકલી હતી. લક્ષ્મીકાન્તના મકાનમાં થતી હીલચાલ ઉપર નજર રાખવાને માટે એક બીજું વિશેષ સાધન પણ મને પ્રાપ્ત થયું છે, પરંતુ તે હું તને હાલમાં નહિ જણાવું. પાછળથી જણાવીશ."

"વારુ, સમજ્યો." સૂર્યકાન્ત બોલ્યો.

"પણ મારી ગેરહાજરીમાં તું અહીં શું કરતો હતો ?" વિદ્યાસાગરે પૂછ્યું.

સૂર્યકાન્ત શરમાઇ ગયો. પોતે લક્ષ્મીકાન્ત ઉપર લખેલા પત્રની હકીકત વિદ્યાસાગરને જણાવવી કે નહિ એ પ્રશ્ન તેના મનમાં ઉપસ્થિત થયો. છેવટે તેને લાગ્યું કે તેનાથી સત્ય વાર્તા છૂપાવવાનું કાર્ય ડહાપણ ભરેલું નથી.

"મને ક્ષમા કરો !" તે બોલ્યોઃ "મારી એક મોટી ભૂલ થઇ છે. હું દિવાનો બની ગયો હતો. મેં વર્તમાનપત્રમાં એવી હકીકત વાંચી કે ઠાકોરલાલનું મનોરમાની સાથે લગ્ન થનાર છે."

"પણ પછી તેં કર્યું શું ?" વિદ્યાસાગરે અધીર આવે પ્રશ્ન કર્યો.

"મેં લક્ષ્મીકાન્ત ઉપર એક નનામો પત્ર લખ્યો છે. તેમાં એવી મતલબનું લખ્યું છે કે તેની સ્ત્રી પ્રત્યે બેવફા બની, મુકુન્દની સાથે પ્રેમમાં પડી છે !"

વિદ્યાસાગરે ટેબલ ઉપર જોરથી મુક્કી મારી.

"મૂર્ખા ! આ તેં શું કર્યું ?" તેણે ગર્જના કરીઃ "તેં મારા પ્રયત્નનો લગભગ નાશ કરી નાખ્યો."

તે ઊભો થયો અને ઓરડામાં આમતેમ ફરવા લાગ્યો. તે તે સમયે તેનો ચ્હેરો ગુસ્સાથી છવાઇ ગયો હતો.

થોડીવારે સ્હેજ શાંત થયા પછી તે બોલ્યોઃ "સૂર્યકાન્ત ! તારામાં એક બાળકના જેટલી પણ બુદ્ધિ નથી. શું તેને મારામાં વિશ્વાસ ન હતો ?"

"પણ સાહેબ ! તમે દૂર હતા; અને લગ્ન થવાની હકીકત વાંચતાં હું અત્યંત ઉશ્કેરાઇ ગયો હતો."

"પણ તેં મને કેવી સ્થિતિમાં મૂકી દીધો છે એનો તને ખ્યાલ છે ખરો ? મેં એક મનુષ્ય પાસે જે પ્રતિજ્ઞા લીધી હતી તે પ્રતિજ્ઞાને નિષ્ફળ બનાવવાના કારણરૂપ તું થઇ પડયો છે. મને એવું અભિમાન હતું કે મારી પ્રતિજ્ઞા કદી પણ અસત્ય ઠરતી નથી, પરંતુ ભીતિ રહે છે કે મારો એ ગર્વ તારા આ મૂર્ખતાભર્યા કૃત્યથી ગળી

જશે; છતાં પણ જો બની  શકે તો તારી ભૂલ સુધારવાનો પ્રયત્ન કરવાની જરૂર છે. એ પત્ર તેં ક્યારે ટપાલમાં નાંખ્યો હતો ?"

"ગઇ કાલે સ્હાંજે. જો કે એ પત્ર ટપાલની પેટીમાં પડ્યા પછી મને ઘણો જ પશ્ચાત્તાપ થયો હતો."

"રાંડ્યા પછીનું ડહાપણુ શા કામનું ? કેટલા વાગે પેટીમાં નાખ્યો હતો ?"

"રાત્રે આઠ વાગ્યા પછી."

"એટલે કે સ્હવારે બીજા કાગળોની સાથે તારો કાગળ લક્ષ્મીકાન્તને મળ્યો હશે. એ પત્ર તેણે વાંચ્યો હશે તે વખતે તે પોતાની ખાનગી ઓફિસમાં હશે. પણ તેં એ પત્રમાં શું લખ્યું હતું ? બધું યાદ કરીને જે લખ્યું હોય તે બરોબર મને કહેજે."

આગલે દિવસે જે પત્ર લખ્યો હતો, અને તે બહુ લાંબો હતો નહિ; એટલે સૂર્યકાન્તને તેની અંદરની હકીકતનું બરોબર સ્મરણ હતું. તેણે લગભગ શબ્દેશબ્દ વિદ્યાસાગરને કહી સંભળાવ્યો.

તે બોલી રહ્યો, પછી વિદ્યાસાગરે કહ્યુંઃ "નનામો કાગળ તો બહુ સારો લખ્યો ! લાંબો વિચાર ન કરી શકે એવો મનુષ્ય પણ કાગળ ઉપરથી તમામ અનુમાન કરી શકે. પુનઃ બોલી જા તો"

સૂર્યકાન્તે બીજી વાર કાગળની હકીકત સંભળાવી. વિદ્યાસાગર અત્યારે તેની સામે અદબ વાળીને ઊભો હતો.

તે બોલ્યોઃ "તારા કાગળની અસર ભયંકર થઇ હશે. લક્ષ્મીકાન્તનો સ્વભાવ ઉતાવળીઓ અને એકદમ ઉશ્કેરાઇ જાય તેવો છે, ખરૂં ?"

"હા."

"ત્યારે તો બનતાં સુધી હરકત નહિ આવે. મારૂં માનવું છે કે ઉતાવળીઆ સ્વભાવવાળા માણસને પોતાના સ્વભાવનો પરિચય હોય છે અને તેમને ડર હોય છે કે કદાચ કોઇ પણ ગેરવાજબી કામ ઉતાવળમાં થઇ જશે તો ? એથી તેઓ પોતાના મનમાં ઉદ્ભવતા

પ્રથમ સ્ફુરણને કદી પણ અનુસરતા નથી. એ એક જ બાબત આપણા વિજયને માટે કામની છે. જો તારો કાગળ મળતાં લક્ષ્મી-કાન્ત દોડતો તેની પત્નીના ખંડમાં ગયો હશે અને "તારા દાગીના કયાં છે ?" એવો પ્રશ્ન તેણે વિમળાગૌરીને કર્યો હશે; તો આપણી આશાઓ ધૂળમાં મળી ગઈ સમજવી, કેમકે તો પછી વિમળાગૌરીએ તમામ સત્ય વાર્તા જણાવી દીધી હશે."

"એથી આપણી આશા રદ જવાનું શું કારણ !"

"તેનું કારણ ? તેનું કારણ એટલું જ કે પતિ પત્નિ વચ્ચે થયેલા ઝઘડાની સ્હેજ પણ બાતમી મળતાં પંખેરૂં ઉડી જશે અને પિંજરૂં ખાલી બની જશે."

આ વિચાર સૂર્યકાન્તને આવ્યો ન હતો.

"અને એમ થવાથી એક વ્યક્તિને અત્યંત દુઃખ થયા વગર રહેશે નહિ." વિદ્યાસાગરે ઉમેર્યું.

એ વ્યક્તિને હું ઓળખું છું ?"

"હા, તેને તું ઓળખે છે. જો આ બે બદમાશો આપણા પંજામાં આવેલા છટકી જાય તો મને અત્યંત દુઃખ થયા સિવાય રહે નહિ."

"પણ હવે છટકવાની શી ભિતી છે ? તમે બધું જાણો છો." સૂર્યકાન્તે કહ્યું.

"નહિ, હજી તમામ મારા જાણવામાં નથી આવ્યું. મારી માહિતીમાં રહી ગયેલી તૃટીઓ તારા જોવામાં પણ આવી હશે. પહેલો મુદ્દો એ છે કે ઠાકોરલાલે તેના ભાઈને વિષ આપ્યું હતું ?"

તમે મને જે કાંઇ કહ્યું તે ઉપરથી તો મારી ખાત્રી થાય છે કે તેણે વિષ આપેલું હોવું જ જોઇએ."

"હું પણ એમ જ માનું છું; પરંતુ તેને માટે આપણી પાસે પુરાવો શો છે ! મેં ડૉક્ટરની મુલાકાત લીધી હતી. તે માણસ હૂશિયાર અને અનુભવી છે, પરંતુ તેની સાથેની વાતચીત ઉપરથી તેને વિષના સંબંધમાં શંકા હોય એવું મને લાગ્યું નહિ. મેં વિષનો

અભ્યાસ કર્યો છે. અનેક પ્રકારનાં વિષ મારા જોવા તથા જાણવામાં આવ્યાં છે; પરંતુ વિપિનચંદ્રને થયેલી અસર કોઈ પણ વિષ ઉત્પન્ન કરી શકે એવું હું જાણતો નથી."

"ત્યારે એકાએક મૃત્યુ થયું તેનું શું ?"

"દેખીતી રીતે એમ લાગે કે આમાં ખૂન થયું હશે, પરંતુ કેટલીક વખત આકસ્મિત રીતે પણ આવો બનાવ બની જાય છે. એટલે ચોક્કસપણે પૂરતા પુરાવા સિવાય કહી શકાય નહિ. વારુ, બીજો મુદ્દો એ છે કે મુકુન્દની ભૂતકાલિન સ્થિતિના સંબંધમાં હજી હું અજ્ઞાત છું."

"તેની ભૂતકાલિન સ્થિતિ જાણવાની જરૂર છે ખરી ?"

"હા, અને તે થોડા સમયમાં જ આપણા જાણવામાં આવશે. પુનામાં મારો એક મિત્ર છે. તેને મેં લખેલ છે. તેનો જવાબ મને આવ્યો છે. તે લખે છે કે થોડા દિવસમાં તે તમામ તપાસ કરીને જવાબ લખશે."

---

## પ્રકરણ ૪૪ મું.

### વિશેષ માહિતી મળે છે.

સૂર્યકાન્તનું લક્ષ વિદ્યાસાગરના છેવટના શબ્દો તરફ ન હતું. તેના મનમાં આનંદદાયક વિચારો સ્ફુરતા હતાઃ 'ખરા ગુન્હેગારને ન્યાયદેવતા સન્મુખ રજુ કરવામાં આવશે, તેને સજા થશે અને મનોરમાને મારી પત્ની બનાવવાની મારી ધારણા બર આવી શકશે.'

આ વિદ્યાસાગર પોતાને સહાય કરતો હતો એ માટે તેને આશ્ચર્ય થતું હતું. તેમજ તેની તપાસ કરવાની શક્તિ જોઈને પણ તેનું આશ્ચર્ય વૃદ્ધિને પામતું હતું. 'આ માણસ મારા તરફ આટલી લાગણી દર્શાવે છે તેનું કારણ શું ? અને તેણે મને કરેલી મદદના બદલામાં તે મારી પાસેથી શી માગણી કરશે ?'

આ વિચારોને પરિણામે કેશિયર આવેશમાં આવી જઇને ઉચ્ચ સ્વરે બોલ્યોઃ "મહાશય ! હવે આપે આપનો પૂર્ણ પરિચય મને કરાવવો જ જોઇએ. મારૂં તમે રક્ષણ કર્યું છે, મારી પ્રતિજ્ઞાને તમે બચાવી છે; તો પછી તમારો પૂર્ણ પરિચય કરવાનો હક્ક છે."

"હમણાં નહિ, થોડા દિવસ શાંત રહે. હજી આપણું કાર્ય પૂર્ણ થયું નથી કે તારૂં લગ્ન પણ થયું નથી." વિદ્યાસાગર બોલ્યો.

સ્હવારના છ વાગ્યા.

"અહો !" વિદ્યાસાગર બોલ્યોઃ "છ વાગી ગયા સ્હવાર પડી ગઈ! મેં તો એવો વિચાર કર્યો હતો કે આજની રાત્રી હું શાંતિથી નિદ્રા લઈશ; તેને બદલે તો રાત્રી કેવી રીતે પસાર થઇ ગઇ તેની ખબર પણ રહી નહિ."

વિદ્યાસાગર ઓરડામાંથી બહાર ગયો. તેણે બૂમ પાડીને અન્નપૂર્ણાને બોલાવી.

અન્નપૂર્ણા ઉપર આવી. તેણે કહ્યુંઃ "કેમ સાહેબ ! આપે મને કેમ બોલાવી ?"

"તમે કોઇ મનુષ્યને મોકલીને જીવાનસિંહ તથા પૂર્ણાને જલ્દી બોલાવો. હું સૂઇ જાઉં છું. તેઓ આવે એટલે મને ઉઠાડજો." વિદ્યાસાગરે આજ્ઞા કરી.

વિદ્યાસાગર સૂર્યકાન્તના બિછાના પર પડયો અને ત્રણ મીનિટમાં તો નિદ્રાધીન બની ગયો.

લગભગ નવ વાગે જીવાનસિંહ ત્યાં આવ્યો. જાણે તે બહુ જ ત્વરાથી ચાલતો આવ્યો હોય એમ લાગતું હતું. કેમકે તેનાં ફેફસાંની ધમણ જોરથી ચાલતી હતી.

તે બોલ્યોઃ "સાહેબ ! સારૂં થયું કે તમે આવી પહોંચ્યા. તમારા વિના મારે શું કરવું તેની મને સૂજ પડતી ન હતી. ગઇ કાલે બપોરે મેં તમારા પર ત્રણ સ્થળે તાર કર્યા હતાઃ અંકલેશ્વર, ભરૂચ અને અનંતપુર. પરંતુ એકે તારનો મને જવાબ મળ્યો નહિ."

" ત્યારે તો અહીં કાંઇ નવા જુની થઇ હશે ? "

**વિદ્યાસાગરે** બિછાનામાંથી ઉઠી મુખપ્રક્ષાલન કરી લીધું હતું, અને તે વાળ હોળતો હતો. એ કાર્ય પૂર્ણ થયા પછી તે એક ખુરસી ઉપર બેઠો. જુવાનસિંહ તેની સામે નમ્રતાપૂર્વક ઉભો રહ્યો.

વિદ્યાસાગર બોલ્યોઃ " તું સર્વ હકીકત મને જણાવ. વિગત વાર પણ મુદ્દાસર કહેજે. વિશેષ લંબાણ કરવાની જરૂર નથી. "

જુવાનસિંહે કહ્યુંઃ " સાહેબ ! આપનો શો ઇરાદો છે અથવા આપ શી રીતે કાર્ય કરવા ઇચ્છો છો તે હું જાણતો નથી, પરંતુ હવે ઘા કરવામાં ઢીલ કરવી જોઇતી નથી. "

"એનું કારણ શું ? "

"જો તમે ઢીલ કરશો તો પંખીઓ ઉડી જશે અને ખાલી પિંજર હાથ લાગશે. પોતાની પાછળ કોઇ લાગેલું હોવાનું તેમના જાણવામાં આવ્યું છે. "

"શું ! " વિદ્યાસાગરે બૂમ પાડીઃ " આપણા માંહેનું કોઇ એ કામ બન્યું હોવું જોઈએ. "

"ના, સાહેબ ! એવુ કશું હોય એમ મને લાગતું નથી. ઘણા વખતથી તેમને શંકા હતી. જે દિવસે તમે બહુરૂપીના વેશમાં યમુનાપ્રસાદને ત્યાં ગયા હતા ત્યારથી તેઓ શંકાશીલ બન્યા હતા. તેની સાબિતિ એ કે તેમણે તમારૂં ખૂન કરવાનો પ્રયત્ન કર્યો હતો. જો કે ત્યાર પછી પુનઃ તેઓ નિશ્ચિંત બની ગયા હતા અને ગઇ કાલ સુધી તેમના મનમાં કશો પણ વહેમ ન હતો. "

"તેં આ કારણ માટે મારા ઉપર તાર કર્યા હતા ?"

"હાજી. ગઇ કાલે સ્હવારે લગભગ દશ વાગે સરદાર ઠાકોરલાલ પોતાના કાગળો બરોબર ગોઠવતો હતો, તે વખતે હું પણ તે ખંડમાં ગયો હતો અને ઉંચુનીચું કરતો હતો. તેની આંખો શકરા જેવી તીવ્ર છે. કોઇ તેની ગેરહાજરીમાં તેના કાગળોને અડયું હોય એમ

જાણતાં તેને વાર લાગી નહિ. તેનો ચ્હેરો ફિક્કો પડી ગયો અને તે ગુસ્સામાં જેમ ફાવે તેમ બોલવા લાગ્યો."

"વારૂ, પછી ?"

"હું તમામ વસ્તુઓ જોયા બાદ અસલ પ્રમાણે જેને તે સ્થિતિમાં મૂકતો હતો, છતાં પણ તે સમજી ગયો, એ એક ભેદ તો ખરો જ. પછી તેણે એક પછી એક દરેક કાગળનું અવલોકન કરી જોયું. એકાએક તેનાં નેત્રોમાંથી આગના ભભુકા નિકળ્યા અને ઊભો થઇ ખુરસીને એક બાજુએ હડસેલીને જે સ્થળે હું બેઠો હતો તે સ્થળે આવીને બોલ્યો : 'કોઈ મનુષ્યે મારા કાગળો ફેંદ્યા લાગે છે. જો આ કાગળનો ફોટો પણ લીધો છે!' "

વિદ્યાસાગર ગંભીર બની ગયો અને બોલ્યો: "વારૂ પછી ?"

"મને તેનો ડર લાગ્યો અને તે મારા ઉપર આક્રમણ ન કરી શકે તે માટે હું એક મોટા ટેબલની પાછળ જઇને ઊભો રહ્યો. કાગળનો ફોટો પાડેલો હોવાનું તેણે શી રીતે શોધી કાઢયું એ વિષયમાં વિચાર કરતાં મેં તેને કહ્યું: 'ના ના સાહેબ ! એમ બની શકે જ નહિ. આપની ભૂલ થતી હશે.'

"તે પેલો કાગળ હાથમાં લઇને બોલ્યો: 'નહિ, આ કાગળનો ફોટો પાડવામાં આવેલો છે. તે સાબિત કરી આપવાને હું તૈયાર છું.'

"તેનું કથન ખરૂં હતું. ફોટોગ્રાફરો જે પીળી ભૂકીનો ઉપયોગ કરે છે તેનાં બે-ચાર કણ પેલા કાગળ ઉપર ચોટયાં હતાં. એ કણ તરફ તેણે આંગળી કરી."

"સમજ્યો, પછી શું થયું તે કહે." વિદ્યાસાગર બોલ્યો.

"તેણે મને ગળચીમાંથી પકડયો અને મને કેટલાક પ્રશ્નો કર્યા. પછી તેના બીજા નોકરને અમુક પ્રશ્નો કર્યા. પરંતુ તે મરાઠી ભાષામાં બોલતો હોવાથી એ શું કહેતો હતો તે હું સમજી શક્યો નહિ. છેવટે તે શાંત થયેલો દેખાયો. પછી તેણે મારી ગળચી છોડી

દીધી અને ગજવામાંથી પાંચ રૂપીઆની નોટ કાઢીને મને આપતાં કહ્યું. ' મેં તારી સાથે જે વર્તન ચલાવ્યું છે તે માટે હું દિલગીર છું. તું આવું કામ કરી શકે એમ હું માની શકતો નથી.' "

" તે આ શબ્દો અંતઃકરણપૂર્વક બોલ્યો હતો એમ તને લાગે છે ? "

" હાજી, મારી તો ખાત્રી છે કે તેને મારા ઉપર શંકા રહી નથી. "

વિદ્યાસાગર વિચારગ્રસ્ત બની ગયો હતો. તે જુવાનસિંહના મત સાથે મળતો થયો ન હતો. તેના ચ્હેરાપરથી એ પ્રતિત થતું હતું.

" એ બધું પૂરૂં થયા પછી સરદારે કપડાં પહેર્યાં અને તે બ્હાર નિકળી 'સરદાર ગૃહ ' ની ભાડુતી ગાડીમાં બેસીને બહાર ગયો. લગભગ પાંચ વાગે તે પાછો આવ્યો. તે વખતે એ ખુશ-મિજાજમાં હતો. તેની ગેરહાજરી દરમિયાન મેં તમારા ઉપર તાર કર્યા હતા. "

" તું તેની પાછળ નહોતો ગયો ? "

" નાજી, પરંતુ મારો એક મિત્ર તેની પાછળ ગયો હતો. એ મિત્રની પાસેથી સરદાર કયાં ગયો હતો એ મારા જાણવામાં આવ્યું હતું. પહેલાં તે એક શેરદલાલને ત્યાં ગયો હતો અને પછી ત્યાંથી બેંકમાં ગયો હતો. "

" બસ, હવે બીજું કાંઇ વિશેષ જણાવવાનું છે ? "

" ના જી, આ વિષયમાં કશું કહેવાનું નથી. આ બદમાસોએ પૂર્ણાને પકડવાનો પ્રયત્ન કર્યો હતો; પરંતુ આપની અગમચેતીને લીધે તેમાં તેમને સફળતા મળી નથી. "

હવે જુવાનસિંહને કશું પણ કહેવાનું બાકી રહ્યું હોય એમ લાગ્યું નહિ. એટલે તેણે ઉપસંહાર કર્યો: " સાહેબ ! હું જ્યારે ન્યાયાધીશ સાહેબ પાસે જઇને તમામ હકીકત તેમને કહીશ એટલે

તેમને હાથધસ થશે. તેમનું માનવું એવું હતું કે આ કેસનો કશો પણ નિર્ણય આવી શકે તેમ નથી; પરંતુ આ કેસના તો અનેક ફણગા ફુટશે. "

વિદ્યાસાગર કશું પણ બોલ્યો નહિ. બન્ને જણા મૌન રહ્યા. થોડી વારે જુવાનસિંહે પ્રશ્ન કર્યો: " હવે મારે શું કરવું, સાહેબ ? "

" તું તારા શેઠને ત્યાં જા. તું બહાર ગયો છે એવું તેના જાણુવામાં આવ્યું હશે; પરંતુ તે તેને કશું કહે એમ હું માનતો નથી. "

આ બે જણા વાતો કરતા હતા તે વખતે સૂર્યકાન્ત એક બારી પાસે ઉભો હતો. તેના મુખમાંથી એકાએક ઉદ્‌ગાર સરી પડ્યો:-

" ઠાકોરલાલ પણે ઊભો છે. "

વિદ્યાસાગર અને જુવાનસિંહ ત્યાં ગયા. ઠાકોરલાલ બહાર ઊભેલો હોવાની તેમની પણ ખાત્રી થઇ. તેની નજર આ મકાનના દ્વાર તરફ હતી.

વિદ્યાસાગર બોલ્યો: " આ માણસ જાણે છે કે કોઈ તેની પાછળ લાગેલું છે. એટલે તે પોતાનો શત્રુ કોણ છે તે શોધી કાઢવાને ઇન્તેજાર હોય અને તેથી ગંધે ગંધે અહીં સુધી આવ્યો હોય એ સંભવિત છે. તેના મનની અનિશ્ચિતતા તેને ઘણો ત્રાસ આપતી હશે. તેનો અગાઉનો કોઇ મિત્ર તેની લૂટમાં ભાગ પડાવવા માગતો હોવો જોઇએ, એમ પણ તે કદાચ માનતો હશે. જુવાનસિંહ બહાર જશે ત્યાંસુધી તે અહીં રોકાશે અને પછી તપાસ કરશે. "

" પણ મને ન જોઇ શકે એ પ્રમાણે હું અહીંથી પસાર થઇ શકું તેમ છું. " જુવાનસિંહ બોલ્યો.

" હા-હા-હું સમજી ગયો. તું પાછળના ભાગમાંથી પસાર થઇ શકે તેમ છે. "

" હા જી. મેં સાંભળ્યું છે કે આપને ચંદનગરના દરેકેદરેક મકાનની પૂર્ણ માહિતી છે. "

સૂર્યકાન્ત એ બે જણાનું સંભાષણ સાંભળતો હતો. પોતાને ખાતર પોતાની સાથે કશો પણ સંબંધ નહિ હોવા છતાં અને કશો પણ લાભ પ્રાપ્ત થવાની સંભાવના ન હોવા છતાં આ લોકો જે પ્રયત્ન કરતા હતા તે જોઇને મનમાં તેને આશ્ચર્ય થતું હતું.

જુવાનસિંહે સ્હેજ વિચાર કરીને કહ્યું: “ એક બીજો રસ્તો પણ છે. હું કશા પણ સંકોચ સિવાય આ મકાનના મુખ્ય દ્વાર- માંથી જ બહાર નીકળીશ. મારા ગયા પછી ઠાકોરલાલ અંદર આવીને અન્નપૂર્ણાને પ્રશ્ન કરશે. અન્નપૂર્ણાએ તેને શો જવાબ આપવો એ તેને તમે સમજાવજો.”

“ નહિ, તેના જેવા બદમાશને તમે એવી રીતે આંજી શકો તેમ મને લાગતું નથી. ” વિદ્યાસાગરે પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો: “ તેના કરતાં પણ વધારે સારી યુક્તિ મારી પાસે છે. પોતાના કાગળો કોઇએ ફેંદ્યા છે એવુ ઠાકોરલાલના જાણવામાં આવ્યું ત્યાર- પછી તે મુકુન્દને મળ્યો છે ખરો ? ”

“ ના, સાહેબ ! ”

“ કદાચ તેણે તેને પત્ર લખ્યો હોય. ”

“ નાજી, મારી ખાત્રી છે કે તેણે પત્ર પણ લખ્યો નથી. તે પોતાની કલમનો સ્પર્શ કરે તો એ મારા જાણવામાં આવી જાય એવી યુક્તિ મેં કરી છે. તે ઉપરથી હું જોઈ શકયો છું કે ગઇ કાલ સ્હવારથી તે આજ સ્હવારસુધીમાં તેણે તેની કલમનો સ્પર્શ કર્યો નથી. ”

“ વારૂ, પણ ગઇ કાલે ઠાકોરલાલ બહાર ગયો તે દરમિયાન મુકુન્દને કદાચ મળ્યો હોય. ”

“ નાજી, એમ પણ બન્યું નથી. તેની પાછળ મારો જે મિત્ર ગયો હતો તેણે ખાત્રીપૂર્વક કહ્યું હતું કે તે બે સ્થળ સિવાય બીજે કોઈ પણ સ્થળે ગયો નથી. ”

" વારૂ, તું હવે જા. પા કલાકની અંદર તારા વેશનું પરિવર્ત્તન કરી નાખ. ત્યાંસુધી હું અહીં ઊભો રહીને આ માણસ ઉપર નજર રાખું છું. " વિદ્યાસાગરે આજ્ઞા કરી.

જુવાનસિંહ બહાર ચાલ્યો ગયો અને વિદ્યાસાગર તથા સૂર્યકાન્ત બારી પાસે ઠાકોરલાલપર નજર રાખતા ઊભા રહ્યા.

## પ્રકરણ ૪૫ મું.

### કાન્તાગૌરી બાતમી આપે છે.

દસ મીનિટની અંદર જ જુવાનસિંહ પુનઃ આ ઓરડામાં આવ્યો, પરંતુ અત્યારે ગાડીવાનના જેવો લાગતો ન હતો. તેણે સભ્ય ગૃહસ્થના જેવો પોશાક ધારણ કર્યો હતો. સૂર્યકાન્ત તેને ઓળખી ગયો. લક્ષ્મીકાન્ત શેઠના મકાનમાં થયેલી ચોરીની તપાસ કરવાને માટે આવેલા પોલિસ અધિકારી સાથે આ મનુષ્ય આવ્યો હતો, એ વાતનું સૂર્યકાન્તને સ્મરણ થયું. જુવાનસિંહ પુનઃ પ્રભાકર ખિસકોલી બની ગયો હતો.

વિદ્યાસાગરે સંતોષપૂર્વક તેની સામે જોયું.

"તેં આ પોશાક ધારણ કર્યો તે ઠીક કર્યું. મારી પણ એવી જ ઇચ્છા હતી. " વિદ્યાસાગરે કહ્યું.

પોતાના ઉપરિઅધિકારીએ દર્શાવેલી સંમતીથી જુવાનસિંહને આનંદ થયો.

" સાહેબ ! હવે મારે શું કરવું ? " તેણે પૂછયું.

" હવે તારે જે કરવાનું છે તે તારા જેવા ચાલક માણસને માટે વિશેષ મુશ્કેલ નથી. મુકુન્દ તરફ લક્ષ આપ્યા પહેલાં ઠાકોરલાલ સાથેનું કાર્ય પૂર્ણ કરવાની મારી ઇચ્છા છે. એ બે જણા જુદા પડી ગયા છે. તેઓ પુનઃ એક ન થાય એવી વ્યવસ્થા થવી જોઇએ."

"એટલે મારે ઠાકોરલાલનો પિછો પકડવો ?"

હા, તું પાછળના માર્ગે થઇને આ મકાનમાંથી પસાર થઇ જા અને પુનઃ યશવંતરોડ ઉપર આવીને ઠાકોરલાલની નજરે પડી શકે એવી રીતે ઊભો રહેજે. થોડા સમયમાં તેનું તારા તરફ લક્ષ જશે. કદાચ ન જાય તો તું તેનું લક્ષ કોઇ પણ રીતે તારા તરફ આકર્ષજે. તે તને જોશે એટલે તેના મનમાં ભીતિ ઉપજશે. કારણ કે તારો દેખાવ એક સાદા વસ્ત્રવાળા પોલિસ ડિટેકિટવનો હોઇ તું છૂપી પોલિસ ખાતાનો માણસ છે એવી તેને શંકા આવ્યા સિવાય રહેશે નહિ. તે તારી નજરેથી છટકવાનો પ્રયત્ન કરશે. એટલે તારે તેની પાછળ જવું; પરંતુ તેમાં પણ તું તેની પાછળ લાગ્યો છે એમ તેના જાણવામાં આવવું જોઇએ. એટલે તે વિશેષ ગભરાશે; અને થાપ આપીને પસાર થવાનો પ્રયત્ન કરશે. 'સરદાર ગૃહ' માં કદાચ કોઇ હશે તો, એવી ભીતિને લીધે હું ધારૂં છું કે તે ત્યાં તો નહિ જ જાય."

"પરંતુ કદાચ તે 'સરદાર ગૃહ'માં જાય તો ?" પ્રભાકરે પ્રશ્ન કર્યો.

"હું નથી ધારતો કે ત્યાં જાય." વિદ્યાસાગર વિચારપૂર્ણ મુદ્રાથી બોલ્યોઃ "છતાં પણ જો તે ત્યાં જાય તો તું બહાર ઊભો રહેજે અને જ્યારે તે બહાર નીકળે એટલે તેની પાછળ લાગજે. તે રેલ્વે રસ્તે પસાર થઇ જવાનો પ્રયત્ન કરશે. જો તે પ્રમાણે બને તો તે ગમે ત્યાં જાય તેની પાછળ તારે જવું. તારી પાસે પૈસા છે ?"

"હું અન્નપૂર્ણા પાસેથી જરૂર જોગા પૈસા લઇ લઇશ."

"વારૂ-વારૂ, તને ગમે તેટલું ખર્ચ કરવાની મારી પરવાનગી છે. રહે-સાંભળ. જો એ બદમાશ રેલ્વે રસ્તે જાય તો ક્યાંની ટીકીટ લે છે તે મને જણાવજે. રાત્રે બરોબર સંભાળજે

અને તું સાવચેત રહેજે. એ માણસ ઘણો જ ભયંકર છે અને ગમે તેવું ભયાનક કૃત્ય કરતાં પણ પાછો હઠે તેવો નથી. "

" જરૂર પડે તો હું રીવોલ્વરનો ઉપયોગ કરું ?"

" હા, જો તે તારા ઉપર હલ્લો કરે તો બેલાશક તેને ઠાર કરવો. વારુ, હવે જા."

પ્રભાકર ચાલ્યો ગયો.

" પણ આટલું બધું શા માટે કરવું પડે છે ?" સૂર્યકાન્ત બોલ્યો: " મારા ઉપર ઠાકોરલાલ જેટલા આરોપ નહતા. છતાં પણ મને તો એકદમ પરહેજ કરવામાં આવ્યો હતો. "

" અને તેથીજ તને એકદમ છોડી દેવાની માજીસ્ટ્રેટને ફરજ પડી. તારા ઉપરના આરોપ માટેના મજબૂત પુરાવા સિવાય તેને પકડવામાં પોલિસઅધિકારીએ ભૂલ કરી હતી. આ કેસમાં મારો ઇરાદો મુકુન્દ અને ઠાકોરલાલના કેસને જુદા પાડવાનો છે. પણ જો, ઠાકોરલાલની નજર પ્રભાકર ઉપર ગઈ છે. "

સૂર્યકાન્તે એ તરફ દૃષ્ટિ કરી. ઠાકોરલાલના વદન ઉપર ચિંતા જણાતી હતી. જે બાજુએ પ્રભાકર ઊભો હતો તે તરફ એ વળ્યો અને પ્રભાકરની નજર ચૂકવવાનો પ્રયત્ન કરતો ત્યાંથી પસાર થઈ ગયો.

તેજ પળે દ્વાર ખૂલ્યું અને કાન્તાગૌરી ઉર્ફે પૂર્ણાએ સૂર્યકાન્તના ઓરડામાં પ્રવેશ કર્યો. તેનું પૂર્વનું સૌંદર્ય અત્યારે લુપ્ત થઇ ગયું હતું. તેનું વદન ફિક્કું અને નેત્રો નિસ્તેજ જણાતાં હતાં. તેનું જીવન નીરસ બની ગયું હોય એમ તેના વદનપરના મનોવિકારથી પ્રતીત થતું હતું. તેના અંતરના આનંદનું સ્થાન શોકે લીધું હતું.

સૂર્યકાન્ત માનતો હતો કે પોતાને જોવાથી કાન્તા પોતાની તરફ દોડી આવશે, પરંતુ તેની ધારણા ખરી પડી નહિ. કાન્તાએ માત્ર પોતે તેને ઓળખતી હોય એવા ભાવપૂર્વક નમન કરવાને

અર્થે સ્હેજ મસ્તક નમાવ્યું. તેનું સર્વ લક્ષ **વિદ્યાસાગર** તરફ હતું. જાણે એક પશુ પોતાના માલિક તરફ જોતું હોય તેવી રીતે તે **વિદ્યાસાગર** તરફ જોઇ રહી હતી. વિદ્યાસાગર પણ કાન્તા તરફ પ્રેમપૂર્ણ દૃષ્ટિથી જોઇ રહ્યો હતો.

" કેમ ! કાંઇ જાણવાજોગ સમાચાર છે." તેણે કાન્તાને પ્રશ્ન કર્યો.

" હાજી. તે સમાચાર જણાવવાને માટે હું ક્યારનીયે આપની પાસે આવી હોત, પરંતુ બહાર જવાને માટે મનોરમા પાસે કાંઇક બ્હાનું કાઢવું જોઇએ; અને એવું બ્હાનું ગોઠવવાને કારણે અહીં આવતાં મને ઢીલ થઇ છે."

" એ તારા ઉપર જે વિશ્વાસ રાખે છે તે માટે તારે તેનો આભાર માનવો જોઇએ." વિદ્યાસાગર બોલ્યો: " આપણી સાથે તેણે જે શરત કરી છે, તેનું તે યથાર્થ પાલન તો કરે છે ને ?"

" હા જી."

" સરદાર ઠાકોરલાલને તેઓ મળે છે ખરાં ?"

" હાજી, સગપણનું નક્કી થઈ ગયું છે, એટલે સરદાર હમેશાં ત્હાંજે આવે છે અને મનોરમા તેની તરફ માયાળુ વર્ત્તન દર્શાવે છે. ઠાકોરલાલ પણ આનંદમાં હોય એમ લાગે છે."

કાન્તાગૌરીના આ ઉત્તરથી સૂર્યકાન્ત ગુસ્સે થયો. તે વિદ્યાસાગરનો ભેદ સમજી શક્યો નહોતો.

તે બોલ્યો: " શું એ બદમાશ–ચોર–હિચકારો મનોરમા સાથે પ્રેમવાર્ત્તા કરે છે ? સાહેબ ! તમે મને શું કહ્યું હતું ? મને મૌન્ય રાખવાને માટે તમે મારા મનમાં કેવી કેવી આશાઓ ઉત્પન્ન કરી હતી ?"

**વિદ્યાસાગર** જાણે આજ્ઞા કરતો હોય તેવા સ્વરે બોલ્યો: " બહુ થયું ! બહુ થયું ! સૂર્યકાન્ત ! તેં મારા માર્ગમાં એક વિઘ્ન તો ઉપસ્થિત કર્યું છે. હવે એથી વિશેષ વિઘ્ન તારી તરફથી

ન થાય એવી હું આશા રાખું છું. જો તું પોતે તારો ઉદ્ધાર કરવાને શક્તિમાન્ ન હોય તો બીજાઓ તારે માટે જે પ્રયત્ન કરતા હોય તેમાં તારે વિઘ્ન નાંખવું નહિ એવી મારી સ્પષ્ટ આજ્ઞા છે. "

એ પ્રમાણે સૂર્યકાન્તને કહીને તે કાન્તા તરફ ફર્યો અને તેને ઉદ્દેશીને બોલ્યો: " વારૂ, શું તમારા જાણવામાં આવ્યું છે ? "

" ચોક્કસપણે તો કશું પણ જાણવામાં આવ્યું નથી, પણ મને અમુક શંકા છે. કદાચ એ શંકા મારા મનની નિર્બળતાનું પરિણામ પણ હોય. તથાપિ એમ મને લાગે છે કે એ મકાન ઉપર દુર્દૈવ લટકી રહ્યું છે અને હવે સુરંગ ફુટવામાં વાર લાગે તેમ નથી. વિમળાગારી પાસેથી કશું પણ જાણી શકાય તેમ નથી. તેની સ્થિતિ તો આત્મા વગરના દેહના જેવી છે. હું ખાત્રીપૂર્વક કહી શકું છું કે તેને તેની ભાણેજનો પણ વિશ્વાસ નથી અને તે કેટલીક બાબત પોતાની ભાણેજથી પણ છૂપાવે છે. "

" અને લક્ષ્મીકાન્ત શેઠની શી ખબર છે ?"

" તેના સમાચાર પણ સારા નથી. તેના સ્વભાવમાં ફેરફાર થઇ ગયેલો જણાય છે અને તેનું મન અસ્વસ્થ બની ગયું છે. તેના સ્વભાવમાં થયેલો ફેરફાર દરેકના જાણવામાં આવી ગયો છે. તે ઘડી ઘડીમાં ઉશ્કેરાઈ જાય છે. કોઇ તેને પ્રશ્ન કરે છે તો તેના તરફથી સંતોષકારક જવાબ મળતો નથી. તે અમુક ઘટનાને પોતાના મનમાં દાબી રાખવાને શક્તિમાન્ ન હોવા છતાં દાબી રાખવા મથતો હોય એમ લાગે છે. જ્યારે તે તેની પત્નિ સામે જૂએ છે ત્યારે તેનાં નેત્રોમાંથી જાણે અગ્નિ વરસતો હોય એવું મારા જોવામાં આવ્યું છે. ગઇ કાલે સ્હાંજે સરદાર ઠાકોરલાલ આવ્યો તે વખતે લક્ષ્મીકાન્ત ઘરમાં હતો, પરંતુ તે તુરત ઉઠયો અને અમુક કામનું બ્હાનું કાઢીને બહાર ચાલ્યો ગયો. તેના વર્ત્તનની કશી પણ સમજણ પડતી નથી. "

" કેમ, સૂર્યકાન્ત ! મેં તને શું કહ્યું હતું ? " વિદ્યાસાગર વચ્ચે બોલ્યો.

" આપનું કથન તદ્દન વાજબી હતું. "

" તે બિચારો હવે માત્ર પુરાવાની રાહ જૂએ છે. ગઇ કાલે વિમળાગૌરી તથા મનોરમા બન્ને અથવા બેમાંથી એક બહાર ગયાં હતાં ?" છેલ્લો પ્રશ્ન વિદ્યાસાગરે કાન્તાને ઉદ્દેશીને કર્યો.

" હાજી, તે બન્ને જણીઓ બહાર ગઇ હતી. "

"લક્ષ્મીકાન્ત શેઠ તે વખતે શું કરતા હતા ?"

"તે ઘેર રહ્યા હતા. હું શેઠાણીની સાથે ગઇ હતી."

"મને લાગે છે કે તેણે તે દરમિયાન કશો પણ ચોક્કસ પુરાવો મેળવેલો હોવો જોઇએ. સૂર્યકાન્ત ! તારો નામ વગરનો પત્ર આપણને અમુક અંશે નુકસાન પહોંચાડશે ખરો. "

વિદ્યાસાગરના પ્રસ્તુત શબ્દોથી કાન્તાગૌરીના મનમાં પ્રકાશ પડયો. તે બોલી "હવે મારા સમજવામાં આવ્યું. બધું લક્ષ્મીકાન્તના જાણવામાં આવી ગયું છે. "

"એટલે કે જે પોતાના જાણવામાં આવ્યું છે તે સાચું છે એમ તે સમજે છે. "વિદ્યાસાગર બોલ્યો.

"હાજી, તેણે તેના નોકરને કરેલી આજ્ઞા સાંભળવાથી સરદાર ઠાકોરલાલને આશ્ચર્ય થયું હતું."

"શી આજ્ઞા કરી હતી ? "

"લક્ષ્મીકાન્તે તેના નોકરને એવી આજ્ઞા કરી હતી કે જે ટપાલ આવે તે તમામ તેણે લાવીને પ્રથમ પોતાને આપવી. જો તેમાં જરી પણ ભૂલ થશે તો તેને કશો પણ વિચાર કર્યા સિવાય નોકરીમાંથી કાઢી મૂકવામાં આવશે. તેના આ શબ્દો ઠાકોરલાલના સાંભળવામાં આવ્યા હતા."

"આ આજ્ઞા તેણે કયારે કરી હતી ?"

"ગઇ કાલે બપોર પછી."

"મને એજ બીતિ હતી." વિદ્યાસાગરે કહ્યું: "આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે તેણે નિશ્ચય કરી લીધો છે અને તે વેર લેવા

લાગે છે તેની એ ઇચ્છાને અમલમાં આવતી અટકાવવાનો સમય આપણને મળી શકશે ખરો ? તેના ઉપર લખવામાં આવેલો નનામો કાગળ સત્યથી દૂર હતો એવી તેની ખાત્રી કરાવવાનું બની શકશે ખરું ?"

સૂર્યકાન્તે કરેલી ભૂલથી વિદ્યાસાગરની સરલ યુક્તિ ઉપર જબરો ફટકો પડયો હતો અને હવે તે ભૂલ સુધારવાને માટે તેને વિશેષ પ્રયત્ન કરવાની જરૂર હતી. કાન્તાગૌરીએ આપેલા સમાચાર માટે તેનો આભાર માનીને તેણે તેને રજા આપી.

તેણે કાન્તાગૌરીને રજા આપી ખરી; પરંતુ તે ગઇ નહિ.

" પરંતુ સાહેબ ! કનૈયાલાલનું શું ?" તેણે બ્હીતાં બ્હીતાં પ્રશ્ન કર્યો.

વિદ્યાસાગરે જવાબ આપ્યો: "મેં તેનો પત્તો મેળવી આપવાનું તને વચન આપ્યું છે. એ વચન હું અવશ્ય પાળીશ. વારુ, હવે તું જા."

લગભગ બપોરના બાર વાગવા આવ્યા હતા. વિદ્યાસાગરને ક્ષુધા લાગી હતી. તેણે સ્નાન કરી લીધું. તે તથા સૂર્યકાન્ત જમવાને માટે ગયા.

આજે સૂર્યકાન્તે વિદ્યાસાગરના વદન ઉપર પહેલવહેલી ચિંતા જોઇ હતી. એથી તેની પોતાની ચિંતામાં પણ વધારો થયો હતો. તે બોલ્યો: " સાહેબ ! મેં તમને બરોબર મુશ્કેલીમાં નાખ્યા છે. મારી ભૂલ માટે મને ઘણીજ દિલગીરી થાય છે. "

" પરંતુ હવે કરવું શું ? એજ વિચાર મને મુંઝવે છે. મેં વચન આપ્યું છે અને તે વચન હું અવશ્ય પાળીશ." વિદ્યાસાગર બોલ્યો.



# પ્રકરણ ૪૬ મું.

## વૈરાગ્નિ.

સૂર્યકાન્તના નનામા કાગળની લક્ષ્મીકાન્ત ઉપર ભયંકર અસર થઇ હતી. આ કાગળ તેને મળતાં જાણે તેનાપર વજ્ર પડયું હોય એવી તેના મનની સ્થિતિ થઈ હતી. 'હાય ! જે માણસ વિમળાનું ઝવેરાત લૂટી ગયો તેના પ્રેમને ખાતર વિમળા–પવિત્ર વિમળા મારા તરફ બેવફા બની ?' આ વિચાર નનામો પત્ર મળતાંની સાથે જ તેના મનમાં ઉદ્‍ભવ્યો અને તે ધ્રુજી રહ્યો. થોડીક પળ પછી તેનું મન સ્હેજ શાંત થયું અને તેની દબાઈ ગયેલી વિચારશક્તિ પુનઃ જાગૃત થઇ.

" નહિ ! નહિ ! " તે મનોગત બોલ્યોઃ " કોઇ બદમાશ હિચકારાએ અમારી વચ્ચે વિરોધ પડાવવાને ખાતર આ નીચ કૃત્ય કરેલું છે. જો તેનામાં હિમ્મત હતી, તે સત્ય કહેતો હતો તો તેણે પોતાનું નામ શા માટે ન આપ્યું ? એ પત્રનો વિચાર પણ ન કરવો. "

પરંતુ તુરતજ બીજો વિચાર તેના મનમાં ઉદ્‍ભવ્યોઃ—

"એમ માનો કે એ પત્રમાં લખેલી હકીકત ખરી છે તો—?"

એ વિચાર આવતાં જ તેના મનમાં ક્રોધનું એક મોજું ચોતરફ ફરી વળ્યું. આ ક્રોધ પણ કાંઈ સામાન્ય નહતો. ક્રોધાવેશમાં આપણે અનેક મનુષ્યોને ભયંકર કૃત્યો કરતા જોયા છે. એવો આ ક્રોધ હતો.

તેણે પેલો કાગળ ફેંકી દીધો હતો તે ઉપાડી લીધો અને એ કાગળ કોણે લખ્યો હશે એ પોતાનાથી સમજી શકાય છે કે કેમ તે જાણવાને માટે તેણે તેમાંના અક્ષરો અવલોકયા. અક્ષરો પરિચિત લાગ્યા નહિ. કવર ઉપર ટપાલની છાપ જોઇ. છાપ સ્પષ્ટ ઉઠેલી નહતી. તે

કાગળનો લખનાર કોણ હશે તે સંબંધમાં કશા પણ નિર્ણય ઉપર આવી શકયો નહિ.

તેણે વિચાર્યું કે આ કાગળ તરફ બિલકુલ લક્ષ આપવું નહિ અને તેને બાળી નાંખવો; પરંતુ તેની સાથેજ વિચાર આવ્યો કે કાગળ બાળી નાખ્યા પછી જો એ વિષયમાં શંકા રહી જાય તો ?

પછી તેને એ પત્ર પોતાની પત્નીને બતાવવાનો વિચાર આવ્યો પરંતુ તે મનોગત બોલ્યો: " જો આ કાગળમાં લખેલી હકીકત સત્ય હોય, મારી સ્ત્રી દોષિત હોય, તો આ પત્ર તેને બતાવતાં તે ચેતી જાય અને સત્ય હકીકત શોધી કહાડવાનાં જે સાધન હોય તેનો નાશ કરી દે. માટે એ રસ્તો પણ યોગ્ય નથી. "

છેવટે તેણે એવો વિચાર કર્યો કે તેની સ્ત્રી ઉપર નજર રાખવી અને તે દોષિત છે કે નિર્દોષ એ બાબતના પૂરાવા એકઠા કરવા. આ પત્રમાં લખેલી હકીકત સત્ય છે કે નહિ એ શોધી કાઢવાને માટે એક સરલ માર્ગ હતો. પત્રમાં એમ લખ્યું હતું કે તેની સ્ત્રીના દાગીના ગીરવી મૂકાયેલા છે. જો આ વાત ખરી ન હોય તો પછી તે પત્રમાં લખેલી બીજી હકીકત ઉપર વિશ્વાસ રાખવાનું કશું પણ કારણ નહતું.

તે આ બાબતના સંબંધમાં તથા પોતાની સ્ત્રી જાણી ન શકે તેવી રીતે તેના દાગીનાની પેટી જોવાને માટે શો માર્ગ લેવો એ સંબંધમાં વિચાર કરી રહ્યો હતો. તે સમયે નોકરે આવીને જમવાનું તૈયાર થવાની વરધી આપી. તે જમવાને માટે ગયો. તેની સ્ત્રી પુત્ર તથા ભાણેજ પાટલા ઉપર બેઠાં હતાં. પોતાની મનસ્થિતિ બીજાના જાણવામાં ન આવે તે માટે લક્ષ્મીકાન્ત જરૂરી અને બીનજરૂરી બાબત ઉપર પુષ્કળ વાતો કરતો હતો.

ભોજન કરી રહ્યા પછી તેણે તેની સ્ત્રીને પૂછયું: " અત્યારે તમારે કયાંય બહાર જવું છે ? "

"હા," વિમળાએ જવાબ આપ્યોઃ "મારે તથા મનોરમાને બહાર જવું છે."

"તમે ક્યારે જવાનાં છો?"

"અર્ધો કલાક પછી જઇશું."

મુખવાસ લીધા પછી લક્ષ્મીકાન્ત પોતાની ખાનગી ઑફિસમાં ગયો. તેણે તેના દીકરાને અમુક કામે બહાર મોકલ્યો. કારણ કે તે પોતાની સ્ત્રી, પુત્ર અને ભાણેજની ગેરહાજરીમાં પોતે કરેલા વિચાર પ્રમાણે દાગીનાની તપાસ કરવા માગતો હતો.

અર્ધો કલાક પછી ગાડીનાં પૈડાંનો અવાજ સંભળાયો. બારીમાંથી રસ્તાપર દૃષ્ટિ કરતાં તેની સ્ત્રી તથા ભાણેજ ગાડીમાં બેસીને બહાર જતાં જણાયાં. તુરત જ લક્ષ્મીકાન્ત તેની સ્ત્રીના શયનગૃહમાં ગયો. ત્યાં જઇને તેણે પોતાની સ્ત્રી જે કબાટમાં દાગીના રાખતી હતી તે કબાટ ખોલ્યો. આ કબાટમાં તેની સ્ત્રી દાગીનાની જુદી જુદી પેટીઓ રાખતી હતી. તેમાંની કેટલીક પેટીઓ ગૂમ થઇ ગઇ હતી અને આઠ–દશ પેટીઓ પડી હતી તે ખાલી હતી.

નનામો પત્ર ખોટો ન હતો.

"નહિ," તે મનમાં બોલ્યોઃ "એમ બનવાનો સંભવ નથી."

પછી તેના મનમાં વિચાર આવ્યો કે કદાચ તેની સ્ત્રીએ દાગીના અન્ય સ્થળે રાખ્યા હશે અથવા તો તેણે દાગીનાને રીપેર કરવાને કિંવા ફેરફાર કરવાને માટે ઝવેરીને ત્યાં મોકલ્યા હશે. એ વિચારથી તેણે અન્ય સ્થળે તપાસ કરવા માડી. તેણે બીજા કબાટ, પેટી, ટ્રંક, વગેરે એક પછી એક ખોલીને તેની અંદરનો સામાન ઉથલાવી જોયો. આ તપાસ તે સીફતથી કરતો અને પુનઃ અસલ માફક સામાન ગોઠવી દેતોઃ જેથી પાછળથી તેની સ્ત્રીને પોતાના શયનગૃહની કોઇએ ગુપ્ત રીતે તપાસ લીધી છે એવી શંકા રહે નહિ.

યમુનાપ્રસાદને ત્યાં લગ્ન પ્રસંગે પોતાની સ્ત્રીએ હીરાનો હાર કિંવા લોકિટ પહેર્યાં ન હતાં એ વાતનું સ્મરણ થયું. એ વખતે નહિ પહેરવાના કારણના સંબંધમાં તેણે વિમળાને પ્રશ્ન કર્યો હતો.

વિમળાએ સ્મિતપૂર્વક જવાબ આપ્યો હતો કે " એવા મૂલ્યવાન્ દાગીના વારંવાર પહેરવાની શી જરૂર છે ? નકામો ચોરાઇ જવાનો ભય રહે. દાગીના પહેરવાથી લાભ માત્ર એક જ કે આપણે ખુબસુરત દેખાઇએ અને બીજાની દૃષ્ટિએ દ્રવ્યવાન્ ગણાઇએ. આપણે દ્રવ્યવાન્ છીએ એ સર્વ કોઇ જાણે છે અને મારા સૌંદર્યથી બીજાને મોહ પમાડવાની મને જરૂર લાગતી નથી. આ કારણથી મેં વિશેષ કીમતી દાગીના પહેર્યા નથી. "

વિમળાએ આપેલા પ્રસ્તુત જવાબનું પણ તેને સ્મરણ થયું. એ જવાબમાં કશું શંકા લાવવાનું કારણ ન હતું. એકાએક તેના મનમાં આશાનું એક કિરણ સ્ફુર્યું. કદાચ વિમળના દાગીના મનોરમાના ખંડમાં હશે.

તે મનોરમાના શયનગૃહમાં ગયો અને એ શયનગૃહની પણ તેણે તપાસ કરી. મનોરમાની પેટી, કબાટ, ટ્રંક વગેરેને પોતાની પાસેની ચાવીઓ લાગુ પાડીને ખોલી જોયાં. તેમાં પણ સાત–આઠ દાગીનાની ન્હાની ખાલી પેટીઓ સિવાય બીજું કશું તેના જોવામાં આવ્યું નહિ. ત્યારે શું તેની ભાણેજ પણ તેની સ્ત્રીની સહાયક હશે ?

આ શંકા તેના મનમાં ઉદ્દભવી. તે મનોગત બોલ્યો: " એ બન્ને જણીઓ એકત્ર થઇને મારી સાથે ઠગબાજી ચલાવે છે ! હાય ! મનોરમા ! હું તને પવિત્ર બાલિકા સમજતો હતો; પરંતુ તું પણ તારી મામીના જેવી દુરાચરણી નિવડી ! "

તે એક ખુરસીપર બેસી ગયો. તેનાં નેત્રોમાંથી ખરખર અશ્રુ વહેવા લાગ્યાં અને તે દીર્ઘ નિઃશ્વાસ નાખવા લાગ્યો.

આજ વીશ વર્ષથી તે પોતાને સુખી સમજતો હતો. તે એમ સમજતો હતો કે ' આ જગતમાં હું સ્વર્ગીય સુખનો ઉપભોગ કરૂં

છું.' તેની આ કલ્પના ક્ષણ માત્રમાં નષ્ટપ્રાયઃ બની ગઈ. તેનું મન શોકપૂર્ણ બની ગયું.

પરંતુ આ શોક લાંબો સમય રહ્યો નહિ. શોકનું સ્થાન ગુસ્સાએ લીધું. તેના અંતરમાં વૈરાગ્નિ પ્રજ્વલિત થયો. આ ગુમ થયેલા દાગીના જ પોતાની સ્ત્રી દુરાચરણી છે, એ સિદ્ધ કરવાને માટે પૂરતા હતા. તથાપિ તેણે એ કરતાંયે વિશેષ પૂરાવો મેળવવાનો વિચાર કર્યો.

તેણે પોતાના વિશ્વાસુ નોકરને પોતાની પાસે બોલાવીને કહ્યું: "આપણે ત્યાં જે ટપાલ આવે તે તમામ મારી પાસે લાવવી. બીજા કોઇનો કાગળ હોય તો પણ પ્રથમ મારી પાસે લાવવો. મારા જોયા બાદ જેનો હોય તેને આપવો."

તેણે ભરૂચ અને અંકલેશ્વર ખાતે પોતાના આડતીયા ઉપર તાર કર્યો. તેમાં તેમને પોતાના સસરાના કુટુંબના સંબંધમાં માહિતી મોકલી આપવાનું જણાવ્યું. વળી તે કુટુંબમાં મુકુન્દરાય નામનો કોઇ માણસ છે કે કેમ તથા તેનાં માતપિતા અત્યારે ક્યાં રહે છે અને શું કરે છે, તે જણાવવાની પણ પ્રાર્થના કરી. પછી તે પોલિસકોર્ટમાં ગયો. ત્યાં એક સબઇન્સ્પેક્ટર બેઠો હતો. તેને સરદાર ઠાકોરલાલનો જીવનવૃતાંત જણાવવાની વિનતિ કરી; પરંતુ આપણે જાણીએ છીએ કે પોલિસના મુખથી વાત કઢાવવાનું સહેલું નથી.

સબ-ઇન્સ્પેક્ટરે જવાબ આપ્યો: "સાહેબ! આપે માગેલી માહિતી આપને પુરી પાડવાને હું તૈયાર છું; પરંતુ તે માટે ન્યાયાધીશ સાહેબની પરવાનગી લેવાની જરૂર છે. એ ગૃહસ્થના સંબંધમાં માહિતી મેળવવામાં આપનો શો હેતુ છે તે મને જણાવો તો એ વિષયમાં હું ન્યાયાધીશ સાહેબની પરવાનગી મેળવવાનો પ્રયત્ન કરૂં."

"એ માહિતી મેળવવામાં મારો કશો ખાસ ઉદ્દેશ નથી." લક્ષ્મીકાન્તે જવાબ આપ્યો.

" કશા પણ ઉદ્દેશ સિવાય આપ આટલો શ્રમ લ્યો તે માની શકાય નહિ. ન્યાયાધીશ સાહેબ પણ માની શકે નહિ એટલે મારી આપને એવી સલાહ છે કે આપ પોતે જ ન્યાયાધીશ સાહેબને મળો. પછી તેમની મારફત અમે આપને માગેલી માહિતી પૂરી પાડીશું. " સબ–ઇન્સ્પેક્ટરે જવાબ આપ્યો.

આ પ્રયત્નમાં મળેલી નિરાશાથી લક્ષ્મીકાન્ત વિશેષ ગુસ્સે થયો. તે ઘેર ગયો. એકાદ–બે કલાક પછી પોતે પોતાના આડતીયા ઉપર કરેલા તારના જવાબ તારથી ફરી વળ્યા. બન્ને જવાબની મતલબ એક જ હતી. તેમાં જણાવવામાં આવ્યું હતું કે—

" તમારા સાસરના કુટુંબમાં અત્યારે અંકલેશ્વરમાં માત્ર એક વિધવા સ્ત્રી હયાત છે અને તેને છોકરીઓ છે. એકે દીકરો નથી. મુકુન્દરાય નામનો એક પણ પુરુષ તમારા સાસરાના કુટુંબમાં નથી. "

આ વિશેષ પૂરાવો મળ્યો. વિમળાએ મુકુન્દને પોતાના ભાઇનો દીકરો જણાવ્યો હતો; જ્યારે વિમળાના પિતાના કુટુંબમાં મુકુન્દ નામનો મનુષ્ય જ છે નહિ. તેની ખાત્રી થઇ ચૂકી કે તેની સ્ત્રીના જેવી દુરાચરણી જગતમાં બીજી એક પણ સ્ત્રી નથી.

" કુલટા ! " તે બડબડયોઃ " દુષ્ટાએ પોતાના આશકને મારા મકાનમાં પોતાના ભત્રિજા તરીકે દાખલ કર્યો ! તેને શરમ પણ ન આવી ? કેટલી અધમ ! કેટલી નીચ ! ! "

" હું આ મનુષ્યને મારી સ્ત્રીનો ભત્રિજો સમજતો; " તેનો વિચાર પ્રવાહ આગળ વધ્યોઃ " તેના તરફ સ્નેહ દર્શાવતો. તેઓ મારી મૂર્ખતા ઉપર, મારા ભોળપણ ઉપર એકાંતમાં હસતાં હશે. મારી સાથે આવી દગબાજી ચલાવનારને શી શિક્ષા કરવી ?"

તે મનોગત બોલ્યોઃ " તેઓ અત્યારસુધી મને મૂર્ખ બનાવતાં હતાં. હવે હું તેમને મૂર્ખ બનાવીશ. "

રાત્રે ભોજન વખતે તે હમેશની માફક સર્વની સાથે આનંદની વાતો કરતો હતો. તેના વદન ઉપરથી તેના અંતરની સ્થિતિ કળી

શકાય તેમ હતું. પરંતુ ત્યાર બાદ સરદાર ઠાકોરલાલ આવ્યો. આ નરાધમની હાજરીમાં પોતે પોતાના મન ઉપર કાબૂ રાખી નહિ શકે એમ લાગવાથી લક્ષ્મીકાન્ત થોડીક મીનિટ રોકાઇને પોતાના ઓરડામાં ચાલ્યો ગયો.

તેણે તેના નોકરને ટપાલમાં આવતા તમામ પત્રો પોતાની પાસે લાવવાની આજ્ઞા કરી હતી. તેનું ફળ બીજે દિવસે સ્હવારે જ તેને પ્રાપ્ત થયું. નોકર તેની પાસે તમામ કાગળ લાવ્યો. તેમાં કવર હતું. તેના ઉપર રતનપુરની છાપ હતી. લક્ષ્મીકાન્તે સંભાળપૂર્વક આ પરબીડીયું ઉખાડયું અને તેની અંદરથી કાગળ કાઢીને વાંચી જોયો'—

" વ્હાલાં ફઇબા,

" આજે તમોને એકાંતમાં મળવાની ખાસ જરૂર છે. તો તમે જરૂર અત્ર આવશો એવી આશા રાખું છું.

" હું તમારી પાસે આવત; પરંતુ અમુક કારણસર તમારે ત્યાં હું આવી શકું તેમ નથી, એ કારણ તમને રૂબરૂમાં જણાવીશ.

" લી. તમારો મુકુન્દ. "

" હવે આ લોકો બરોબર સપાટામાં આવ્યાં છે. " લક્ષ્મીકાન્ત કાગળ વાંચી રહ્યા પછી પુનઃ તેને પરબીડીયામાં નાખી, પરબીડીયું બંધ કરતો બોલ્યો. ત્યારબાદ તેણે ટેબલના ખાનામાંથી રિવોલ્વર કાઢી અને તપાસી જોઇ.

તે એમ સમજતો હતો કે અત્યારે પોતે એકલો જ આ ઓરડામાં છે. તેની સમજણ ખોટી ન હતી. ઓરડામાં તે એકલોજ હતો પણ તેજ વખતે કાન્તા વિદ્યાસાગરને મળીને આવી હતી. તે આ ઓરડાની અંદરથી અવાજ આવતો સાંભળી, જીજ્ઞાસાવૃત્તિથી પ્રેરાઇને બંધ બારણાની તડમાંથી અંદર જોતી હતી. તેણે લક્ષ્મીકાન્તના ઉપરના શબ્દો સાંભળ્યા હતા, તેના હાથમાં પેલું પરબીડીયું જોયું હતું અને રિવોલ્વરને તપાસીને પુનઃ ટેબલની ઉપર મૂકતો તેને જોયો હતો.

લક્ષ્મીકાન્ત ટેબલપર રિવોલ્વર મૂકીને બારણા તરફ આવવા લાગ્યો. એ જોઇને કાન્તા ત્વરાથી અવાજ કર્યા વગર ત્યાંથી ચાલીને પાસેના ઓરડામાં ભરાઈ ગઇ, લક્ષ્મીકાન્ત બહાર નિકળ્યો. તેણે આસપાસ દૃષ્ટિ કરી. તે પેલું કવર નોકરને આપવા જતો હતો. નોકર એ કવર તેની શેઠાણીને આપે એટલે વિમળાને એ પત્ર બીજા કોઇએ જોયો છે, એવી શંકા ન આવે એવો લક્ષ્મીકાન્તનો ઉદ્દેશ હતો.

તે નીચે જઇને બે મિનિટમાં ઉપર આવ્યો પરંતુ એ બે મીનિટનો ઉપયોગ કાન્તાએ કરી લીધો. તે લક્ષ્મીકાન્તના ઓરડામાં ગઇ. ત્યાં જઇને તેણે પેલી રિવોલ્વર ઉપાડી અને તેને ખોલીને અંદરથી કારતુસનું ચક્કર કાઢી લીધું. હવે આ રિવોલ્વર કોઇને કશું નુકસાન કરી શકે તેમ ન હતી.

તે કારતુસવાળું ચક્કર લઇ પોતાના ઓરડામાં આવીને બોલી: "મુખ્ય ભય તો દૂર થઇ ગયો, પરંતુ હવે આ બનાવના સમાચાર રસિકલાલની મારફત વિદ્યાસાગરને પહોંચાડવા જોઇએ. એટલે આ બાબતમાં તેમને યોગ્ય લાગે તે માર્ગ લઇ શકે."

તેણે એક ચીઠી લખી તેમાં અત્યારે પોતાના જોવા તથા જાણવામાં આવેલી તમામ હકીકત તેને જણાવી. તે ચીઠી રસિકલાલને આપીને વિદ્યાસાગર પાસે મોકલ્યો.

એક કલાક પછી વિમળાએ ગાડી તૈયાર કરવાની આજ્ઞા કરી. ગાડી તૈયાર થઇ એટલે તે તેમાં બેસીને બહાર ગઇ. થોડી વારે લક્ષ્મીકાન્ત પણ કપડાં પહેરીને બાર નિકળ્યો અને એક ભાડુતી ગાડીમાં બેસીને રતનપુર જવા નીકળ્યો.

"હે પ્રભુ!" કાન્તાએ ઉદ્‌ગાર કાઢયો: "વિદ્યાસાગર વખતસર રતનપુર પહોંચી જાય તો સારૂં. નહિ તો આજે વિમળાબા અને મુકુન્દ બન્નેનો સર્વનાશ છે."

---

# પ્રકરણ ૪૭ મું.

## પ્રેમી કે પુત્ર ?

પોતાનું મનોરમાની સાથે લગ્ન થવામાં માત્ર એક મુકુન્દજ વિઘ્ન રૂપ છે એમ ઠાકોરલાલને લાગ્યું; એટલે તેણે મુકુન્દને પાર પહોંચાડવાની પોતાના મનથી પ્રતિજ્ઞા કરી.

જે દિવસે એ પ્રતિજ્ઞા કરી તેના બીજે દિવસે મુકુન્દ ચંદનગરથી રતનપુર પગપાળો જતો હતો તે વખતે ત્રણ માણસોએ તેના પર હૂમલો કર્યો. જો કે મુકુન્દ કાંઈ કાચો ન હતો. અને કોઈનો ગાંજ્યો જાય તેવો ન હતો, છતાં પણ આ લોકો સાથે થયેલી મારામારીમાં તેના ડાબા હાથ ઉપર સ્હેજ જખમ થયા સિવાય રહ્યો નહિ. એટલામાં સામેથી બે ત્રણ જણાને આવતા જોઈને પેલા ત્રણ માણસો પલાયન થઇ ગયા.

મુકુન્દે વિચાર કર્યો કે હવેથી ભવિષ્યમાં વિશેષ સાવચેત રહેવું અને બહાર નિકળવું ત્યારે ગજવામાં રિવોલ્વર અવશ્ય રાખવી. જો કે આ કાર્ય પોતાના કાકા સરદાર ઠાકોરલાલનું હશે એવી તો તેને શંકા પણ ઉદ્‌ભવી નહિ.

ત્રણ-ચાર દિવસ પછી એક સ્હાંજે તે ચંદનગરની એક હોટલમાં ગયો. તે રોજ સ્હાંજે આ હોટલમાં આવતો અને બરફ-મિશ્રિત લેમનનું પાન કરતો હતો. આજે પણ તેણે એક છોકરાને બરફમિશ્રિત લેમનનો એક ગ્લાસ લાવવાની આજ્ઞા કરી. છોકરો ગ્લાસ લાવ્યો. મુકુન્દે એ ગ્લાસ મુખે અડકાડ્યો. બે-ત્રણ ઘુંટડા તેના ઉદરમાં ગયા હશે ત્યાં ગ્લાસ તેના હાથમાંથી જમીનપર પડી ગયો અને તેને ચકરી આવી તથા તે પણ ખુરશીપરથી જમીન ઉપર પડ્યો. જમીનપર પાથરેલી પત્થરની લાદી સાથે ગ્લાસ અફ-

જાવાથી તેના ટુકડેટુકડા થઇ ગયા અને તેની અંદરનો પ્રવાહી ઢોળાઇ ગયો. જમીનપર પછડવાથી મુકુન્દના મસ્તકમાં પણ ફુટ થઇ. હોટલનો મેનેજર તથા નોકરો આ બનાવથી ગભરાઇ ગયા. બીજા માણસો પણ હોટલમાં હતા. તેઓ મુકુન્દની આસપાસ એકઠા થઇ ગયા.

મુકુન્દ બેભાન બની ગયો હતો. તાબડતોબ એક માણસ દોડતો જઇને નજીકમાં એક ડોક્ટર રહેતો હતો તેને બોલાવી લાવ્યો. ડોક્ટરે આવીને મુકુન્દની તપાસ કરી. મુકુન્દના મગજપર લોહી ચડી જવાથી તેને ચકરી આવવાને લીધે તે પડી ગયો હશે અને બેભાન થઇ ગયો હશે એવો તેણે અભિપ્રાય આપ્યો અને એક ગાડી મંગાવીને સ્ટેટ હોસ્પિટલમાં તેને લઇ જવાની તૈયારી કરી. સ્ટેટ હોસ્પિટલમાં એકાદ દિવસ મુકુન્દને રહેવું પડયું. ત્યાં તેને આરામ થઇ ગયો. હોસ્પિટલના મોટા ડોક્ટરે પણ તમામ હકીકતથી માહિતગાર થયા બાદ મગજમાં લોહી ચડી જવાથી ચકરી આવેલી એવો અભિપ્રાય વ્યક્ત કર્યો.

મુકુન્દ કશું બોલ્યો નહિ, પરંતુ તેને ડોક્ટરનો આ અભિપ્રાય યોગ્ય લાગ્યો નહિ. તે હોસ્પિટલમાંથી મુક્ત થઇને પોતાના મકાન પર ગયો. તેના મનમાં માત્ર એકજ વિચાર આવતો હતો કે, "મારા મગજ તરફ લોહી ધસી જવાનું કારણ શું ?"

તે મદ્યપાન કરતો હતો પરંતુ કદી છાકટો બનતો નહિ. ખાનપાનમાં પણ નિયમિત હોવાથી ભાગ્યેજ માંદો પડતો. લાંબો વિચાર કરતાં તેને લાગ્યું કે ગમે તેમ હોય પણ પેલા લેમનના ગ્લાસમાં કશી પણ વસ્તુ એવી હોવી જોઇએ કે જે પેટમાં જવાથી આ પરિણામ આવ્યું.

તે મનોગત બોલ્યોઃ " હું એ હોટલમાં રોજ સ્હાંજે બરફ મિશ્રિત લેમન પીઉં છુ. કોઇ દિવશ નહિ ને આજેજ આમ શા

માટે થાય ? માટે આમાં કશો ભેદ હોવો જોઇએ. કાં તો તે પ્રવાહીમાં આકસ્મિક કશી વસ્તુ પડી હોવી જોઇએ અથવા તો ઇરાદાપૂર્વક નાખવામાં આવેલી જોઇએ. આકસ્મિક પડવાનો સંભવ ઓછો છે. કારણ કે છોકરાએ ધોયેલો ગ્લાસ લઈ, લેમનની બાટલી ખોલી, તેમાંનો પ્રવાહી ગ્લાસમાં નાંખ્યો હશે. તે પહેલાં બરફ ધોઈ તેના કકડા કરીને તે ગ્લાસમાં નાખ્યા હશે. અર્થાત્ તેણે પોતે અમુક વસ્તુ અંદર નાખ્યા સિવાય તે વસ્તુ પોતાની મેળે ઉડીને તેના ઉપર પડે એમ માની શકાતું નથી. પણ એ માણસ એવી વસ્તુ તેમાં શા સારૂ નાખે ? મને નુકસાન કરવાથી, માઈ મૃત્યુ નિપજાવવાથી તેને શો લાભ ! મારા તરફથી અવારનવાર તેને ચેરીમેરી મળતી રહે છે. એટલે કોઇ મનુષ્યે આપેલી લાલચને વશ થઇને તેણે આ કાર્ય કરેલું હોવું જોઇએ. એવો મારો વિરોધી કોણ હશે ? ”

હવે તેણે પોતાના વિરોધીની તપાસ કરવા માંડી. ચંદનગરમાં કોઇ પોતાનો વિરોધી કે શત્રુ હોય એમ તેને લાગ્યું નહિ. તેના મનમાં એકાએક કાંઇક પ્રકાશ પડયોઃ “ એક અઠવાડિયામાં મારો જાન લેવાના બે પ્રસંગો બન્યા. અર્થાત્ કોઇ પણ મનુષ્ય મારો નાશ કરવાને આતુર છે. તે કોણ ? ઠાકોરલાલ તો નહિ ? ” તેના કાકા માટે તેના મનમાં શંકાનો ઉદ્ભવ થયો.

ઠાકોરલાલ પાસે મનોરમાએ માગેલી ‘ ગેરન્ટી ’ ની વાર્તા મુકુન્દને વિમળાગૌરીએ કહી હતી. એ વાર્તાનું મુકુન્દને સ્મરણ થયું. તે બોલ્યોઃ “મારા તરફથી મારી માતાને ભવિષ્યમાં કદી પણ ત્રાસ નહિ થાય, એવી ‘ ગેરન્ટી ’ ઠાકોરલાલ મનોરમાને કેવી રીતે આપી શકે ? એટલે એ ‘ ગેરન્ટી ’ આપવાને માટે તેણે મારો નાશ કરવાનો રસ્તો લીધો હોય એ બનવા જોગ છે. ”

આ વિચાર આવતાં–જેને પોતે આટલી આટલી મદદ કરી તે માણસ પોતાનું મૃત્યુ નિપજાવવાને તૈયાર થએલો છે, એ જોતાં તેને અત્યંત

ગુસ્સો ચડયો અને ગુસ્સાની સાથે ભય પણ ઉપજ્યો. કારણ કે ઠાકોરલાલે તેના ભાઇ વિપિનચંદ્રનું ખૂન કર્યું છે એવી મુકુન્દની ખાત્રી હતી. તેણે વિચાર્યું: "હવે મારે માટે એક જ માર્ગ છે અને તે એ કે મારૂં ખૂન થાય તે કરતાં મારે જ એ નરાધમનો નાશ કરી નાખવો."

જે સમયે મુકુન્દ દુરાવસ્થામાં હતો તે સમયે જો કોઈએ તેને અમુક રૂપીયા આપવાનું કહ્યું હોત તો તે ઇચ્છાપૂર્વક પોતાનો જાન જોખમમાં નાખવાને માટે તૈયાર થયો હોત. પરંતુ હવે પૈસા મળવાની સાથે તેનામાં ડહાપણ પણ આવ્યું હતું. તેની પાસે અત્યારે એ–અઢી લાખનો જીવ હતો. એ રકમનો ઉપભોગ કરવાની તેની ઇચ્છા હતી. તે ઠાકોરલાલનો નાશ કેવી રીતે કરી શકાય એ બાબતમાં વિચાર કરવા લાગ્યો અને એ તક પ્રાપ્ત થાય તે દરમિયાન મનોરમાનું તેની સાથે લગ્ન થવા ન દેવું એવો તેણે નિશ્ચય કર્યો.

તે માનતો હતો કે જો મનોરમાનું લગ્ન ઠાકોરલાલ સાથે ન થાય તો ઠાકોરલાલના હૃદય ઉપર મોટો આઘાત થાય અને એ પણ ઓછું ન હતું. તેને લાગ્યું કે 'જો હું મારી કાકી તથા મનોરમાનો પક્ષ કરૂં તો તેમને ઠાકોરલાલ જેવા નરાધમના પંજામાંથી મુક્ત કરાવી શકું.'

આ ઇરાદાથી વિમળાગૌરીને પત્ર લખીને પોતાને મળવાને માટે તેણે બોલાવી હતી. વિમળાગૌરી તેને મળવાને માટે રતનપુર ગઈ હતી. જો કે તેના મનમાં તો એમ જ હતું કે 'મુકુન્દ વળી પાછો મારી પાસે બીજા વધારે પૈસા માગશે!' અને એ વિચારથી તેનું આખું શરીર ધ્રુજી ઉઠતું હતું.

પરંતુ મુકુન્દને અત્યારે પૈસાની જરૂર ન હતી. તેણે વિમળાગૌરી પ્રત્યે અત્યંત પ્રેમ અને પૂજ્યભાવ દર્શાવ્યો. પોતાના અત્યારસુધીના વર્ત્તનને માટે જાણે પોતાને અત્યંત ખેદ થતો હોય એમ

દર્શાવવાનો તેને ઇરાદો હતો. તે તેની માતા સમક્ષ ઘુંટણીએ પડીને બોલ્યોઃ—

"અત્યારસુધીમાં તમારે મારી ખાતર ઘણું સહન..." તે જ સમય દ્વાર ખૂલવાનો અવાજ સંભળાયો, તે ચમકયો અને ઊભો થઇ ગયો. પાછળ ફરીને જૂએ છે તો દ્વારની વચ્ચે લક્ષ્મીકાન્ત ઊભો હતો. તેના હાથમાં રિવોલ્વર હતી. રિવોલ્વરનો ઘોડો ચડાવેલો હતો.

તેને આવી રીતે અચાનક આ સ્થળે આવેલો જોઇને વિમળાગૌરી તથા મુકુન્દ બન્નેના મુખમાંથી ભીતિનો ચિત્કાર સરી પડયો.

લક્ષ્મીકાન્ત બોલ્યોઃ "ઓહો! તમે મને અત્યારે આ સ્થળે જોવાની આશા રાખી ન હતી; ખરૂં કે નહિ? તમે તો મને તદ્દન ભોટ અને આંધળો જ ધારતા હતા; અને તેથી તમે તમારા નીચ કાર્યમાં કાયમને માટે નિર્વિઘ્ન રહેશો એમ ધારતાં હતાં?"

મુકુન્દ વિમળાગૌરીને પોતાની પાછળ રાખી, લક્ષ્મીકાન્તની સામે છાતી રાખીને ઊભો રહ્યો. જો લક્ષ્મીકાન્ત રિવોલ્વરનો ઘોડો દબાવે તો તેની ગોળી વિમળાગૌરીને ન લાગતાં પોતાને લાગે એવો તેનો હેતુ હતો.

તે બોલ્યોઃ "ફુવા! આ તમે શું કહો છો? હું અંતઃકરણપૂર્વક કહું છું કે—"

લક્ષ્મીકાન્તે તિરસ્કારપૂર્વક તેને અટકાવીને કહ્યુંઃ "તમારૂં જૂઠાણું, તમારી ઠગબાજી મેં ઘણા દિવસ ચાલવા દીધાં છે. હવે હું વિશેષ સાંભળવા નથી ઇચ્છતો. અત્યારસુધી તમે મને બનાવ્યો. હવે બનાવી શકશો નહિ."

"હું પ્રતિજ્ઞા પૂર્વક-ઇશ્વરના સોગન ખાઇને—"

"ઇશ્વરના સોગન ખાવાની જરૂર નથી. મારી પાસે તારૂં જૂઠાણું ચાલી શકવાનું નથી. તું સમજી શકયો હોઈશ કે તમામ મારા જાણવામાં આવી ગયું છે. મારી સ્ત્રીના તમામ દાગીના ગીરવી મૂકવામાં

આવ્યા એ હું જાણું છું. મારે ત્યાં થયેલી જે ચોરીના આરોપ સર કેશિયરને પકડવામાં આવ્યો હતો તે ચોરી કોણે કરેલી છે એ પણ મારા જાણવામાં આવી ગયું છે."

વિમળાગૌરી સમજી કે પોતાની તમામ ગુપ્ત વાર્તા પ્રકટ થઇ ગઈ છે. એટલે તે લક્ષ્મીકાન્ત પાસે આવી અને તેના પગ આગળ બેસી ગઇને અશ્રુપૂર્ણ નયનોથી ગળગળા સ્વરે બોલી:—

"ક્ષમા કરો, નાથ! હું તમારી ક્ષમા માગું છું. તમને પ્રાર્થના કરૂં છું."

લક્ષ્મીકાન્ત બોલ્યોઃ "દુર્ભાગી દારા! તું મને બેવફા શા માટે નિવડી? અત્યારસુધીના મારા કયા વર્ત્તનને લીધે તેં મારી સાથે આવું કપટનાટક ચલાવ્યું? મારો તારા ઉપર કેટલો બધો પ્રેમ હતો? એ પ્રેમને તું ભૂલી ગઇ? તેં તારા અધઃપતનને આમંત્રણ કર્યું? તને મારા પ્રેમનું સ્મરણ ન થયું? અરે તારા છોકરાઓનું પણ તને સ્મરણ ન રહ્યું?"

મુકુન્દ આ સર્વ સાંભળતો હતો. તે સમજી ગયો કે 'ઘણીખરી હકીકત લક્ષ્મીકાન્તના જાણવામાં આવી ગઇ છે; પરંતુ તે ખરા મુદ્દાથી માહિતગાર નથી. મારા વિમળાગૌરી સાથેના સંબંધ બાબત તેના કાન ઉપર જુદા જ પ્રકારની વાત આવી લાગે છે. માટે એ બાબતમાં ખુલાસો કરવાની જરૂર છે; અને એ ખુલાસો થવાથી તેના મનની શંકા ટળી જશે; તેની મહેરબાનીની આશા રાખી શકાશે.'

એ પ્રમાણે વિચાર કરીને તે બોલ્યો:-

"સાહેબ! હું પ્રાર્થના કરૂંછું. મારો ખુ—"

લક્ષ્મીકાન્તના મનમાં વિમળાના સ્વરથી દયાનો સંચાર થયો હતો, પરંતુ મુકુન્દના અવાજથી તે પુનઃ ઉશ્કેરાઇ ગયો અને ગુસ્સા પૂર્વક બોલ્યો: "ચૂપ રહે-ચૂપ રહે!"

મુકુન્દ શાંત બની ગયો. ઓરડામાં બિલકુલ શાંતિ પથરાઈ

ગઇ. માત્ર વિમળાગૌરી ડુસકાં ભરતી હતી તેનો અવાજ વચ્ચે વચ્ચે સંભળાતો હતો. છેવટે લક્ષ્મીકાન્ત બોલ્યોઃ—

"હું અહીં આવ્યો ત્યારે મારો વિચાર તમારૂં બન્નેનું ખૂન કરવાનો હતો. પરંતુ મને લાગે છે કે નિઃશસ્ત્ર મનુષ્યનો ઘાત કરવો તે યોગ્ય નથી."

મુકુન્દ વચ્ચે બોલવા ગયો. પરંતુ તેને અટકાવીને લક્ષ્મીકાન્તે કહ્યું: "વચ્ચે ન બોલ. હું કહું તે સાંભળી લે. તારૂં જીવન અત્યારે મારા હાથમાં છે. કેમ ખરૂં કે નહિ? હું જાણું છું કે જો હું તારૂં ખૂન કરૂં તો કાયદો પણ મારૂં રક્ષણ કરશે. તેં મને ઉશ્કેરાવાનું કારણ આપ્યું છે. તેથી કાયદેસર મારો દોષ નહિ ગણાય. પરંતુ હું એવો લાભ લેવા નથી ઇચ્છતો. મારા હાથમાં આ રિવોલ્વર છે. એક રિવોલ્વર તું લે અને તારૂં રક્ષણ કરવાને તૈયાર થા."

"નહિ, કદી પણ નહિ."

"તારૂં રક્ષણ કરવાને તૈયાર થા." લક્ષ્મીકાન્ત બોલ્યોઃ "તૈયાર થા. નહિ તો પછી—"

લક્ષ્મીકાન્તે રિવોલ્વર મુકુન્દ સામે ટાંકી. એટલે મુકુન્દે પણ પોતાના ટેબલનું ખાનું ખેંચીને તેમાંથી રિવોલ્વર કાઢી.

લક્ષ્મીકાન્ત કહેવા લાગ્યોઃ "હવે તું આ ઓરડાના એક ખૂણામાં ઊભો રહે. હું તેની સામેના ખૂણામાં ઊભો રહીશ. જો, હમણાં ઘડિયાળમાં એકનો ટકોરો થશે. તે ટકોરો થાય તેની સાથે જ આપણે રિવોલ્વરના ઘોડા દાબવા."

તે બન્ને જણા લક્ષ્મીકાન્તની સૂચના પ્રમાણે સામસામા ઊભા રહ્યા. પરંતુ વિમળાગૌરી આ બે જણાની વચ્ચે આવી પોતાના પતિની સામે મુખ રાખીને ઊભી રહી.

તે બોલીઃ "નાથ! દયા કરો. તેનો નાશ ન કરો. મને સર્વ સત્ય હકીકત જણાવવાની તક આપો."

વિમળાએ પોતાના પુત્રને બચાવવાને માટે આ વિનતિ કરી હતી. પરંતુ લક્ષ્મીકાન્ત સમજ્યો કે આ કુલટા તેના આશકને બચાવવા ઇચ્છે છે. તેણે વિમળાનો હસ્ત પકડયો અને તેને એક બાજુએ હડસેલી. પરંતુ તે પુનઃ મુકુન્દ તરફ ધસી અને તેની આસપાસ પોતાના હસ્ત વિંટાળીને પોતાના પતિને ઉદ્દેશીને બોલીઃ—

"નહિ, જો તમારો ગુસ્સો શાંત ન થતો હોય તો ભલે મારો નાશ કરો. કેમકે તમામ દોષ મારો જ છે. આ યુવક તદ્દન નિર્દોષ છે."

એથી લક્ષ્મીકાન્ત વિશેષ ઉશ્કેરાયો. તેણે ઘોડો દાબ્યો. રિવોલ્વરનો અવાજ થયો. પરંતુ મુકુન્દ કે વિમળા બેમાંથી એક પણ પડયું નહિ. બીજી વખત અવાજ કર્યો, ત્રીજી વખત પણ અવાજ કર્યો; છતાં પણ જેની તે સ્થિતિ હતી. છેવટે ચોથી વાર ઘોડો દબાવતો હતો તે વખતે એક માણસ દોડતો અંદર આવ્યો. તેણે લક્ષ્મકાન્તના હાથમાંથી રિવોલ્વર ઝુટવી લીધી અને તે વિમળાગૌરી તરફ ધસ્યો.

આ આગંતુક વિદ્યાસાગર હતો. કાન્તાએ રસિકલાલ સાથે મોકલેલો સંદેશો તેને મળ્યો હતો. પરંતુ કાન્તાએ રિવોલ્વરમાંથી કાર્તુસ કાઢી લીધેલ છે એમ તેના જાણવામાં ન હતું.

તે વિમળા પાસે જઇને બોલ્યોઃ "હે પ્રભુ! તારો કેટલો ઉપકાર! સારૂં થયું કે કોઇને કશી ઇજા થઇ નથી."

લક્ષ્મીકાન્ત તેની પાસે આવ્યો અને તેના હાથમાંથી પોતાની રિવોલ્વર લઇ લેવાનો પ્રયત્ન કરતો બોલ્યોઃ "મારી રિવોલ્વર લાવો, મને મારૂં વેર લેવા દ્યો."

પરંતુ રિવોલ્વર તેને નહિ આપતાં વિદ્યાસાગરે પોતાના લોખંડી પંજા વડે તેનું કાંડું પકડયું અને કહ્યુંઃ "પ્રભુનો પાડ માનો કે તમે એક ભયંકર ગુન્હો કરતા બચી ગયા છો. તમને મળેલા નનામા કાગળથી તમે ખોટે માર્ગે દોરવાઇ ગયા હતા."

આ માણુસ કોણ છે અથવા તો આ સમાચાર ક્યાંથી અને કેવી રીતે મેળવ્યા એ બાબતનો તેને પ્રશ્ન કરવાનો લક્ષ્મીકાન્તને ખ્યાલ રહ્યો નહિ.

તેણે કહ્યું: " મારી સ્ત્રી પોતાના ગુન્હાનો સ્વીકાર કરે છે."

"હા, તે તેના ગુન્હાનો સ્વીકાર કરે છે ખરી, પરંતુ જે ગુન્હો તમે માનો છો એ તેણે કર્યો નથી. જે માણસનું તમે ખૂન કરવા ઇચ્છતા હતા તે કોણ છે, એ તમે જાણો છો ?"

" હા, તેનો પ્રીતમ !"

" ના, તેનો પુત્ર."

લક્ષ્મીકાન્તની ધમકીથી મુકુન્દને જેટલી ભીતિ નહોતી તેટલી પોતાને લાગતી માહિતી ધરાવનાર આ અજાણ્યા મનુષ્યની લાગી. તથાપિ તે પોતાના મનની શાંતિ અને સ્થિરતાને ગૂમાવ્યા સિવાય બોલ્યો:

" હા, એ વાત તદ્દન ખરી છે."

લક્ષ્મીકાન્તને જાણે પોતાનું મગજ ખસી ગયું હોય એમ લાગ્યું. તે આમથી તેમ જોવા લાગ્યો. પણ એવામાં એકાએક તેના મનમાં એક કલ્પના ઉદ્‌ભવી કે "આ લોકો મને બનાવતા હશે તો?"

તે બોલ્યો: "તમે જે કહો છો તે તદ્દન અસંભવિત અને અશક્ય છે. તેનો પુરાવો તમારી પાસે છે ? "

" પુરાવો ! " વિદ્યાસાગર બોલ્યો: " પુરાવો તમને જણાવીશ. સાંભળો."

---

## પ્રકરણ ૪૮ મું

### ખુલાસો

વિદ્યાસાગરે લક્ષ્મીકાન્ત પાસે ખુલાસો કરવા માંડ્યો. તેણે આ ચમત્કારિક ઘટનાના સંબંધમાં જે કાંઇ પોતાના જાણવામાં આવ્યું

હતું તેની મુખ્ય મુખ્ય બાબતો પ્રથમથી તે આખર સુધી જણાવી. આ હકીકત શ્રવણુ કરતાં લક્ષ્મીકાન્તના મનમાં ચિંતા, ક્રોધ, તિરસ્કાર, દયા, આદિ અનેક વિકારો ઉદ્‌ભવતા હતા. પરંતુ તેને લાગ્યું કે ઘણાં વર્ષો પર યુવાવસ્થાના ઉન્માદમાં પોતાની પત્નીએ કરેલા દોષ માટે તેનો તિરસ્કાર નહિ કરતાં તેની ક્ષમા કરવી તે જ યોગ્ય છે. કારણ કે તેના મનમાં જે શંકા હતી તે ટળી ગઇ હતી; અને તેનો વિમળાગૌરી પ્રત્યેનો પ્રેમ વિશેષ જોરથી તેના અંતરમાં ઉછળા મારી રહ્યો હતો.

તે બોલ્યોઃ "વિમળા ! આ તારો છોકરો ? જેણે આપણુને લૂટી લીધા એ તારો પુત્ર ?"

વિમળાગૌરી અત્યંત ગભરાઇ ગઇ હતી. પોતાની ગુપ્ત વાર્તા પોતાના પતિનાં જાણવામાં આવતાં તે શરમાઈ ગઈ હતી. તે જવાબ આવી શકી નહિ. પરંતુ વિદ્યાસાગરે કહ્યુંઃ—

"સાહેબ ! આ યુવાન વિપિનચંદ્રનો પુત્ર છે એમ તમારાં પત્ની તમને કહેશે. એ વિષયમાં તેમને કશી પણ શંકા નથી. તેમની તો ખાત્રી છે કે તેમણે આ યુવકને જ પોતાના ગર્ભમાં નવ માસ ધારણ કર્યો હતો. પરંતુ હું તમને જણાવવાની રજા લઉં છું કે ઠાકોરલાલ તથા આ યુવક બન્નેએ મળીને વિમળાગૌરીને ઠગ્યાં છે."

અત્યારે આ ત્રણમાંથી કોઇનું પોતાના તરફ લક્ષ નથી એવા વિચારથી મુકુન્દ છાનોમાનો સરકીને દ્વાર તરફ જતો હતો. પરંતુ વિદ્યાસાગર કાંઇ કાચો ન હતો. મુકુન્દના ઉપર તેનું સંપૂર્ણ લક્ષ હતું અને તે અહીંથી પસાર થઈ જવાનો પ્રયત્ન કરશે એવી તેની ખાત્રી હતી. એટલે મુકુન્દ દ્વારપાસે જઇ પહોંચે તે પહેલાં વિદ્યાસાગરે તેને અટકાવ્યો.

તે બોલ્યોઃ "આપ સાહેબ કયાં પધારો છો ?" એમ કહી મુકુન્દનો હસ્ત પકડીને તેને ઓરડાની મધ્યમાં લાવીને તેણે કહ્યુંઃ "આપણે જુદા પડીએ તે પહેલાં પૂરેપૂરો ખુલાસો થવાની જરૂર છે."

**વિદ્યાસાગરના** અત્યારના અવાજ ઉપરથી તથા તેણે કરેલા **કટાક્ષ ઉપરથી મુકુન્દ ચમકયો.** તેના મગજમાં કાંઈક પ્રકાશ પડયો **હોય** એમ લાગ્યું. તે ભયભીત બની ગયો અને થરથર ધ્રૂજતો બોલ્યોઃ "કોણ ? બહુરૂપી !"

"હા, તે જ !" **વિદ્યાસાગરે** જવાબ આપ્યોઃ "તેં મને ઓળખ્યો ખરો."

**વિદ્યાસાગરે** પોતાનો કોટ કાઢી નાખ્યો અને ખમીસની બાંય ઉંચી ચડાવીને મુકુન્દને ઉદ્દેશીને કહ્યુંઃ "જો, હજી પણ એ વિષયમાં શંકા રહી હોય તો મારા હસ્ત ઉપર કરવામાં આવેલો છરાનો આ ઘા તપાસી જો. આ ઘા મને કોણે કર્યો હતો તે તું કહી શકે છે ? મારી ખાત્રી છે કે એ વાતની તું ના કહીં શકે તેમ નથી. તેં મારૂં ખૂન કરવાનો પ્રયત્ન કર્યો હતો, ખરૂં કે નહિ ? તું એ વાતનો ઇન્કાર નથી કરતો એ જોઈને મને આનંદ થાય છે. એથી હું માનું છું કે તું હવે અમારી પાસે અસત્યવાદ કરવાની ઇચ્છા રાખતો નથી. તો હવે મહેરબાની કરીને તારા પૂર્વઇતિહાસની સત્ય હકીકત અમને જણાવ.

પરંતુ મુકુન્દ એટલો બધો ગભરાઇ ગયો હતો અને ભીતિવશ બની ગયો હતો, કે તેના મુખમાથી એક પણ શબ્દ નીકળી શકયો નહિ.

"તું કશો પણ જવાબ આપતો નથી." **વિદ્યાસાગર** બોલ્યોઃ "તારા આ વર્તનમાં વિનયશીલતા સમાયેલી છે કે કશો ખાસ ઉદ્દેશ છે ? તારા જેવા મહા પરાક્રમી (!) યુવકે પોતાનો પૂર્વઇતિહાસ પ્રકટ કરવામાં શરમાવું ન જોઇએ."

**લક્ષ્મીકાન્ત** આમાંનું કશું પણ સમજી શકતો ન હતો. તેણે પૂછ્યુંઃ "**મહેરબાન ! આ** બધું શું છે ? આનો પૂર્વઇતિહાસ **શો છે** આ મનુષ્ય કોણ છે ? હું કશું સમજી શકતો નથી."

"સાહેબ ! શાંત થાઓ, અલ્પ સમયમાં જ સર્વ હકીકત આપના જાણવામાં આવનાર છે." વિદ્યાસાગર ગંભીર સ્વરે બોલ્યો: "મેં આપને મુખ્ય મુખ્ય મુદ્દાની હકીકત જણાવી છે. હવે માત્ર થોડુંક જ કહેવાનું બાકી છે. સાંભળો:–

"મેં આપને જણાવ્યું છે કે બદમાશોનો સરદાર ઠાકોરલાલ લાંબા સમયના ગાળા પછી પોતાના વતનમાં ગયો. ત્યાં વિમળાગૌરીની દાસી મેના પાસેથી વિમળાગૌરીને બાળકનો પ્રસવ થવાની ગુપ્ત ઘટના તેના જાણવામાં આવી હતી. એ વાર્તા જાણ્યા બાદ તે પુના ગયો, પુનામાં જે બાઇને વિમળાગૌરીનું બાળક સુપ્રત કરવામાં આવ્યું હતું તે બાઇને શોધી કાઢવામાં તેને વિશેષ મુશ્કેલી નડી નહિ. પરંતુ અહીં એક નવીન વાર્તા તેના જાણવામાં આવી. તે બાઇએ કહ્યું કે પોતાને જે બાળક સુપ્રત કરવામાં આવ્યું હતું તે બાળક છ માસનું થયું તે પહેલાં જ બળીયાના દરદથી આ ફાની દુનીયાનો ત્યાગ કરીને ચાલ્યું ગયું હતું."

મુકુન્દ વચ્ચે બોલ્યોઃ "આ તદ્દન બનાવટ છે."

"નાજી, એમાં બનાવટ જેવું કશું પણ નથી. મારી પાસે તેનો મજબૂત પૂરાવો છે." એમ કહીને વિદ્યાસાગરે પોતાના ગજવામાંથી એક નોટબૂક કાઢીને કહ્યું: "જુઓ, આ પેલી સ્ત્રી તથા તેના પતિની જુબાની. તેમણે તેની નીચે સહી કરી છે, તે ઉપરાંત બીજા ત્રણ જણાએ પણ તેમના કથનમાં સંમતી આપીને પોતાની સાક્ષી કરેલી છે. તે બાળકના જન્મની નોંધ તથા તેના મૃત્યુની નોંધ સરકારમાં થયેલી તેની પણ સરકારના સહીસીક્કા વાળી નક્કલો લાવવાનું હું ચૂક્યો નથી. કેમ, મુકુન્દરાય ! હવે તો આપને સંતોષ થયો ને? આ સેવક જે કાર્ય કરે છે તેમાં કશું પણ અધૂરૂં રાખતો નથી."

"વારૂ, હવે સાંભળો." વિદ્યાસાગર આગળ બોલ્યો: "ઠાકોરલાલને લાગ્યું કે વિમળાગૌરી પાસેથી પૈસા પડાવવાને માટે માત્ર

એક જ માર્ગ છે. તે એકે વિપિનના સંબંધથી તેને થયેલો પુત્ર તેની સમક્ષ રજુ કરવો. પરંતુ એ છોકરો તો મરણને શરણ થયો હતો. ત્યારે હવે કરવું શું? જો બીજો કોઇ સામાન્ય મનુષ્ય હોત તો તે નિરાશ થઇને બેસી રહેત. ઠાકોરલાલ કાંઇ સાધારણ બદમાશ ન હતો. તે અડંગ ઉડાઉગીર હતો, સેતાનનો સાથી હતો, ગમે તેવું ભયંકર કૃત્ય કરવામાં પણ પાછો પડે તેવો ન હતો. એટલે તેણે આ મનુષ્યને વિપિનના પુત્ર તરીકે પસંદ કર્યો!"

આ શબ્દો શ્રવણ કરતાં વિમળાગૌરીના વદન ઉપર શાંતિ ચમકવા લાગી. તેને લાગ્યું કે પોતે એક મહાન્ સંકટમાંથી મુક્ત થઇ છે. તે આવેશપૂર્વક બોલીઃ "શું આ સાચું છે? શકય છે?"

"શું?" લક્ષ્મીકાન્ત બોલ્યોઃ "આવો બનાવ આ જમાનામાં બની શકે છે? આવો ભયંકર ગુન્હો કરનારા આપણી વચ્ચે પડયા છે?"

"નહિ, આ સર્વ બનાવટ છે, ખોટું છે." મુકુન્દે દમામપૂર્વક જણાવ્યું.

વિદ્યાસાગરે વિમળાગૌરી તથા લક્ષ્મીકાન્તના ઉદ્ગાર તરફ લક્ષ નહિ આપતાં મુકુન્દને જવાબ આપ્યોઃ "હું જે કહું છું તે ખોટું છે, બનાવટ છે, એમ આપ નામદારનું કહેવું છે; ખરૂં ને? વારૂ, આપને પૂરાવાની જરૂર છે. પૂરાવા સિવાય કશી પણ વાતનો સ્વીકાર કરવાનો આપનો સ્વભાવ નથી. હરકત નહિ, પૂરાવો સેવક પાસે તૈયાર છે. હમણાં થોડા વખત પહેલાં જ મારો એક મિત્ર પૂનાથી આવ્યો છે. તેને આ બાબતની સંપૂર્ણ માહિતી છે. તેણે મને જે જણાવ્યું છે તે હું આપની સન્મુખ રજુ કરૂં છું. એટલે પછી આપને કશું વિશેષ કહેવાનું રહેશે નહિ. શ્રવણ કરોઃ—

"મુંબઇના શ્રીમંત ભાટીયા નંદકિશોરના નામથી અપરિચિત કોઇક જ હશે. તેને ઘોડાની શરતનો અત્યંત શોખ હતો. તેની

પાસે ઉંચા તુખમના ઘણા અશ્વો હતા અને તેને કેળવનારા તથા શરત વખતે તે ઘોડાઓ ઉપર સ્વારી કરનારા જોકીઓ પણ તેની નોકરીમાં હતા. તેમાંનો એક વામનરાવ નામનો જોકી એક વખત પુનાની શરતમાં ઘોડા ઉપરથી પડવાથી સ્વર્ગવાસી થયો હતો.

"નંદકીશોરના મન ઉપર આ બનાવની ઘણી જ અસર થઇ. તેને જેટલા પોતાના અશ્વો પ્રિય હતા તેટલો જ તેના જોકીઓ ઉપર તેને પ્રેમ હતો. તેને કશું પણ સંતાન ન હતું એટલે તેણે જાહેર કર્યું કે 'હું વામનરાવના દીકરાને મારે ત્યાં રાખીશ અને પુત્રવત્ પાળીશ.'

"એ વખતે વામનરાવનો દીકરો ગંગાધરરાવ માત્ર ચાર વર્ષનો હતો. તેને નંદકિશોરે પોતાને ત્યાંજ તેની માતાની સાથે રાખ્યો અને તેને સારૂં શિક્ષણ આપવાની વ્યવસ્થા કરી. ગંગાધર સુંદર હતો, હસમુખો હતો, અને ચાલાક હતો. તેને માટે બે શિક્ષકો રાખવામાં આવ્યા હતા. ગંગાધર સોળ વર્ષનો થયો, ત્યાં સુધી તો તેનાથી નંદકિશોરને તમામ પ્રકારનો સંતોષ મળતો રહ્યો. પરંતુ તેના દુર્ભાગ્યે સોળ વર્ષ પછી તેને દુષ્ટ મનુષ્યોની સંગતી થઇ અને તેના હસ્તે એક પછી એક દોષ થવા લાગ્યા. નંદકિશોરનો આ છોકરા ઉપર પ્રેમ હતો, એટલે તેણે ગંગાધરના સામાન્ય દોષોની ઉપેક્ષા કરીને તેને ક્ષમા આપી તથા તેને સુધારવાનો પ્રયત્ન કર્યો. પરંતુ એ પ્રયત્નમાં સફળતા મળી નહિ. એક દિવસે ગંગાધરે નંદકિશોરની ઓફિસમાંથી ચેકબુકની ચોરી કરી અને તેમાં એક ચેકપર દસ હજાર રૂપીઆની રકમ લખીને તેના પર નંદકિશોરની સહી કરીને એ ચેક વટાવી નાખ્યો. આ વાર્તા નંદકિશોરના જાણુવામાં આવતાં તેણે બીજું કશું પણ પગલું નહિ ભરતાં ગંગાધરને પોતાના મકાનમાંથી કાઢી મૂક્યો. નંદકિશોરના રાજપ્રાસાદ સમા બંગલાનું દ્વાર ગંગાધરની સામે સદાને માટે બંધ થયું. તે અત્યારસુધી મુંબઇમાં નંદકિશોરને ત્યાં રહેતો હતો. હવે તેનાથી મુંબઇમાં

રહી શકાય એમ ન હતું. એટલે તે પુનઃ પોતાના વતન **પુનામાં** આવ્યો અને ત્યાં જેમ તેમ કરીને પોતાનો નિર્વાહ ચલાવવા લાગ્યો. પોતાના ઉદર પોષણને માટે તેણે શા શા ધંધા કર્યા હતા, એ જાણવાની જરૂર નહિ હોવાથી તે વિષે હું કશું કહેવા ઇચ્છિતો નથી. માત્ર એટલું જ કહેવું બસ થશે કે ગમે તેટલો શ્રમ કરવા છતાંયે તેની ઇચ્છા પૂર્ણ થઈ શકતી ન હતી અને તેને પોતાનું જીવન દુઃખી લાગતું હતું. એવામાં ઠાકોરલાલનો તેને પૂનામાં ભેટો થયો. ઠાકોરલાલે તેને કહ્યું કે 'જો તું હું કહું તે પ્રમાણે કરે તો હું તને ૨૫૦૦૦ રૂપીઆ આપીશ.' આવી મોટી રકમ જોઇને ગંગાધર લલચાય એમાં શી નવાઇ !"

હવે મુકુન્દને વિશેષ જાણવાની ઇચ્છા ન હતી. તે બોલ્યોઃ "તમે ડિટેકિટવ છો ?"

વિદ્યાસાગર હસ્યો અને બોલ્યોઃ "અત્યારે તો હું **સૂર્યકાન્તનો** મિત્ર છું. પછી તો તારા ભવિષ્યના વર્ત્તન ઉપર આધાર રહે છે."

"વારૂ, તમે શું કહેવા ઇચ્છો છો ?" મુકુન્દ ઉર્ફે ગંગાધરે પ્રશ્ન કર્યો.

"જે ૨,૫૦,૦૦૦ રૂપીઆ તું લક્ષ્મીકાન્ત શેઠની તિજોરીમાંથી ઉઠાવી ગયો છે તે કયાં છે ?"

થોડી વાર તો મુકુન્દે કશો પણ જવાબ આપ્યો નહિ. એ રકમ પાછી આપી દેવી કે નહિ એ વિષયમાં તે વિચાર કરતો હતો. છેવટે તે અમુક નિર્ણયપર આવી ગયો હોય એવા ભાવપૂર્વક બોલ્યોઃ "એ રકમ આ કબાટમાં છે."

"તેં એ વાતનો સ્વીકાર કર્યો તે સારૂં કર્યું. જો કદાચ તેં ખરી વાર્તા ન જણાવી હોત તો પણ તે રકમ અહીં જ છે એવી મારી ખાત્રી હતી; અને હમણાં મેં તને પ્રશ્ન કર્યો એ વેળાએ કબાટ સામે તારી દૃષ્ટિ ગઇ તે ઉપરથી હું સમજી ગયો હતો કે તે નોટો આ કબાટમાં જ હોવી જોઇએ. એ લાવીને મને આપી દે."

મુકુન્દ ઉર્ફે ગંગાધર સમજી ગયો હતો કે બાજી બધી ખૂલ્લી થઈ ગઇ છે. તેણે કબાટ ખોલ્યો. તેમાંથી નોટોનાં પેકેટ તથા પોતે વિમળાગૌરી અને મનોરમાનાં જે અલંકાર ગીરવી મૂકયા હતા તેની પહોંચોનું એક પેકેટ બહાર કાઢીને તે સર્વ પેકેટ વિદ્યાસાગરને આપ્યાં.

વિદ્યાસાગર તે સર્વ પેકેટ તપાસતો બોલ્યો: "ગંગાધરરાવ! તેં આ ડહાપણ વાળું પગલું ભર્યું છે."

વિદ્યાસાગર પેલી નોટો ગણતો હતો તે વખતે ગંગાધરના મનમાં અહીંથી પસાર થઇ જવાના વિચાર ચાલતા હતા. તેને એમ થતું હતું કે કે કોઈ પણ રીતે અહીંથી છટકી જવાય તો સારું. તે અવાજ ન થાય તથા કોઇને પોતાને માટે શંકા ન આવે એવી રીતે દ્વાર તરફ ગયો અને એકદમ દ્વારની બહાર નિકળી બારણાં બંધ કરીને તેણે બહારથી સાંકળ ચડાવી દીધી. એ પ્રમાણે કરીને તે આ મકાનમાંથી પસાર થઈ ગયો.

"પેલો ન્હાસી ગયો." એકાએક લક્ષ્મીકાન્ત બોલી ઉઠયો.

"બરોબર છે." વિદ્યાસાગરે નોટો ગણતાં ગણતાં જવાબ આપ્યોઃ "હું ધારતો હતો જ હતો કે તે પસાર થઈ જશે."

"પણ—"

"શું! તમારે તેના ઉપર કેસ ચલાવવો હતો? તમારા કુટુંબની આ બધી હકીકત પ્રકટ થાય એવી તમારી ઈચ્છા હતી? કારણ કે જો તેના ઉપર કેસ ચલાવવામાં આવત તો તમારાં પત્નીનું નામ તેમાં આવત; કેમકે તેણે તમારી તિજોરી તમારાં પત્નીની હાજરીમાં ખોલી હતી. તેથી ભૂતકાળની તમામ વાર્તા માજીસ્ટ્રેટ સમક્ષ જાહેર કરવી પડત."

"નહિ, એ વાર્તા કદી પણ પ્રકટ થવી જોઇએ નહિ."

"તો પછી એ બદમાશને પસાર થવા દેવામાં જ ડહાપણ છે. તમારા અઢીલાખ રૂપીઆ તમને મળી જાય છે. તમારા અલંકારો તેણે ગીરવી મૂકયા છે, તેની આ પહોંચો પણ તમારી પાસે હોવાથી

તમે એ અલંકારો છોડાવી શકો તેમ છો; એટલાથી જ આપણે સંતોષ માનવો. હજી તેની પાસે આશરે પચીશેક હજાર રૂપીઆ હોવા જોઇએ. પણ એ તો વિશેષ યોગ્ય. એટલી રકમ તેની પાસે હોવાથી તે કોઈ દૂરના સ્થળે પલાયન થઇ જશે અને પુનઃ આ શહેરમાં કે આપણા રાજ્યની હદમાં કદી પણ પગ મૂકશે નહિ."

લક્ષ્મીકાન્તે વિદ્યાસાગરના પ્રસ્તાવનો સ્વીકાર કર્યો, કેમકે આ બદમાસ ઉપર કેસ નહિ કરવાથી પોતાનાં નાણાંની સાથે પોતાની પ્રતિષ્ઠાનું પણ રક્ષણ થતું હતું. તેણે અંતઃકરણપૂર્વક વિદ્યાસાગરનો આભાર માનતાં કહ્યું:—

"સાહેબ ! તમે મારા ઉપર મોટો ઉપકાર કર્યો. હું તેનું વર્ણન કયા શબ્દોમાં કરૂં, તેનો શો બદલો આપું, તે હું સમજી શકતો નથી."

"તેનો બદલો ! જો આપ મારી સેવાનો બદલો આપવા ઇચ્છતા હો તો મારી માત્ર એક પ્રાર્થના છે."

"પ્રાર્થના ! નહિ જો તમે મને આજ્ઞા કરો તો હું મારો જાન પણ તમારે માટે કુરબાન કરવાને તૈયાર છું. તમે કાંઈ આજે મારૂં સામાન્ય કાર્ય નથી કર્યું."

"વારૂ, સાહેબ ! હું આપને જણાવવાની રજા લઉં છું કે હું સૂર્યકાન્તનો મિત્ર છું. તમે સૂર્યકાન્ત ઉપર કૃપા કરો, તેને પુનઃ તમારા ખાતામાં દાખલ કરો. તેનો મનોરમા ઉપર અત્યંત પ્રેમ છે."

"હું મનોરમાનું સૂર્યકાન્તની સાથે લગ્ન કરીશ." લક્ષ્મીકાન્ત વચ્ચે બોલ્યો: "મેં તેને અન્યાય આપ્યો છે. તેને હું પુનઃ મારા ખાતામાં દાખલ કરીશ. હું કબૂલ કરૂં છું કે આજની ઘટના ગુપ્ત રાખવાની હોવાથી મારી ચોરાયેલી અઢીલાખ રૂપીઆની નોટો મને કેવી રીતે પ્રાપ્ત થઇ અને તે કોણે ચોરી હતી એ કોઇના જાણવામાં

નહિ આવે. એથી સૂર્યકાન્ત ઉપરની શંકા લોકોના મનમાંથી એકદમ ટળી જશે નહિ, પરંતુ મારી પેઢીનો મેનેજર વૃદ્ધ થયો છે. તેને હું પેન્શન આપીશ અને સૂર્યકાન્તને મેનેજર બનાવીશ. એટલે પછી કોઈ પણ મનુષ્ય શું કે ચાં કરી શકશે નહિ."

"વારૂ, સાહેબ! હું હવે રજા લઇશ." એમ કહીને લક્ષ્મીકાન્ત કશું બોલે તે પહેલાં વિદ્યાસાગર ત્યાંથી ચાલ્યો ગયો.

હવે વિમળાગૌરી તથા લક્ષ્મીકાન્ત એકલાં પડયાં. પોતાની સર્વ હકીકત પોતાના પતિની સમક્ષ પ્રકટ થઇ ગઇ હતી. જે હકીકતને ગુપ્ત રાખવાને માટે તેણે અત્યારસુધી આટઆટલો ભોગ આપ્યો હતો, તે આજે જાહેર થઈ ગઇ હતી. વિમળાગૌરીને ભીતિ હતી કે હવે તેના ઉપર તેના પતિનો પ્રેમ રહેશે નહિ. તે એક બાજુએ ઊભી હતી ત્યાંથી લક્ષ્મીકાન્ત પાસે આવીને બોલી: "વ્હાલા! તમે મને ક્ષમા કરશો?"

લક્ષ્મીકાન્તે વિમળાગૌરીની સામે જોયું. તેનાં નેત્રોમાં દયા, પ્રેમ, અનુકમ્પા હતાં. તે બોલ્યો: "ક્ષમા! નહિ, જો તેં કશો દોષ કર્યો હોય તો તને ક્ષમા કરવાની જરૂર છે. તારૂં મારી સાથે લગ્ન થયું તે પહેલાના ભૂતકાળના બનાવનું સ્મરણ કરવાની જરૂર જ નથી. તેને હું વિસરી ગયો છું. એટલે હવે તારે મારી ક્ષમા માગવાની જરૂર હોય એમ મને લાગતું નથી."

લક્ષ્મીકાન્તના આટલા શબ્દો બસ હતા. વિમળાગૌરી માયાળુ પતિના કંઠે બાઝી પડી. લક્ષ્મીકાન્તે પણ તેને પોતાના બાહુપાશથી જકડીને તેના સુકોમળ, ગૌર મુખને ચુંબનથી અંકિત કર્યું.

* * * * *

વિદ્યાસાગર આ મકાનમાંથી બહાર નિકળીને જે ગાડીમાં અહીં આવ્યો હતો તે જ ગાડીમાં ચંદ્રનગર જવાને નિકળ્યો. તેનું મગજ અત્યારે અનેક પ્રકારના વિચારોથી યુક્ત હતું. મુકુન્દ પલાયન થઇ ગયો હતો, તેને ઇરાદાપૂર્વક પલાયન થઈ જવા દીધો હતો, તેના તરફનો નિવેડો આવી ગયો હતો, પરંતુ વિમળાગૌરીને મેળવ્યા

સિવાય ઠાકોરલાલને ન્યાયાધીશની સમક્ષ ઊભો કરી શકાય તેમ છે કે નહિ એ વિષયમાં તે વિચાર કરતો હતો.

તે મનોગત બોલ્યો: "માત્ર એક જ રસ્તો છે. અનંતપુરમાં તેણે તેના ભાઈ **વિપિનચંદ્રને** વિષ આપ્યું હતું એવું સાબિત કરી શકાય તો **વિમળાગૌરીને** ભેળવવાની જરૂર રહે નહિ અને ઠાકોરલાલને બરોબર ઇન્સાફ મળી જાય. પરંતુ તે માટે મારે અનંતપુર જવું જોઇએ, ત્યાં જઇને તપાસ કરવી જોઇએ, એ પ્રમાણે કરવામાં અમુક સમયની જરૂર પડે. તે દરમિયાન જો ઠાકોરલાલ ચેતી જાય અને પલાયન થઇ જાય તો મારી સર્વ મહેનત વૃથા થાય."

એ વિચારમાં તે મશગુલ બની ગયો હતો. તે દરમિયાન તેની ગાડી **સરદારગૃહ** પાસે આવી ને ઊભી રહી. અત્યારે સ્હાંજ પડવા આવી હતી. **સરદારગૃહની** અંદર અને બહાર પુષ્કળ માણસો એકઠા થયેલા જણાતા હતા. તેઓ કોઇ ગંભીર વિષયને લગતી વાત કરતા હોય એમ લાગતું હતું.

**વિદ્યાસાગર** ગાડીમાંથી નીચે ઉતર્યો અને **સરદારગૃહની** પાસે ગયો. તેણે ટોળામાંહેના એકને પ્રશ્ન કર્યો: "આ બધી શાની ધાંધલ છે? અહીં શું થયું છે?"

"સાહેબ! અહીં એક ચમત્કારિક ઘટના બની હતી. સામે પેલી ખૂલ્લી બારી દેખાય છે, ત્યાં એક મનુષ્યને મેં જોયો હતો. બે-ત્રણ જણા તેને પકડવાનો પ્રયત્ન કરતા હતા, પરંતુ તે મનુષ્ય તેમના હસ્તમાથી છટક્યો અને બારીપરથી છાપરા પર ગયો. તે વખતે પોતાનું ખૂન કરવામાં આવે છે, એવી તે બૂમ પાડતો હતો."

આ માણસ બોલતો બોલતો થંભી ગયો. કેમકે પોતાને પ્રશ્ન કરનારો અદશ્ય થઈ ગયેલો તેના જોવામાં આવ્યો.

વાત સાચી હતી. **વિદ્યાસાગર** તે માણસના થોડા કથન ઉપરથી બધો ભાવાર્થ સમજી ગયો હતો. તેની ખાત્રી થઈ ગઇ હતી કે તે ઠાકોરલાલ જ હોવો જોઇએ; એટલે તે લોકોને બાજુએ હડસેલીને

અંદર દાખલ થયો. ત્યાં ડિટેક્ટિવ પ્રભાકર બીજા ત્રણ માણસો સાથે ઊભેલો તેના જોવામાં આવ્યો.

"કેમ, શું થયું?" વિદ્યાસાગરે પ્રશ્ન કર્યો.

"અહો, સાહેબ આવ્યા." પ્રભાકરની સાથેના ત્રણ માણસોએ ઉદ્‌ગાર કર્યો.

"પણ આ બધું છે શું?" વિદ્યાસાગરે પૂછ્યું.

"સાહેબ! મને તક જ ન મળી." પ્રભાકરે નિરાશાપૂર્વક જવાબ આપ્યો.

"ત્યારે એ ઠાકોરલાલ જ હતો?"

"હાજી, સ્હવારે તેણે મને જોયો એટલે તે એકદમ પસાર થઇ ગયો. હું તેની પાછળ પડ્યો. તેણે મારી નજર ચૂકાવવાનો ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ તેમાં તેને સફળતા મળી નહિ. એટલે છેવટે તે અહીં આ મકાનમાં આવ્યો. મને લાગે છે કે તેનો વિચાર અહીંથી પોતાની રકમ લઇને પછી પલાયન થઇ જવાનો હશે. તે અંદર ગયો. પરંતુ ત્યાં તેણે શું જોયું? મારા ત્રણ સાથીદારો તેની રાહ જોઇને તૈયાર ઊભા હતા. તેમને જોતાં તે એકદમ ચમક્યો. જાણે કોઇએ હથોડા વડે તેના ઉપર આઘાત કર્યો હોય એવી તેના મનની સ્થિતિ થઇ ગઇ–તેનું મગજ ખસી ગયું."

"પણ અત્યારે તે ક્યાં છે?"

"ન્યાયાધીશની કોર્ટમાં કાચી જેલમાં હશે. પોલિસના માણસો છેવટે તેને પકડવામાં ફાવ્યા હતા. તેઓ તેને બાંધી, ગાડીમાં ઘાલીને લઇ ગયા છે."

"ત્યારે ચાલો આપણે ત્યાં જઇએ."

વિદ્યાસાગરે પેલા ત્રણ માણસોને રજા આપી દીધી. તે તથા પ્રભાકર એક ગાડી ભાડે કરી, તેમાં બેસીને ન્યાયાધીશની કોર્ટમાં ગયા. ત્યાં કાચી જેલમાં ભયંકર અને દિવાના કેદીઓને માટે રાખવામાં આવેલી એક મજબૂત કોટડીમાં ઠાકોરલાલને રાખવામાં

આવ્યો હતો. તેના હાથપગ સાંકળથી બાંધવામાં આવ્યા હતા. છતાં પણ તે છૂટવાનો અતોનાત પ્રયત્ન કરી રહ્યો હતો. એક ડોક્ટર તથા બીજા બે-ત્રણ માણસો તેના મ્હોંમાં કાંઇક પ્રવાહી પદાર્થ રેડવાનો પ્રયત્ન કરતા હતા.

ઠાકોરલાલ નવીન આગંતુકોને જોઇને બોલ્યોઃ " આવો, દોડો, મદદ કરો, તમે તેને નથી જોતા ? તે મારો ભાઈ છે, મારી પાસે આવે છે, મને ઝેર આપવાનો તેનો ઇરાદો છે ! "

**વિદ્યાસાગર** ડોક્ટરને એક બાજુએ લઈ ગયો. તેણે પૂછ્યું: " આ માણસના મનની સ્થિતિ કેવી છે ? "

" મને લાગે છે કે તેના મન ઉપર કોઇ પણ પ્રકારનો મોટો આઘાત થવાથી તેની આવી સ્થિતિ થઇ ગઇ છે. તેનું મન ભ્રમિત બની ગયું છે. કોઇ મનુષ્ય તેનું ખૂન કરવાને તત્પર થયેલ છે, એવો ભ્રમ તેના મનમાં પેસી ગયો છે. એ ભ્રમ હવે કોઇ પણ રીતે નિકળી શકે તેમ નથી. "

" તેની સ્થિતિ સુધરી શકે એમ તમને નથી લાગતું ? "

" ના, મારૂં તો એવું માનવું છે કે તેને ગાંડાની હોસ્પિટલમાં મોકલી આપવો પડશે. આ જગતમાં આ મનુષ્યની સ્થિતિ જીવતાં મૂઆ જેવી છે. "

"નહિ, હું મારૂં ખૂન નહિ થવા દઉં. હું કશી પણ દવા પીવાનો નથી, કશું પણ ખાવાનો નથી. શી ખાત્રી કે તેમાં ઝેર નહિ હોય ? તમે કોણ છો ? અહીં શા માટે આવ્યા છો ? મારા ભાઇએ તમને અહીં મોકલ્યા છે ? મને ઝેર આપવા આવ્યા છો ? ચાલ્યા જાઓ, સેતાનના સાથીઓ ! દૂર થાઓ. સરદાર ઠાકોરલાલ પાસે તમારૂં કશું પણ ચાલવાનું નથી. " ઠાકોરલાલનો લવારો શરૂ થયો.

" જોયું, સાહેબ ? આમાં હવે કશો પણ ઉપાય રહ્યો નથી. આ માણસના મગજમાં વિષની ધૂન ભરાઇ ગઇ છે, એટલે તે કશી દવા લેવાનો નહિ, કશો ખોરાક ખાવાનો નહિ, જળપાન પણ

કરવાનો નહિ. પરિણામ એ આવશે કે એકાદ માસમાં કાં તો તે મરણુને શરણુ થઇ જશે અને તે દરમિયાનમાં જો કદાચ તેનું મન સ્હેજ શાંત થાય, તથા તે થોડો ઘણો ખોરાક લેવાનું શરૂ કરે તો જ્યાંસુધી તેનું આયુષ્ય હશે ત્યાંસુધી તે આવી ચિત્તભ્રમ અવસ્થામાં દિવાનાશાળામાં તેનું જીવન પૂર્ણ કરશે."

**વિદ્યાસાગર** તથા **પ્રભાકર** બહાર નિકળ્યા. "ચાલો, ઇશ્વર જે કરે છે તે સારૂં જ કરે છે. ઠાકોરલાલને તેના કૃતકર્મનું ફળ પ્રાપ્ત થયું અને તેમાં **વિમળાગૌરીને** ભેળવવાની પણ હવે જરૂર ન રહી. કારણ કે પરમેશ્વરે જ ઠાકોરલાલને શિક્ષા કરી." **વિદ્યાસાગરે** કહ્યું.

"પણ સાહેબ! મારૂં શું? મને તો મારા કાર્યમાં યશ પ્રાપ્ત ન થયો."

"હા જે કેસ કોર્ટમાં રજુ થયો હતો તેનો નિર્ણય કોઇ પણ રીતે આવી શકે તેમ નથી; પણ એથી તમારે નિરાશ થવાનું કારણ નથી. તમને વિખ્યાતિ પ્રાપ્ત નહિ થાય તો કાંઇ નહિ, પરંતુ મારા એક મિત્ર ઉપર હું તમને પત્ર લખી આપીશ. તે તમારા શ્રમની કદર કરશે અને તમને સારી બક્ષિસ તેની પાસેથી મળશે."

---

## પ્રકરણ ૪૯ મું.

---

### કનૈયાલાલ.

ગત પ્રકરણમાં વર્ણવેલી ઘટનાને આજે ચાર દિવસ થઇ ગયા છે. **ચંદ્રનગરનો** સુપ્રસિદ્ધ ડિટેક્ટિવ દિનકરરાય પોતાની ઓફિસમાં આમતેમ ભ્રમણ કરી રહ્યો છે. અવારનવાર દિવાલપર ટાંગેલા મોટા ઘડિયાળ તરફ તથા પોતાના ડાબા હાથના કાંડાપર બાંધેલા રીસ્ટવોચ તરફ તેની દૃષ્ટિ જાય છે. તે કોઇની રાહ જોતો **હોય** એમ લાગે છે.

ઘડિયારમાં દશના ટકોરા થયા. તે વખતે એક નોકર ઓફીસમાં આવીને બોલ્યોઃ " સાહેબ ! સૂર્યકાન્ત તથા કાન્તાગૌરી આપને મળવાને માટે આવ્યાં છે. "

" તેમને બન્નેને અંદર મોકલ. "

એ બન્ને જણાં અંદર આવ્યાં. તેમને જોઇને સ્મિત કરતો દિનકરરાય બોલ્યોઃ " તમે બન્ને પ્રેમિકો નિયમિત ખરાં. બરોબર સમયે આવી પહોંચ્યાં. "

" સાહેબ ! અમે એકબીજાનાં પ્રેમિક નથી. માટે આપના મનમાં અમારે માટે એવો વહેમ હોય તો તે દૂર કરવા મારી વિનતિ છે. માત્ર વિદ્યાસાગરે અમને એક વખત આપની ઓફિસમાં મળવાની આજ્ઞા કરી હતી. તેમની આજ્ઞાનું પાલન કરવાને માટે અમે આજે અત્યારે અત્ર આવ્યાં છીએ. "

" વારૂ, વારૂ, " દિનકરરાયે કહ્યુંઃ " બે–ત્રણ મીનિટ અહીં રોકાઓ. હું તેને તમારા આગમનની ખબર આપું છું. "

તે બીજા ખંડમાં ચાલ્યો ગયો. સૂર્યકાન્ત તથા કાન્તગૌરી આખરે પા એક કલાક આ ખંડમાં એકલાં રહ્યાં, છતાં એકબીજા વચ્ચે એક પણ શબ્દનો ઉચ્ચાર થયો નહિ. છેવટે વિદ્યાસાગરે ઓફિસના ખંડમાં પ્રવેશ કર્યો.

તે બન્ને જણાં ઊભાં થઇ ગયાં અને એકદમ દોડતાં તેની પાસે જવાને તૈયાર થઇ ગયાં; પરંતુ વિદ્યાસાગરે તેઓ જ્યાં હતાં તે જ સ્થળે ઊભા રહેવાની તેમને ઈશારત કરી.

તે લાગણીના કશા પણ અંશ વગરના કઠોર સ્વરે બોલ્યોઃ "તમે તમારી સાથેના મારા વર્ત્તનમાં સમાયેલા રહસ્યનું જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે અત્યારે આ સ્થળે આવેલાં છો. મેં તે રહસ્ય જણાવવાનું તમને વચન આપેલું છે. હકીકત જણાવવામાં મારા મનને ગમે તેટલું દુઃખ થવા છતાં પણ તે હું તમને જણાવીશ. સાંભળોઃ–

"કનૈયાલાલ નામનો એક યુવાન મારો ખાસ મિત્ર છે. આજથી અઢાર માસ પહેલાં તેના જેવો સુખી મનુષ્ય જગતમાં બીજો કોઇ પણ ન હતો. તેનો એક યુવતિ ઉપર અત્યંત પ્રેમ હતો; અને તે એમજ સમજતો હતો કે એ યુવતિનો પણ તેના ઉપર તેટલો જ પ્રેમ છે."

"હા-હા," કાન્તા બોલી: " એ વાત સાચી છે, એ યુવતિનો પણ તેના ઉપર પ્રેમ હતો."

' 'બહુ સારૂ, તે યુવતિનો કનૈયાલાલ ઉપર એટલો બધો પ્રેમ હતો કે એક દિવસે તે તેનો ત્યાગ કરીને બીજા મનુષ્યની પાસ ચાલી ગઇ. કનૈયાલાલ પોતાની પ્રિયતમાનો વિયોગ સહન કરી ન શક્યો. પ્રથમ તો તેણે આત્મહત્યા કરવાનો વિચાર કર્યો: પરંતુ વિચાર કરતાં તેને એમ લાગ્યું કે આત્મઘાત કરવા કરતાં જીવવું અને પોતાનું વેર લેવું તેજ વિશેષ યોગ્ય છે."

"વારૂ પછી ?" સૂર્યકાન્ત બોલ્યો.

"પછી કનૈયાલાલે પોતાની રીતે પોતાના હરીફ ઉપરનું વેર લીધું. કનૈયાલાલનો હરીફ મૂર્ખ હતો. તે એક ભયંકર ઉપાધિમાં સપડાયો હતો. કનૈયાલાલે તેને સહાય કરી અને ઉપાધિમાંથી મુક્ત કરીને તેની પૂર્વ સ્થિતિએ પહોંચાડયો. પોતાનું આ કૃત્ય પોતાનો ત્યાગ કરનાર પોતાની માશુકના પણ જાણવામાં આવે એ બાબતની કાળજી કનૈયાલાલે રાખી હતી. આટલા ઉપરથી તમે સમજ્યા તો હશો જ. યુવતિ તે કાન્તાગૌરી, હરીફ તમે પોતે, અને કનૈયાલાલ.-"

વિદ્યાસાગરે પોતાની મોટી મૂછો અને દાઢી ખેંચી કાઢયાં. તેનું મૂળ સ્વરૂપ પ્રકટ થઈ ગયું.

" કોણ ? કનૈયાલાલ ?" કાન્તાગૌરીના મુખમાંથી ઉદ્‍ગાર સરી પડયો.

"ના, કનૈયાલાલ નહિ, તેમજ વિદ્યાસાગર પણ નહિ, પરંતુ ડિટેકિટવ દિનકરરાય." ડિટેકિટવે ખુલાસો કર્યો.

ત્રણે જણાં થોડો સમય સ્તબ્ધ રહ્યાં. પછી દિનકરરાયે સૂર્યકાન્તની સામે જોયું અને તેને ઉદ્દેશીને કહ્યું: "તારી ઉપાધિમાંથી તને મુક્ત કરવામાં મને એકલાને સફળતા કદાચ ન પણ મળી હોત. પરંતુ એક યુવતિની સહાયથી મારૂં કાર્ય વિશેષ સરલ થયું હતું. એ યુવતિ લક્ષ્મીકાન્ત શેઠની એકની દીકરી મનોરમા. મેં તેની પાસે પ્રતિજ્ઞા કરી હતી કે કશી પણ હકીકત લક્ષ્મીકાન્તના જાણવામાં નહિ આવે; પરંતુ તેં લખેલા નનામા કાગળથી મારી ધારણા રદ મળી ગઈ."

"વારૂ હવે હું જઉં છું. તમને પણ રજા છે. સૂર્યકાન્ત! મનોરમાને ન ભૂલીશ–તેનો ઉપકાર ન વિસરીશ."

તે ઉઠવા લાગ્યો પરંતુ તેને અટકાવીને કાન્તાગૌરી બોલી: દિન–નહિ કનૈયાલાલ! હું તમને વિનવું છું–કાલાવાલા કરૂં છું. મારૂં સાંપ્રત જીવન સુખમય ન હતું એવી મારી ખાત્રી થઇ ગઇ છે. મારા દોષ માટે મને ક્ષમા કરો, મારા ઉપર દયા કરો, મારો સ્વીકાર કરો."

હવે આ સ્થળે રહેવાનું સૂર્યકાન્તને યોગ્ય લાગ્યું નહિ. તે ત્યાંથી ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૫૦ મું

### ઉપસંહાર.

હવે અમારે વિશેષ કહેવાનું નથી. સૂર્યકાન્તને લક્ષ્મીકાન્તે પોતાની પેઢીનો મેનેજર બનાવ્યો; એટલું જ નહિ પણ પગાર ઉપરાંત પેઢીમાં ચાર આની ભાગ પણ કરી આપ્યો. ચાર માસ બાદ તેનું મનોરમાં સાથે ભારે ઠાઠમાઠથી લગ્ન થયું અને એ દંપતિ સુખી થયું.

લક્ષ્મીકાન્ત તથા વિમળાગૌરી પણ પોતાનું જીવન આનંદ અને શાંતિમાં ગુજારે છે.

ઠાકોરલાલ દિવાનાશાળામાં છે. તેને સાંકળથી બાંધી રાખવામાં આવે છે. પરંતુ તે હવે ખોરાક લેવા તરફ અગાઉના જેટલો વિરોધ દર્શાવતો નથી. બાકી તેના મનમાં પોતાને ઝેર આપવામાં આવનાર છે એવી ભરાઇ ગયેલી બીતિ નિકળી શકી નથી.

દિનકરરાય ઉર્ફે કનૈયાલાલ અને કાન્તાગૌરીએ રજીસ્ટ્રેશનના-કાયદાને આધારે લગ્ન કરી નાખ્યું છે. એ લગ્ન વખતે માત્ર પ્રભાકર, સૂર્યકાન્ત તથા વિમળા અને મનોરમા જ હાજર હતાં.

મુકુન્દ ઉર્ફે ગંગાધરનું શું થયું તે જાણવાને વાચકો આતુર હોય તે સ્વાભાવિક છે. તે ન્હાસીને મુંબઇ ગયો. ત્યાંથી કલકત્તા થઇને રંગુન પહોંચ્યો. ત્યાંથી પિનાંગ જવાનો તેનો ઇરાદો હતો. પરંતુ રંગુનમાં જુગારીઓની તેને સોબત થઇ. એક માસની અંદર તો તે પોતાની પાસેની તમામ રકમ ગુમાવી બેઠો. એટલે તે એક મેમણ વેપારીની પેઢીમાં પચાસ રૂપીઆના પગારથી દાખલ થયો. અહીં તે એક વેશ્યાને ત્યાં જવા આવવા લાગ્યો. એ વેશ્યાને ત્યાં એક મુસલમાન પણ જતો હતો. તે મુસલમાન તથા મુકુન્દ વચ્ચે ઇર્ષ્યા ઉદ્ભવી. એક વખત બે જણા વચ્ચે બોલાચાલી થઇ. એક વખત પેલા મુસલમાને તેનું ખૂન કરવાનો પ્રયત્ન કર્યો. તેમાં મુસલમાનને પૂર્ણ સફળતા મળી નહિ. પરંતુ મુકુન્દને રહેજ જખમ થયો ખરો. તે બ્હિનો અને પછી રંગુનથી પસાર થઇ ગયો. અત્યારે તે પિનાંગમાં ત્યાંના બદમાશોની ટોળીમાં દાખલ થયો છે અને જુગાર તથા ચોરીમાં પોતાનું જીવન વિતાડે છે એમ સાંભળવામાં આવ્યું છે.



રસિક ઐતિહાસિક સચિત્ર નવલકથા.

# પ્રેમની ખુમારી.

( ભાગ ૧—૨. )

મોગલ બાદશાહ જ્હાંગીરના સમયની આ ઐતિહાસિક નવલકથામાં બંગાળાના પ્રદેશનો રસિક અને અદ્ભુત પ્રસંગોથી ભરેલો પ્રેમ, પ્રેમ ને પ્રેમથી જ ઉભરાતો ચિતાર આપ્યો છે. પ્રેમમાં વહેમ પડતાં પ્રેમની ખુમારીથી નિપજતાં ભેદી પરિણામો વાર્તાને એટલી બધી આકર્ષક બનાવે છે કે એક વખત હાથમાં લીધા પછી પુરી કીધા સિવાય તેને છોડવી ગમતી નથી. આજકાલ લખાતી અનેક નવલકથાઓમાં આ નવલકથા ઉચ્ચ પ્રેમશૃંગારના સંબંધમાં સરસાઇ ભોગવે છે, તે સાથે તેમાં કરૂણ, વીર અને ભયાનક રસનું પણ રોચક મિશ્રણ થએલું હોઇ હૃદયંગમ બને છે. ભાષા રસિક અને સરલ હોવાથી દરેક વાચકને એક સરખી પ્રિય થઇ પડી છે. તેની પ્રથમાવૃત્તિ ખલાસ થવાથી નવી આવૃત્તિ છપાવી છે. બન્ને ભાગ જુદા, પાકાં સોનેરી પુંઠાં, ઉંચા ફેધરવેટ કાગળો, દળદાર કદ, બન્ને ભાગમાં ચાર ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. સાથે ત્રણ રંગમાં રંગેલું સચિત્ર કવર છે, છપાઇ પણ તેટલીજ સુંદર અને આકર્ષક છે, પ્રથમ ભાગ મૂલ્ય રૂા. ૨–૮–૦ દ્વિતીય ભાગ મૂલ્ય રૂા. ૩–૮–૦.

**રસિક નવલકથામાળાના ગ્રાહકોને અર્ધી કીમતે મળશે.**

અત્યંત મનોરંજક કુતુહલવર્ધક સામાજિક નવલકથા.

# સ્નેહલગ્નની સુંદરી.

[ ભાગ—૧—૨ ]

( અનુવાદક—વ્રજલાલ જાદવજી ઠક્કર. )

આ નવલકથા જીજ્ઞાસારસથી ભરપૂર છે. એક વકીલનું પ્રવાસે નિકળવું, પ્રવાસમાં એક ક્રિશ્ચિયન દંપતિ સાથે પરિચય થવો, દારૂડીયા ક્રિશ્ચિયન ધણીનું પત્નીને મૂકી પલાયન કરી જવું, વકિલની સહાયતાથી પત્નીએ મોટરમાં બેસી ધણીને પકડવા માટે આગગાડીની પાછળ ઘણે દૂર સુધી જવું, મોટર અને આગગાડી વચ્ચે સ્પર્દ્ધા, મોટરને રસ્તામાં અકસ્માત નડવો, ડાક બંગલામાં વકિલની સાથે ક્રિશ્ચિયન રમણી સુશીલાએ રહેવું, સુશીલાના હારની ચોરી, તે હાર વકિલે તેના ધણીની પાસેથી છોડાવી લાવવો, ક્રિશ્ચિયને પોતાની એક સ્ત્રી જીવતી હોવા છતાં કાયદા વિરૂદ્ધ સુશીલા સાથે કરેલા લગ્નનો ભેદ ખુલવો, વકિલ રમણીમોહનના આશ્રયમાં સુશીલાએ કલકત્તે જઈ, ગ્રેટઈસ્ટર્ન હોટેલમાં રહેવું, ધીમે ધીમે બંન્નેના અંતરમાં પ્રેમદેવતાનો ઉદય થવો, સાધ્વી સતી બકુલમાળાએ પોતાના પતિ રમણીમોહન વકિલની બિમારીમાં સુશીલાને બોલાવી, તેના સેવાભાવથી પ્રસન્ન થઈ, વૈદિક ધર્મ પ્રમાણે પતિની સાથે સુશીલાનું લગ્ન કરાવવું, વગેરે વિષયો એટલા તો રસિક છે કે એક વખત વાંચવા લીધા પછી પુસ્તક પડતું મુકવાનું મન થશે નહિ. સુંદર એન્ટિક કાગળ, સુઘડ છપાઇ, પાકું સુશોભિત સોનેરી પુંઠું, દળદાર કદ, મોટા કદનાં આશરે ૪૦૦ પૃષ્ટ, છતાં મૂલ્ય રૂ. ૩–૮–૦.

**રસિક નવલકથામાળાના ગ્રાહકોને અર્ધી કીમતે મળશે.**